# हिंदुस्ताननना चारे धामनी यात्रा.

કર્ત્તા

રણછોડલાલ ગીરધરલાલ
ભણકીવાળા.



અમદાવાદ
આર્યોદય પ્રેસ.
સંવત ૧૯૪૪. સન ૧૮૮૮.
કીમત ૦—૧૦—૦

# પ્રસ્તાવના.

આપણા હિંદુલોકોમાં જે બે પૈસે સુખી હોયછે અને આધેડ ઉમ્મરે પહોંચેછે, તેને યાત્રાએ જવા ઉપર રૂચી પેદા થાયછે. જાત્રા કરવામાં સઘળાં મનુષ્યોનો એકજ હેતુ હોતો નથી; કેટલાકને ધર્મ તથા દેવ ઉપર શ્રદ્ધા હોયછે, અને કેટલાક નવા નવા દેશ તથા લોકોની રીતભાત જાણવાને જાયછે; તેમ કેટલાક યાત્રાએ જઇ આવ્યા છીએ એવી કીર્ત્તિ મેળવવાના ઇરાદાથી પણ તીર્થયાત્રા કરેછે. આપણા દેશમાં બાર ગાઉએ બોલી બદલાય એ કહેવત પ્રમાણે જૂદેજૂદે સ્થળે જૂદીજૂદી ભાષા હોવાથી ઘણા યાત્રાળુઓને હરકત પડેછે. હાલ ઈંગ્રેજી ભાષા આખા દેશમાં પ્રસરેલી છે પણ કેટલાક યાત્રાળુઓ ઇંગ્રેજી ભાષાથી તથા રૂઢીથી ઘણા બીન માહીતગાર હોયછે અને કેટલેક સ્થળે એ ભાષા જાણનાર મળતા નથી તેથી તેમને યાત્રા કરવામાં ઘણી અવઘડતા ભોગવવી પડેછે. અને કયાં કયું તીર્થ કે યાત્રા છે તે બરાબર જાણી શકતા નથી. હાલના વખતમાં મુસાફ્રી કરવાને રેલવેનું સાધન ઉત્તમ પ્રકારનું છે, તથાપી અજાણ્યા મુલકમાં જવું તેમાં ઘણી પ્રકારના સાધનની જરૂર છે; હિંદુઓની તીર્થની જગાઓ ફક્ત એકજ ભાગમાં નથી પરન્તુ ભરતખંડની ચારે દિશાઓની સરહદ રૂપે પથરાએલી છે.

અમુક જગોએથી નીકળેલા મુસાફ્રને અમુક જગોએ ઉતરતા પહેલાં રસ્તાની તથા તે ગામ કે શહેરની કેટલીક ઉપયોગી બાબતની માહિતિ મેળવવાની જરૂર છે; તેમજ તેવા સ્થળો વચ્ચેનું અંતર અને રેલવેનું અથવા બળદ કે ઘોડા ગાડીનું ભાડું શું બેસેછે, અને ત્યાં ઉતર્યા પછી ઉતરવાની સગવડ કેવી છે,

વગેરે બાબતથી વાકેફ થવાને તથા જૂદા જૂદા પ્રદેશ અને ત્યાંની ભાષા તથા રૂઢીથી અજાણ્યા માણસોને બહુ આતુરતા રહે છે. એમ હું મારા પોતાના અનુભવથી કહી શકુંછું.

અંગ્રેજી જાણનારને રેલવે ખાતાની તરફથી છપાએલી રેલવે ગાઈડની ચોપડીઓથી સ્ટેશનના ભાડાની તથા અંતરની માહીતી મળેછે, તથાપિ તેમાં બીજી ઉતરચા કરવાની તથા દેશની રીત ભાતની કશી માહીતી મળતી નથી, તેમ ધર્મને ઉદ્દેશીને યાત્રા કરનારાઓને તે તે સ્થળનાં દેવાલય સંબંધી જાણવા જોગ તથા ઈતિહાસની અને મહાત્મ્યની ખબર પડતી નથી. આવાં કેટલાંક કારણોને લીધે મને પોતાને થયેલા અનુભવ પ્રમાણે આ વર્ણન ગ્રન્થ મેં લખ્યોછે. આ મારો પ્રયત્ન ગ્રંથકાર ગણાવાની અભિલાષા માટે નથી, પણ યાત્રાળુ મુસાફરોની અડચણ દૂર કરવા માટેછે.

યાત્રાર્થે કરેલી મુસાફરીના દરમ્યાન મારા જોવામાં તથા અનુભવમાં જે જે આવેલું તેનું યથાસ્થિત વર્ણન કરવા બનતી કાળજી રાખેલી છે, તોપણ આ ગ્રંથમાં જણાવેલું છે તે કરતાં બીજું ઘણું જાણવા જેવું છે એમાં શક નથી. ગ્રંથ વિસ્તારના ભયથી જેમ બને તેમ ખપ જોગ ટુંકું લખાણ કર્યુંછે. માત્ર કાશી અને મથુરાંની ચોરાશી કોસની પ્રકમમા જરા ખુલાસાથી લખી છે. આ ગ્રંથને અંતે રેલવેની માહીતી સારૂ સ્ટેશનોનાં અંતર તથા નુરનું કોષ્ટક આપ્યું છે. એ કોષ્ટકમાં ફક્ત ચારે ધામની યાત્રામાં જેટલાં ઉપયોગી સ્થળો છે તે જણાવ્યાં છે તથા તેમાં દરેક સ્ટેશનનું અંતર એક સ્ટેશનથી બીજા સુધીનું આપેલું છે, તેમજ રેલવેનું ભાડું પણ એક સ્ટેશનથી બીજા સુધીનુંજ આપેલું છે. ફક્ત ત્રીજા વર્ગનુંજ ભાડું જણાવેલુ છે કેમકે ઘણું કરી આપણા યાત્રાળુમાંનો ઘણો ભાગ ત્રીજા વર્ગની ગાડીમાંજ મુસાફરી

કરેછે. પહેલા તથા બીજા વર્ગની ગાડીમાં ભાગ્યેજ મુસાફરી ક-રનાર યાત્રાળુ હોયછે ને જે હોયછે તેને ઈંગ્રેજીનું જ્ઞાન હોયછે તેથી રેલ્વે ગાઇડના સાધનથી તે બાબતમાં તેને કાંઈ હરકત પડતી નથી.

આખા હિંદુસ્તાનમાં જુદે જુદે સ્થળે જુદી જુદી બોલીઓ ચાલેછે, પણ દક્ષિણ શિવાય તમામ ભાગમાં હિંદુસ્તાની બોલી સાધારણ હોવાથી કોઇ રીતે ઝાઝી અડચણ પડતી નથી. દક્ષિણમાં મદ્રાસમાં (અરબસ્તાનમાં વપરાતી ભાષાથી તદન જુદીજ છે.) આરબી બોલી ચાલેછે તે દક્ષિણ ભાગમાં સાધારણ છે. તે દેશમાં ઇંગ્રેજી બોલી ઘણી ચાલેછે, તેથી ઇંગ્રેજી ભણેલાને અડચણ નથી આવતી :પણ જ્યારે નાહાનાં ગામડામાં કોઇ ઈંગ્રેજી ભણેલો મળતો નથી ત્યારે તેને પણ પુરી અડચણ પડેછે. તેથી ઇંગ્રેજીના જાણનારને અને નાજાણનારને અડચણ પડે નહિ તેટલા માટે આ ગ્રંથને અંત્યે ત્યાં વપરાતા કેટલાક જરૂરના શબ્દોનું અર્થ સહિત કોષ્ટક આપેલું છે.

આ ગ્રંથમાં કેટલીક જગાએ સંસકૃત શ્લોક આપેલા છે પણ તેનો મેં કેટલાકમાંથી ઊતારો કરેલો છે. મને સંસકૃતનું વધારે જ્ઞાન નથી તેથી તેમાં ભૂલો રહેલી હશે તે વિદ્વાનોએ સુધારી લેવી. આ ગ્રંથની ભાષા સુધારવામાં મારા મિત્ર ત્રવાડી ક્રીરપાશંકર દોલતરામ તરફથી મને ઘણી મદદ મળેલીછે તેથી તેમનો મારાપર આભાર છે.

લી.

ર.—ગો.—ક ત્રા.



## वसंत तिलका.

છે ભર્ત વર્ષ ભૂમિમાં, શુભ તીર્થ સાતે,
કાશી પ્રયાગ મથુરાં, ઉજ્જણ વિરાજે;
દ્વારામતિ અવધ પૂ, ર અતિ રૂપાળુ.
માયા વતિ મનુષ્યને, સુખ આપનારૂ;
*ચારે દિશે ચતુર જે, મરિઆદવાળાં,
ધામો ધુરંધર દિસે, અઘ ટાળનારાં;
પૂર્વે કરેલ અતિ પૂ, ણ્ય તણે પ્રભાવે,
તીર્થો કરેય જનનિને, જઠરે ન આવે;
વેદે લખેલ વળી શા, શન શાસ્ત્ર દેછે,
માટે વિચારી નાગે, શ્વર એમ કહે છે.

## श्लोक.

कृत्वातीर्थाणिमनुजालभंतेपुण्यमीदृशं ॥
तस्मात्भारतवर्षोयंक्षेत्रत्वंमातपद्यते ॥



---

*પૂર્વમાં જગન્નાથ. દક્ષીણમાં રામેશ્વર. પશ્ચીમમાં દ્વારકાં. ઉતરમાં બદરીનારાયણ.

# અનુક્રમણીકા.

## પ્રકરણ પહેલું.

આ પ્રકરણમાં અમદાવાદથી મુંબાઈ થઇને જી.આઇ. પી.રેલને રસ્તે રાયચોર થઇને દક્ષિણ મદ્રાસ રેલવેને રસ્તે થઈ ત્યાંથી આગળ દક્ષિણ હિંદુસ્તાન રેલવેને રસ્તે થઇને રામેશ્વર સુધી તમામ યાત્રાનું વર્ણન કરી પાછા ફરી મલબારની તમામ યાત્રા કરી ત્યાંથી પાછા ફરી દક્ષિણ મરેઠા રેલને રસ્તે થઇને કીષકંધાની યાત્રા કરી મુંબાઇ સુધીની તમામ યાત્રાનું વર્ણન છે.

## પ્રકરણ બીજું.

આ પ્રકરણમાં મુંબાઇથી જબલપુર જઈ, ત્યાંથી પૂર્વ હિંદુસ્તાન રેલને રસ્તે અહલાબાદ થઇ બનારસ થઇ જગન્નાથ વગરેની પૂર્વ હિંદુસ્તાનની તમામ યાત્રાનું વર્ણન મથુરાં સુધીનું આપેલુંછે.

## પ્રકરણ ત્રીજું.

આ પ્રકરણમાં મથુરાંથી રજપુતાના માળવા રેલને રસ્તે દીલ્હી થઇ આગળ સીંધ પંઝાબ રેલને રસ્તે સહારનપરથી હરદ્વાર થઇ બદરીકેદાર તથા ગંગોત્રી વગરે યાત્રા દર્શાવી પાછા ફરી આવતાં શ્રીનાથજી કાંકરોલી, તથા અંબાજી તથા આબુજી વગરેની યાત્રાનું વર્ણન આપેલુંછે.

## પ્રકરણ ચોથું.

આ પ્રકરણમાં અમદાવાદથી વઢવાણ થઈને ધોળા સુધી રેલને રસ્તે જઇ ત્યાંથી દ્વારકાં તથા પંચ તીર્થિની તમામ યાત્રાનું વર્ણનછે.

# અંતરલાપિકા.

રટણ કરીને મેં રચ્યો, ગિરા તણું નથી જ્ઞાન,
નવીન પંડિત હું થવા, રહુ ન હ્રદયે માન;
છો[illegible]થી છકી, ધર્યો નથી દીલ દંભ,
ડક્કર કંઈ હાકી નથિ, રળવાનો નહીં ફંદ;
લાગ્યું લખવા જેટલું, લાગ્યો તો કરિ નોધ,
લખ્યું લોકને કારણે, લગતે લગતો શોધ;



३५४५

# हिंदुस्ताननां चारे धामनी यात्रा.

## પ્રકરણ ૧ લું.

### દક્ષિણ હિંદુસ્તાન અને સેતુબંધ રામેશ્વર.

" પ્રવાસમાં જોવાય, ઘાટ અદભુત ઈશ્વરના;
પાહાડ નદી ને રાન, ઘોઘ રંગો તરવરના-
સમુદ્ર સરતર તીર, જનાવર બહુ જાતોના;
ધન્ય ધન્ય પ્રભુ જ્ઞાન, સુખી થાયે જોતાંમાં-
બિહકણ કાયરા હોય, વળી રહે સંતોષી તે;
પ્રવાસથી બહુ ડરે, રણે શત્રૂ શું ઝીતે ?
'જીવ્યા કરતાં જોયું, ભલું' કહેવાએ જનમાં;
જોવાની નહિં હોંસ, મુવેલો જીવતો જગમાં "

પરમકૃપાળુ પરમેશ્વરે આ દુનીઆમાં અનેક પ્રકારનાં ચિત્ર વિચિત્ર પ્રાણી ઉત્પન્ન કર્યાં છે તેમાં મનુષ્ય વર્ગ સર્વોત્તમ ગણાય છે, કારણ કે તેનામાં તર્કજ્ઞાન વિશેષ છે, અને તે વડે તે ઐહિક અને પાર્માર્થીક બેઊ સુખ સંપાદન કરી શકે છે. દુનીઆમાં ગણાતું સુખ સંપૂર્ણ ભોગવ્યા પછી પણ જે કર્ત્તવ્યતાની અપેક્ષા રહે છે, તે કર્ત્તવ્યતા કઇ અને તે શી રીતે પુરી પાડવી તે બાબત દરેક ધર્મના ગ્રન્થોમાં જૂદા જૂદા વિદ્વાનોએ ભિન્ન ભિન્ન મત જણાવેલા છે. આથી મોક્ષ સંબંધી પાર્માર્થીક જ્ઞાનનાં ખરાં સાધન કિયાં તે શોધી કાઢવું ઘણું મુશ્કિલ છે; તો પણ

એટલું તો કહેવું પડશે કે—હિંદુ લોકો પરમેશ્વર સંબંધી પારમાર્થિક જ્ઞાન મેળવવાને જેટલા ઊંડા ઉતર્યા છે, તેટલા અત્યારસુધી બીજાં કોઇ લોક ઉતર્યા હોય તેવું તેમનાં ધર્મ પુસ્તકોપરથી જણાતું નથી.

**હિંદુ–ધર્મ**–શાસ્ત્રોમાં મનુષ્યની વયના ચાર આશ્રમ કલ્પિ તે પ્રત્યેક આશ્રમના વખતમાં જે જે કાર્યો કરવાનાં કહ્યાં છે તે તે કાર્યો જ્ઞાનમાં વધારો કરવાને યથાયોગ્ય જણાય છે. તેની ગોઠવણ એવી છે કે દરેક મનુષ્યે પ્રથમ વયમાં એટલે વિશ અથવા પચીશ વર્ષ સુધી ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કરવો, તે વય અથવા અવસ્થાને બ્રહ્મચર્યાવસ્થા કહે છે. ત્યાર પછી પચીશ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ અને તે પછી પચીચ વર્ષ વાનપ્રસ્થાશ્રમમાં કાઢી છેલાં પચીશ વર્ષ સંન્યાસ ભોગવવું. પૂર્વે એ પ્રમાણે ચાલતું. પરંતુ હાલ બધાથી તેમ બનતું નથી. તો પણ 'સાપ ગયા ને લિસોટા રહ્યા' એ કહેવત પ્રમાણે પરંપરાગત આચરણનો કંઇક અંશ પૂર્વોકત આશ્રમના પ્રતિબંધ વિના આપણા જોવામાં આવે છે, અને તેથી થતું સત્કર્મ પણ કંઈક ફળવાળું જણાય છે. પૂર્વે પચાશ વરશની વય થવા પછી ગૃહસ્થાશ્રમનો ધર્મ છોડી દઇ કેટલાક આર્ય બન્ધુઓ વાનપ્રસ્થ ધર્મ અંગિકાર કરતા અને તે વખતે સત્સંગ, દેશાટન, તથા આત્મોન્નતિની સાધનાને માટે તીર્થનાં સ્થળોએ ફર્યા કરતા તે પ્રમાણે હાલના લોકથી બનતું નથી, તો પણ ગૃહસ્થાશ્રમીઓ કોઇ કોઇ વાર તીર્થાટન સંબંધી અનહદ લાભ લેતા નજરે પડે છે. આવો શિષ્ટાચાર જોઇ, મારૂં મન પણ એમજ ઉશ્કેરાતું કે, પ્રખ્યાત ભારતવર્ષની મર્યાદાભૂત ચારે દિશાનાં ચાર પ્રખ્યાત ધામ જે સેતુબંધ રામેશ્વર, બદ્રિનારાયણ, જગન્નાથજી, અને દ્વારકાં, તેમની યાત્રા એક વખત

થાય તો સારૂં. આવો વિચાર ઘણા દિવસથી મારા મનમાં ઘોળાતો હતો; પણ વ્યાપારના ઘણા વ્યવસાયથી અને સંસારની બીજી કેટલીક અડચણોથી તે વિચાર પાર પડી શકતો નહોતો. એવામાં ઇશ્વર કૃપાએ મારાં માતુશ્રીએ પોતાને એ યાત્રાઓ કરવા જવાનો આગ્રહ દર્શાવ્યો, તેથી મેં ધારેલો લાભ લેવાનો લાગ મને જલદી મળ્યો. સંવત ૧૯૪૪ ના માગશર વદિ ૯ ને શુક્રવારે ૧૧ કલાક અને ૪૫ મિનિટે અમદાવાદના સ્ટેશનથી વડોદરા રેલવેની પેસેંજર ટ્રેનની મારફતે સેતુબંધ રામેશ્વર તરફ જવાને અમે નીકળ્યાં.

અમે દૂરની યાત્રાએ જવા નીકળ્યા માટે રીવાજપ્રમાણેઅમારાં સગાં સંબંધી અને માયા મહોબતવાળાં અમને મળવા તથા વળાવવા સ્ટેશન ઉપર આવ્યાં હતાં. તે સર્વેને મળી રહ્યા એટલે ગાડી ઊપડી. એક કલાકમાં બારેજડીનું સ્ટેશન વટી અમે મેહેમદાવાદ પહોચ્યા. ત્યાં પાંચ મિનિટ થોભ્યા બાદ ગાડી ઉપડી તે નડીઆદને સ્ટેશન થોડી વાર થોભી. સંતરામની જગા અને તેની ધજાનાં દર્શન કરી અમારી ગાડી ઉપડી. ગુજરાતમાં ચરોતરની જમીન ઘણી રસાળ અને ફળ ફુલ વગેરેથી ભરપૂર છે. રવિનો વખત માટે શીઆળુ જવ, ઘઊં અને શેલડી વગેરેનાં ખેતરોમાં ખેડુત લોકો મોટા રાગડા કરી પોતાના છોડવાઓને કૂવાનાં પાણી કોસ વડે પાતા હતા. લીલોતરીથી જમીન લીલી કચ્છ જેવી દેખાતી હતી. ચોમાસુ તાજું ગએલું માટે તળાવો અને ખાબડાંમાં તેમ લાઈનની બે બાજુએ ખાડાઓમાં કેટલેક સ્થળે જળ ભરેલું જણાતું હતું. બીજા બધા દેશો કરતાં તંબાકુનો પાક ચરોતરમાં સારો થાય છે. ત્યાંની તંબાકુ ઘણી વખાણાય છે અને તે યુરોપ સુધી જાય છે. તંબાકુના લીલા કલાર છોડવાઓ જોતા જોતા

અમે ચાલ્યા જતા હતા. તેવામાં ગાડીનો શીશુડો થયો એટલે અમારી સાથેના કેટલાક ઉતારૂઓ સાવધ થઇ પોતાનો સામાન સંભાળવા લાગ્યા. થોડી વખતમાં સ્ટેશન આવી પહોચ્યું.

પ્લાટફાર્મપર પોટરો અને સીપાઈઓ 'આણંદ દશ મિનિટ,' 'આણંદ દશ મિનિટ' એવા અવાજ મારવા લાગ્યા. સ્ટેશનના નોકરો આમથી તેમ દોડમદોડા કરતા હતા.

અમારે પણ સદરહુ સ્ટેશનપર ઉતરવાની ફરજ પડી. શાથી કે અમે ડાકોરની ટિકિટ લીધી હતી. આણંદથી ઇશાન કોણમાં ૧૮ મૈલને છેટે ડાકોરનું સ્ટેશન ગોધરા લાઇનમાં છે. તે શાખા લાઇન આણંદ આગળથી શીરૂ થાય છે. અમારાં ગાંસડા પોટલાં ચાકરો અને પોટરો પાસે ઉપડાવી અમે ત્યાંથી ચાલ્યા ને બીજા કેટલાક ઉતારૂઓની સાથે ગોધરા લાઇનપર આવ્યા, ત્યારે ડાકોરની ગાડી તૈયાર થઇ રહી હતી. તેમાં સવાર થયા કે થોડી મીનીટે તે ઉપડી. આશરે પોણા બે કલાકે ડાકોરના સ્ટેશન પર અમે આવી પુગ્યા. સ્ટેશનથી આથમણી કોર ડાકોર આશરે એક મૈલ દૂર છે. ત્યાં જવાને કાચી સડક બાંધેલી છે. ચાલીને ઘણા યાત્રાળુઓ ડાકોરમાં પ્રવેશ કરે છે. જેને ગાડીની જરૂર હોય તેને ગાડી પણ મળે છે. સ્ટેશનપર ગોર લોકો યાત્રાળુને લેવા સામા આવેછે, એટલે અજાણ્યા મુસાફરોને કોઈ પ્રકારની અડચણ પડતી નથી. સ્ટેશનથી ગામમાં જતાં શેઢી નામે નદી આવે છે તેના ઉપર પુલ બાંધેલો છે. ડાકોર ગામ ખેડા જીલ્લાનું છે ને તેમાં આશરે સાત હજાર માણસની વસ્તી છે. ગામની વચ્ચે એક મોટું તળાવ છે તે 'ગોમતી' એ નામથી ઓળખાય છે. આ ગામમાં મ્યુનિસિપાલ ખાતુ છે યાત્રાળુ પાસેથી તેમની તરફથી કંઇ કર લેવામાં આવતો ન-

થી.‡ગામમાં એક હૉસપીટલ, એક સરકારી નિશાળ તથા સંસ્કૃત અને અંગ્રેજી શાળા છે. આ ગામમાં મેશ્રી વાણિયા, બ્રાહ્મણ, કણબી અને ગરાસીઆ વગેરેની વસ્તી છે. ગોમતી તળાવપર ડંકેશ્વર મહાદેવનું દેરૂંછે. તેની સામે પ્રખ્યાત રણછોડજીનું મંદિરછે. ગુજરાતમાં ડાકોરના રણછોડજીનું તીર્થ ઘણુંજ પ્રખ્યાતછે. હિંદુસ્તાનના ઘણા ભાગમાંથી શ્રદ્ધાળુ હિંદુઓ ડાકોરનાથજીની યાત્રાએ આવેછે. દર પુનમે ત્યાં મોટી યાત્રા ભરાય છે. ડાકોરના રણછોડજી વિશે પ્રખ્યાત સામળ કવિનો કરેલો એક શ્લોક છે, તેમાં લખે છે કે–પદરસેંના સૈકામાં ડાકોરમાં એક બોડાણો નામનો રજપૂત રહેતો હતો, તેને દ્વારકાંનાથજી ઉપર ઘણી શ્રદ્ધા હતી. તે હમેશાં હાથમાં તુલસી વાવી ડાકોરથી દ્વારકાં જઇ રણછોડજીને ચઢાવતો. એવી પૂજા કરતાં કરતાં તેની સીતેર વર્ષની વય થઈ. તેના મનમાં એવો ઇરાદો હતો કે જો ઠાકોરજી મારા ઉપર પ્રસન્ન થાય તો હું તેમને ડાકોર લેઈ જાઊં. બોડાણો હમેશાં ડાકોરથી દ્વારકાં જતો હતો માટે ત્યાંના પૂજારી ગુગળી બ્રાહ્મણો વારેવારે તેનું દ્વારકાં આવવું જોઇ મનમાં શંકા લેતા હતા. એક વખતે લાગ આવવાથી બોડાણો રણછોડજીને ગાડીમાં બેસારી રાતની વખતે ગુગળીથી છાનો નાઠો. સવારમાં પૂજારીઓએ મંદિર ઉઘાડયું તો અંદર રણછોડજીને ન દીઠા, તેથી તેઓ ગભરાયા. છેવટે તેમને નક્કી થયું કે રણછોડજીને બોડાણો ચોરી ગયો. હથિઆર બાંધી ગુગળીઓ તેની પૂઠે પડયા. બોડાણે દડ મજલ રણછોડજીને ડાકોરમાં લાવી ગોમતીમાં સંતાડયા. ગુગળીઓ ડાકોર આવી બોડાણાની સાથે લડવાને તૈયાર થયા. ગામના

‡ અમે ગયા ત્યારે કંઇ કર લેવાતો નહોતો પણ હાલ માથાદીઠ એક આનાનો કર લેવાય છે.

લોકે ગુગળીઓને ઘણું સમજાવ્યા પણ તેમણે માન્યું નહીં. એક ઊછરતા જુવાન ગુગળીએ બોડાણા તરફ કામઠા ઉપર તીર ચઢાવીને ફેંક્યો તે તેના મર્મસ્થાનમાં વાગવાથી સખ્ત ઘાએલ થયો. પછી બાતમી મળવાથી ગુગળીઓ ગોમતીના પાણીમાં સંતાડેલી મૂર્ત્તિનો શોધ કરવા લાગ્યા તેવામાં એક જણના પગે મૂર્ત્તિ અથડાઈ એટલે તેણે પોતાના હાથમાંનો ભાલો તે ઉપર માર્યો તેથી તે મૂર્ત્તિમાંથી રૂધિર નીકળી પાણી ઉપર આવ્યું અને આખા તળાવનું જળ રૂધિરમય થઇ ગયું. આવો બનાવ બનવાથી ગુગળીઓ ગભરાયા. તેમણે જાણ્યું કે રણછોડજી આપણા ઉપર કોપશે માટે ગામ લોકો જે ફેંસલો કરે તે પ્રમાણે માનવું. છેવટે રણછોડજીના ભારોભાર તોળીને સોનું લેવું તેમણે કબુલ કર્યું. પરંતુ તેમાં પણ ગુગળીઓ ઠગાયા. બોડાણાને સખ્ત ઘા વાગેલો હતો. મરતી વખતે તેણે કહ્યું કે તમે દ્વારકાં પાછા જાઓ. ત્યાં જ્ઞાન વાવમાંથી તેમને રણછોડજીની બીજી મૂર્ત્તિ જડશે તેનું તમારે સ્થાપન કરવું. ગુગળી લોકે બોડાણાનું કહ્યું માન્યું અને તેઓ દ્વારકાં પાછા ગયા. જ્ઞાન વાવમાંથી બીજી મૂર્ત્તિ કાઢી પ્રતિષ્ઠા કરી જે અદ્યાપિ દ્વારકાંમાં બિરાજે છે.

ગુગળીઓના જવા પછી ગોમતીમાંથી રણછોડજીની મૂર્ત્તિ ગામ લોકે કાઢી. તે વખતમાં ગુજરાતમાં દેશી રાજાનું પ્રબળ હોવાને લીધે રાજ્ય તરફથી ઘણીજ મદદ આવી પોહોચી. સખાવત બહાદુર ત્રાંબેકરે સરકારની મદદથી ગોમતીની પૂર્વ દિશામાં બજારની મધ્યે મોટું ઘૂમટ વાળું દેરૂં બંધાવ્યું. તેને ફરતો અંડાળીવાળો કિલ્લો છે. પૂર્વ અને ઉત્તર દિશા તરફ બે દરવાજા છે. દક્ષિણમાં એક નાની બારી છે. ત્યાં થઇ ત્રાંબેકરના મકાન ભણી નીકળાય છે. કીલામાં મધ્યે વિશાળ દેરૂં છે તેને ચઢવાનાં

પગથીઆં છે. વચલા ઘૂમટને ત્રણ દ્વાર છે. મંદિરના પાછલા ભાગમાં ઉત્તર અને દક્ષિણ તરફ બે બારીઓ છે. ઉત્તર દિશામાં ઠાકોરની સુખસય્યાનો ઓરડો છે. આવી તરેહનું વિશાળ મંદિર બંધાવી શ્રી રણછોડજીની મૂર્ત્તિનું અંદર સ્થાપન કર્યું. ગાયકવાડ સરકારની સાહ્યતાથી ડાકોર અને કંજરી એ બે ગામની ઉપજ મંદિરને અર્પણ થઈ. ઠાકોર સેવાનો હક ડાકોર ગામના રહેવાશી બ્રાહ્મણો તથા તપોધનોને મળ્યો. બ્રાહ્મણોમાં શ્રીગોડ તથા ખેડાવાળનો હક મંદિરમાં છે. તરવાડી મેવાડાની વસ્તી એ ગામમાં છે, તેઓ ગોરનું કામ કરેછે પરંતુ તેઓનો મંદિરમાં કશો હક નથી. તપોધનોનો આઠ આની ભાગ છે. શ્રીગોડોને ઠાકોર સેવાના વારામાં આરતિ ઉતારવી તથા રાજભોગની રસોઈ કરવી. ખેડાવાળોને ઠાકોરને શૃંગાર આપવા વીગેરેની સેવા કરવાનો હક છે. રાત્રે મંદિરની કુંચી તપોધનોને ત્યાં રહે. એવી રીતે સેવાની વ્યવસ્થા ચાલી આવેછે. સેવા કરવાનો હક ઘણા જણનો હોવાથી માંહોમાંહ્ય ગરબડ ન થાય માટે ભંડારીની જગોએ એક ત્યાગી બાવો નીમવામાં આવે છે, તેની નીમણોક સેવકોની એક મરજીથી થાય છે. ઠાકોરનો શૃંગાર વગેરે દાગીના બાવાના કબજામાં રહેછે. મંદિર તરફથી હમેશાં જે રાજભોગ ધરાવવામાં આવેછે, તેનો દરરોજ બાબાસઈ ચૌદ રૂપઇયાનો ખરચ છે. બાકી લોકો તરફથી ઠાકોરજીને ઘણો ભોગ ધરાવવામાં આવેછે. ડાકોરમાં ચાર અનક્ષેત્ર છે. એક શ્રીમંત ગાયકવાડ સરકારનું, બીજું ભટજીનું, ત્રીજું પાટડી દરબારનું તથા ચોથું પાટડી દરબારની સાથે વાંધો પડવાથી વેપારી વર્ગમાં ઉઘરાણું કરી એક અનક્ષેત્ર હાલ લાલદાસ નામના એક કણબી વર્ગના વેપારીએ ઉભું કર્યુંછે. આ બધાં સદાવ્રતોમાં મળી હમેશાં બસેં સાધુઓ જમે છે. પુનમને

દિવસે જેટલા સાધુઓ ડાકોરમાં આવ્યા હોય તેમને મિષ્ટાન્ન વગેરે સઘળી સામગ્રી રણછોડજીમાં ધરાવી ગોમતી ઉપર લાવી પીરશી દેવામાં આવે છે. ભટજીનું અન્નક્ષેત્ર યથાસ્થિત પાયા ઉપર ચાલે છે. રણછોડજીના મંદિરના પાછલા ભાગમાં ઠાકોરજી-ને લાવનાર બોડાણા ભકતની પાષાણુની મૂર્તિ છે.

માંખણીઆ આરા તરફ જતાં લક્ષ્મીજીનું મંદિર આવે છે, તે પણ વિશાળ ઘૂમટવાળું છે. પ્રથમ રણછોડજી તેજ મંદિરમાં બિરાજ્યા હતા. ગોમતી ઉપર ત્રીકમજીનું મંદિર અને તેમના નામથી એક મોટો સાધુ વેરાગી લોકોનો અખાડો છે. ભટજીના ઘાટપર આચારજી મહાપ્રભુજીની બેઠક છે. ગામથી થોડે દૂર એક કુંડ છે તેને રાધાકુંડ કહે છે, ત્યાં જતાં રસ્તામાં એક હનુમાન છે. આ સિવાય ડાકોરમાં બીજાં મંદિર ઘણાં છે. ગામમાં એક લાઇબ્રેરી તથા કન્યાશાળા છે. પુનમના મેળાપર ગુજરાતના પા-ડોવાડીયા ગામોના વેપારી રેશમી કાપડ વગેરે માલ વેચવાને આવે છે. પ્રદેશી યાત્રાળુઓને સિધાસામાન માટે મોદી લોકોની દુકાનો ઘણી છે. તે શિવાય ગામમાં બીજો હુન્નર કે વ્યાપાર કંઇજ નથી. આસો મહિનાની પુનમ, કારતકી પુનમ, ફાગણ મા-સની પુનમ અને અષાડ માસમાં રથયાત્રા એ મેળાઓ ભારે ભરાય છે. આશરે દોઢ લાખ મનુષ્ય એકઠું થાય છે. ગુજરાત-માં ડાકોરનું ધામ ઘણું પ્રખ્યાત છે. હિંદુસ્તાનના ઘણા ભાગમાં-થી લોકો યાત્રાને માટે ત્યાં આવે છે.

ડાકોરથી આગળ ગોધરા લાઇનમાં એક ડુવા નામનું સ્ટેશન છે તેની નજીક જે યાત્રા છે તેને ડુવા કાંકણપુરની યાત્રા કહે છે, કારણ કે ત્યાં કાંકણપુર નામનું એક ગામછે. ત્યાં આગળ ચોરસ આકારનું એક તળાવ છે, તેમાં ઘણાં કુંડાં ડાટે-

લાં છે, તેમને કુંડ કહે છે. તે કુંડમાં કોઇમાં ટાઢું, કોઇમાં ઉનું એમ પાણી ભરેલું હોય છે, તેમાં સ્નાન કરાવે છે. મધ્યમાં એક મોટો કુંડ છે, તેને સૂર્યકુંડ કહે છે. ત્યાંથી આગળ ટેકરાપર એક મહાદેવનું દેરૂં છે, તેની નજીક પાષાણમાં પગલાં કોતરેલાં છે, તે ભીમસેનનાં છે એમ કહી દર્પણ કરાવે છે. જો આપણે પણ ઈચ્છા હોય અને તે તળાવમાં ખોદી અને કુંડું ડાટીએ તો તેમાં ઉનું અગર ટાઢું પાણી ભરાય છે. આ ક્ષેત્રને રામક્ષેત્ર કહે છે. ત્યાં દર્શન કરી અમે પાછા ફરી આણંદને સ્ટેશન આવી ગાડીમાં બેઠા.

રસ્તામાં વડોદરૂં શેહેર આવે છે તે ગાયકવાડ સરકારની રાજધાનીનું મુખ્ય શેહેર છે. તે પ્રખ્યાત શેહેરમાં જોવાનાં મકાનો ઘણાં છે. શેહેરની બાંધણી વખાણવા લાયક છે. ત્યાંથી પાવાઘડપર કાળીકા દેવીનાં દર્શનને માટે જવાય છે, તે વડોદરાથી સત્તાવીશ માઇલને અન્તરે છે. ત્યાં જવાને વડોદરેથી બળદ ગાડીઓનાં ભાડાં મળે છે. વડોદરાની ભાગોળે વિશ્વામિત્રિ નામની એક નાની નદી છે તેનાપર જવા આવવાને પથ્થરનો પુલ ગાયકવાડ સરકાર તરફથી બંધાવેલો છે. વિશ્વામિત્રિના સ્ટેશનપરથી રેવાજી ( ચાંદોદ ) જવાને એક નાની રેલવે જોડાય છે, તે ગાયકવાડ સરકાર તરફથી બાંધવામાં આવી છે. વડોદરૂં ગુજરાતમાં પ્રસિદ્ધ શેહેર છે, માટે એ વિશે અત્રે ઝાઝું વિવેચન કરતા નથી.

ત્યાંથી આગળ મીયાંગામનું સ્ટેશન આવે છે, ત્યાંથી પણ રેવાજી જવાને ગાયકવાડ તરફથી નાની લાઇન બાંધેલી છે. વિશ્વામિત્રિવાળી લાઇનને સદરહુ લાઇન ડભોઈને સ્ટેશન જોડાય છે. રેવાજીનું તીર્થ ચાણોદ અને કર્નાળી એ બે ગામ નર્મદાને કિ-

નારે છે ત્યાં કહેવાય છે. ચાણોદ ગામ જરા મોટું છે, તેમાં શેષશાઈ ભગવાનનું મંદિર છે. બીજાં કાશીવિશ્વનાથ વગેરે મહાદેવનાં દેરાં છે. ચાણોદની પશ્ચિમે નર્મદા કિનારે આશરે આઠ મૈલને અન્તરે અનસૂયા માતાનું મંદિર છે ત્યાં હોડીમાં બેસી યાત્રાળુઓ દર્શનને માટે જાય છે. ત્યાં જતાં રસ્તામાં વેદવ્યાસ અને શુકદેવજીનાં મંદિર નર્મદાના સામા કિનારાપર આવેલાં છે.

ચાણોદ અને કરનાળીની વચમાં એક ઓર નામની નાની નદી છે. તે નર્મદાને મળે છે, તેના સંગમ ઉપર શ્રાદ્ધ થાય છે, અને તેને ઓરસંગમનો આરો કહે છે.

કરનાળી નાનું ગામડું છે, તેમાં વડનગરા નાગર બ્રાહ્મણનાં આશરે સોએક ઘર છે. ત્યાં નર્મદાના કિનારાપર કુબેરભંડારી મહાદેવનું દેવાલય છે. ત્યાંથી ત્રણ મૈલપર નાની મોટી પનોતી છે, ત્યાં હોડીમાં બેસીને જવાય છે. ચાણોદ કરનાળીથી નર્મદાને સામેપાર નાંદોદના રાજ્યનો મૂલક છે.

ચાણોદ કરનાળીની યાત્રા કરી પાછા અમે મીઆંગામ આવી સુરત જવાને બી. બી. સી. આઇ. લાઈનમાં સવાર થયા. ત્યાંથી ત્રીશ માઈલને અન્તરે ભરૂચ શેહેર નર્મદાને કિનારે ઉંચા ટેકરાપર પાઘડીપને આવેલું છે. આ શેહેર ઘણું જૂનું છે. અસલના વખતમાં એને ' ભ્રગુકચ્છ ક્ષેત્ર ' એ નામથી ઓળખતા હતા. એમાં ભાર્ગવ બ્રાહ્મણની વસ્તી સારી છે. ત્યાં કંઈ પ્રસિદ્ધ તિર્થ નથી. ફકત રેલવેના પુલની નજીક જે નર્મદાનો આરો છે તેને હાલ ' દશાશ્વમેધ ' નો આરો કહે છે, તેમાં ન્હાવાનું પૂણ્ય વિશેષ છે. આગળ બળી રાજાએ શુક્રાચાર્યને ગુરૂ કરી ત્યાં સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા.

ભરૂચમાં નર્મદા કિનારે એક ફુરજો છે, ત્યાં આગળ રૂનો

વ્યાપાર ઘણો સારો ચાલતો.

ભરૂચથી થોડે છેટે શુકલતિર્થ તથા તવરાની યાત્રા છે. ત્યાં બળદ ગાડીએ બેસીને જવાય છે. જે સાલમાં બે વૈશાખ માસ આવે છે, તે સાલમાં તવરાની યાત્રા ભરાય છે.

ભરૂચ મુકીને આશરે ચાળીશ માઈલ આગળ ચાલ્યા એટલે તાપીને કાંઠે સુરત શેહેર આવે છે. આ પુરાતન શેહેર છે. સવત ૧૮૯૦ ની સાલમાં ભારે આગ લાગવાથી એ શેહેરને મોટો ધોકો પોહોચ્યો છે. સુરતના સ્ટેશનપર પ્રદેશી મુસાફરોને ઉતરવાને સગવડ સારી છે. આ શેહેરમાં બીજી પુરાતન યાત્રા નથી, પણ શ્રી ગોસ્વામી તરફથી બાલકૃષ્ણજીનું મંદિર છે. સ્ટેશનથી ત્રણ માઇલપર ફુલપાડા ગામની નજીક તાપી નદીનો અશ્વિનિકુમાર નામનો આરો છે. સુરતના હિંદુઓનાં મડદાં અહિં બળે છે. સ્મશાનમાં જનાર લોકનું ટાઢ, તડકો અને વરસાદથી રક્ષણ થાય તેને માટે એક મોટી ધર્મશાળા હાલમાં ત્યાં બંધાઇ છે. આ ધર્મશાળામાં એક સારી લાઇબ્રેરી રાખેલી છે તેથી મડદું બળતા સુધી લોકોને પુસ્તકો વગેરે વાંચી વખત સારી રીતે ગાળવાનું ઠીક પડે છે. વારત્હેવારે ઘણા લોકો ત્યાં સ્નાન કરવા જાય છે. સદરહુ ઓવારો પાષાણનાં પગથીઆંથી બાંધેલો છે. ત્યાં આગળ આચારજી મહાપ્રભુજીની બેઠક છે અને કંથારેશ્વર મહાદેવનું દેવળ છે. સુરતથી થોડે છેટે ભીમપોરા નામના એક હનુમાન છે. શ્રાવણ માસમાં સુરતના શોખીન લોકો ત્યાં ઉજાણીએ જાય છે અને મોટો મેળો ભરાય છે. સુરત અસલના વખતમાં એક મોટું બંદર હતું; ત્યાંથી દરીઓ પાંચગાઉ દૂર છે. જ્યારે મુંબાઈ અને સુરતની વચ્ચે રેલવેનો સંબંધ નહોતો, ત્યારે દરિઆ માર્ગે વહાણોથી આ શેહેરનો વ્યાપાર ઘણો

ચાલતો હતો. સુરતના લોકો શીળા સ્વભાવના અને ખાવેપીવે તથા ઓઢવે પેહેરવે ઘણા શોખીન છે. પણ હાલ રોજગાર ભાગી જવાથી કેટલાક મુંબઈ જઈ વસ્યા છે અને કેટલાક સાધારણ સ્થિતિમાં ત્યાં રહી પોતાનો નિભાવ કરે છે. કિલ્લા પાસે સુધરાઇ ખાતાનો વિશાળ જાહેરબાગ તથા બીજાં જોવા લાયક મકાન ઘણાં છે. એક બે મિલોનો વેપાર સારો ચાલે છે.

સુરતથી ૧૫૦ મૈલને અન્તરે દરિઆના ટાપુમાં મુંબઇ નામનું પ્રખ્યાત શેહેર આવેલું છે. આખા હિંદુસ્તાનમાં વ્યાપાર રોજગાર અને બીજી સઘળી આબાદીમાં મુંબઇ જેટલું ચઢીઆતું બીજું શેહેર કવચિતજ હશે. એ શેહેરમાં આશરે દશલાખ મનુષ્યની વસ્તી છે. તળ મુંબઇના રહેવાસી તો ઘાટી અને બાવચા વગેરે હલકી જાતના લોક છે તે બિચારા મજુરી કરીને જીવેછે. મુંબઇની સઘળી વસ્તી પરદેશી છે. કચ્છી તથા હાલાઇ ભાટિઆની વસ્તી ત્યાં ઘણી છે, ને તેઓ મોટા ધનાઢ્ય અને જબરા વ્યાપારી છે. તેમ પારસીઓ, યાહુદી, મેમણ, ખોજા, પરભુ, દક્ષિણી કપોળ વાણીઆ અને કાઠિઆવાડીઓની પરચૂરણ વસ્તી ઘણી છે. તે લોકો મોટા વેપારી ને રાજદ્વારી કામકાજમાં ભાગ લેનારા આબરૂદાર ગૃહસ્થો છે.

મુંબઇ શેહેરમાં રસ્તા ઘણા વિશાળ છે, મકાનો મોટાં હારબંધ અને જોવા લાયક છે, તથા ( બજારો ) માર્કીટોની બાંધણી વખાણવા લાયક છે. ક્રાફર્ડ માર્કીટ સહુથી શ્રેષ્ટ છે. મુંબઇ શેહેરમાં કોટ અને બહારકોટ એ બે નામના વિભાગ છે. કોટમાં સરકારી કચેરીઓ, મોટી વેપારી ઓફીસો તથા શાહુકાર લોકોનાં મોટાં મકાનો અવેલાં છે. બહાર કોટમાં પરચૂરણ વસ્તી છે. કોટ અને બહાર કોટની વચમાં વિશાળ મેદાન છે, તેમાં

એક મોટો કુવો છે. બહાર કોટને નાકેથી કોટના નાકા સુધી હાલ જી. આઈ. પી. રેલવે કંપનીએ એક વિશાળ સ્ટેશન આશરે છપન લાખ રૂપીઆ ખર્ચીને બાંધ્યું છે. તેને બોરીબંદરનું સ્ટેશન કહે છે, પણ રેલવે કંપનીએ એનું નામ ' વિક્ટોરિઆ ટર્મીનસ ' રાખેલું છે; તે ઘણુંજ ભભકાદાર છે. મુંબઇની ચારે પાસ દરિઓછે. એ આશરે બાર ગાઉનો ટાપુછે. વાંદરાથી આરંભીને કોલાબા બંદર સુધી મુંબઇ શેહેરમાં નવ રેલવે સ્ટેશન છે. શેહેરની વચમાં ઘોડાની ટ્રામવે ચાલે છે, તેમ ભાડાની ઘોડાગાડીઓ તથા બળદની ગાડીઓ ઘણી સસ્તી મળેછે. મુંબઇ શેહેરમાં ઠેર ઠેર જેવી જોઇએ તેવી વીશીઓ છે, એટલે પરદેશી મુસાફરોને ખાવા પીવાને તથા ઉતરવાને કોઇ જોતની અડચણ પડતી નથી. ભૂલેશ્વર મહાદેવની નજીક મુળજી જેઠાની ધર્મશાળા છે, તથા ગ્રાન્ટરોડના રસ્તાપર બાટલીવાળાની ધર્મશાળા છે. આખા શેહેરમાં ઘેર ઘેર નળથી પાણી પહોચાડવામાં આવે છે, તથા ગ્યાસના દીવા થાયછે. ક્રાફર્ડ માર્કીટમાં વિજળીના દીવાની રોશની કરવામાં આવેછે. વેપારી વર્ગે પોતાનાં મકાનમાં 'ટેલીફોન' લીધેલા છે. તેની હેડ હોફીસ કોટમાં છે. કોલાબા બંદર ઉપર રૂનો વેપાર ધમધોકાર ચાલે છે. દેશાવરથી દરિઆ માર્ગે આવેલો માલ મુંબઈમાં પસાર કરવાને કાંઠાપર મોટી ગોદી બાંધેલીછે તેની નજીક કસ્ટમ ખાતાની મોટી ઓફીસ છે. પરેલ તથા મહાલક્ષ્મી નામના ભાગમાં કાપડ સુતરનાં કારખાનાં ઘણાં છે. આ સિવાય કેટલાંક કારીગરીનાં તથા ઘઊં દળવાનાં નાનાં કારખાનાં ત્યાં ઘણાં છે. નાણાં સંબંધી શિક્કા પાડવાને સરકારે ત્યાં ટંકશાળ બાંધેલી છે. પરેલને રસ્તે ' વિક્ટોરિઆ ગાર્ડન ' નામનો મોટો બાગ છે, ત્યાં મોટું સંગ્રહસ્થાન છે, તેમાં દેશ દેશનાં અના

જ, પશુ, પક્ષિઓ તથા કારીગરીના પદાર્થો અને મનુષ્યોના આબેહુબ ચિતાર ખડા કીધેલા છે. શેઠ જીવરાજ બાલુનો દરિયામેહેલ જોવા લાયક છે. કોલાબાથી થોડે દૂર દરિઆમાં દિવાદાંડી બાંધેલી છે. બહારકોટમાં મમાદેવી, ભૂલેશ્વર મહાદેવ તથા ગોસ્વામિની સાતે ગાદીઓનાં મંદિરછે, તેમજ દોઢેક મૈલ દરિયા કિનારે ડુંગરાપર મહાલક્ષ્મીનું મંદિરછે, તથા વાલકેશ્વર મહાદેવની જગા છે.તે બેઊ જગાની હવા ઘણી સારીછે. તે શિવાય બાબુલનાથ, માણકેશ્વર વગેરે મહાદેવની પ્રસિદ્ધ જગાઓછે. મુંબઈ ઈલાકાનો ગવર્નર દરિઆ કાંઠે વાલકેશ્વરપર રહે છે. આ શેહેરમાં હાઈકોર્ટ વગેરે સરકારી મકાનો તથા રાજાબાઈ ટાવર અને યુનિવર્સીટિ હોલ જોવા લાયક છે. મુંબઈમાં દાદરના સ્ટેશન આગળ વડોદરા રેલવે તથા જી. આઈ. પી. રેલવે જોડાય છે. મુંબઈનું વર્ણન જેટલું કરીએ તેટલું ઓછું છે.

ત્યાંથી આગળ જી. આઇ. પી. રેલવેને માર્ગે અઢાર મૈલને અન્તરે થાણા નામે શેહેર છે. તેમાં એક મોટું શિવાલય છે. આ ગામમાં કસુંબાનો રંગ ઘણો સારો થાયછે. મુંબઈના રહીશો ઘણા ખરા પોતાની પાઘડીઓ રંગવાને થાણે મોકલે છે.

થાણેથી આગળ કલ્યાણીને સ્ટેશનેથી રેલવેના બે રસ્તા છે; એક નાશક ઉપર થઈને મધ્ય હિંદુસ્તાનમાં જાય છે અને બીજો પુનાને માર્ગે દક્ષિણ હિંદુસ્તાન તરફ જાય છે. અમે પુને જવાને નીકળેલા હતા, તેથી કલ્યાણીથી ઉપડીને નેરલને સ્ટેશન આવ્યા. આ સ્ટેશનથી માથેરાનના ડુંગરપર ચઢવાનો પગરસ્તો છે. દરિઆની સપાટીથી એ ડુંગર ૨૪૬૦ ફીટ ઉંચો છે. ત્યાંની હવા ઘણી ઠંડી અને સુખકારી છે. ઘણા યુરોપિયનો અને દેશી

ગ્રહસ્થો ઉનાળામાં હવાને માટે માથેરાનના ડુંગરપર આવે છે. ત્યાં નાના બંગલાઓ ઘણા છે. ડુંગરપર ચઢવાને પાલખીઓ, ડોળીઓ તથા ટટ્ટુઓ વગેરે વાહનો મળે છે. સાધારણ લોકો પાસેથી ટટ્ટુનું ભાડું એક રૂપીઓ ચાર આના લે છે. ઉપર એક મહાદેવનું નાનું દેરૂં છે તથા બાંધેલું નાનું તળાવ છે. ટપાલ ઓફીસ, તાર ઓફીસ, તથા સરકારી દવાખાનું છે. અહિં ગાડી ફરી શકતી નથી.

નેરલથી આગળ ચાલ્યા એટલે ખંડાળાનો ઘાટ આવે છે. આ ઘાટનો આરંભ કરજટ સ્ટેશનથી થાય છે તે ઠેઠ લાનોલી સ્ટેશન સુધી પહોચે છે.

આ રસ્તે પહાડ ફોડીને કરેલી ગુફાઓમાં થઇને આગગાડી પસાર થાય છે. એવી ગુફાઓ બાવીસ છે. ત્યાં ચઢાવનો રસ્તોછે, માટે ટ્રેનની આગળ અને પાછળ એન્જીન રાખવાં પડે છે. ખંડાળાનો ઘાટ પણ હવા ખાવા લાયક છે. ત્યાં કેટલાક મુંબઇના ગ્રહસ્થોના બંગલા છે. ખંડાળાનો ઘાટ છોડી અમે પુને પહોચ્યા. મુંબઇથી પુના ૧૦૮ મૈલને અન્તરે છે.

પેશવા સરકારની રાજધાનીનું પ્રખ્યાત શેહેર પુના ભીમા નદીને કિનારે આવેલું છે. આ શેહેરની બાંધણી અસલી ઘાટની નીચી છે. ત્રણ માળ કરતાં વધારે ઊંચું મકાન એકે નથી. સ્ટેશનની નજીક મુંબઇના શાહુકાર ભાટીઆની બંધાવેલી એક ધર્મશાળા છે. અમે તેમાં ઉતારો કર્યો. જમ્યા બાદ શેહેરમાં ફરવા નીકળ્યા. પુરાતનની રાજધાનીનું શેહેર હોવાથી પુના વિશે અમારા મનમાં ઘણા સારા વિચાર હતા. પણ જ્યારે અમે તે નજરે જોયું, ત્યારે શેહેરની બાંધણી સંબંધી વિચાર તો ત્યાંને ત્યાંજ વિરામ પામી ગયા. એ શેહેરમાં દરેક બજારને પેઠ કહેછે

ને તે વારના નામથી ઓળખાય છે. જેમકે શુકરવારપેઠ, શનિવાર પેઠ, સોમવાર પેઠ, ઈત્યાદિ. પુનામાં મહારાષ્ટ્ર બ્રાહ્મણોની વસ્તી સારી છે. તે લોકો અંગ્રેજી અને સંસ્કૃત ભાષામાં સારા વિદ્વાન છે. ત્યાં વિદ્યાર્થિઓને માટે મોટી કૉલેજ છે. ત્યાંની ભાષા મરાઠી ચાલે છે. અને લોકોનો પેહેરવેશ દક્ષિણી ફેશનનો છે. આ શેહેરનો બજાર વગેરેનો દેખાવ જોઇ પાછા મુકામ ઉપર આવ્યા. સાંજના ભાડાની ગાડીમાં શેહેરથી બે મૈલપર પહાડ ઉપર પાર્વતી માતાનું દેરૂં છે ત્યાં દર્શન કરવા ગયા. શેહેર છોડયા પછી રસ્તે કાંઇ વસ્તી નથી. ઠેઠ સુધી કાચી સડક બાંધેલી હોવાથી ત્યાં ઘોડાની ગાડીઓ જઈ શકે છે. છેક પહાડના નજીક પહોચ્યા એટલે પહોળાં અને મોટાં મોટાં પગથીઆં જે ઉપર ચઢવાનું હતું તે અમારી નજરે પડયાં. આસપાસના લોકને પુછતાં એમ માલમ પડયું કે પેશવા સરકાર હાથી ઉપર બેશીને આ પાહાડપર માતાનાં દર્શન કરવા જતા હતા તેથી આ પગથીઆં પહોળાં બાંધેલાં છે. પગથીઆંની સંખ્યા આશરે ૯૦ની છે. હમે ઉપર ચઢયા એટલે એક નાહાના ચોક વચ્ચે નાહાના મંદિરમાં માતાજી પોતાના ખોળામાં એક બાજુ કાર્તીકસ્વામી તથા એક તરફ ગણપતિ લઈને બિરાજેલાં છે એવી મૂર્ત્તિનાં દર્શન થયાં. દર્શન કરી બહાર નીકળતાં માતાજીના સામે એક મેડો ઘણી ઊંચાણમાં છે. આ મેડા ઉપર હવા ઘણી સારી આવે છે. ઉતારૂને પણ પુજારીની રજાથી તે ઉપર ઉતરવાને છૂટ મળે છે. માતાજીની ડાબી બાજુ બીજા મંદિરમાં કાર્તિકસ્વામી બિરાજે છે, તેમનાં દર્શન કોઇ સ્રીથી કરાતાં નથી. એવું કહેવાય છે કે સ્રી દર્શન કરે તો સાત અવતાર વાંઝણી રહે. પાહાડપરથી નીચે ઉતરી શેહેર તરફ ચાલ્યા ત્યાં અમને ગામના લોકથી એવી ખ-

ખર મળી હતી કે પાર્વતીથી આવતાં બેલગામ તથા તુલસીબાગ જતાં આવજો તેથી ગાડીવાળા સાથે એ બે ઠેકાણાંની બોલી રાખી હતી તે પ્રમાણે ગાડીવાળો તે ઠેકાણે લઈ ગયો. જ્યાં-સુધી આ ઠેકાણે આવ્યા નહોતા ત્યાં સુધી તો એમજ ધારતા હતા કે આ બે બગીચા હશે; પણ જ્યારે ગાડીમાંથી ઉતરી અં-દર ગયા ત્યારે તો બાગને બદલે 'તુળસીબાગ' જેને કહે છે ત્યાં મ્હોટા મંદિરમાં રાધાકૃષ્ણની મૂર્ત્તિ છે. એવીજ રીતે બેલબાગમાં રામચંદ્રજીનાં દર્શન છે. આ દર્શન કરીને શેહેરમાં વેતાલપેઠ ના-મનું બજાર કહે છે કે જેમાં ત્રાંબા પીતળના વેપારીઓની ઘ-ણી દુકાનો છે. તે બજાર જોઇને હમે મુકામપર આવ્યા. આ શે-હેરમાં મુખ્ય વેપાર ત્રાંબા પીતળનોજ ચાલે છે. હવે અમારે સ્ટેશનથી બે મૈલપર વૉટરફૉલ જોવાનું રહ્યું. આ રસ્તે જતાં કેટલાક બંગલા તથા બગીચા સડકની બે બાજુએ આવી રહેલા છે તેથી રસ્તાની શોભા સારી દેખાય છે. હમે આ દેખાવ જોતા જોતા નદીને કિનારે પહોંચ્યા. અહિં પાણીનો બંધ મુંબઇના પ્ર-ખ્યાત શેઠ જમસેદજી જીજીભાઇએ પોતાના ખર્ચથી બંધાવેલો છે. આ ઠેકાણે પાણી પડેછે તે ઘણી શોભા આપેછે. આને કિનારે એક વિશાળ સફાઇદાર બગીચોછે તેમાં અનેક તરેહના છોડ ખીલી ર-હેલાછે. વચ્ચે સફાઇદાર સડકોપર લોકોને બેસવાને બાંક ગોઠવેલાંછે.તે-મજ વચ્ચે એક શોભાયમાન આકારના છાપરા નીચે સાંજની વ-ખતે વાજુ વાગે છે. આ બગીચો આ શેહેરના રહેનારને ગમે-તેવી ગમગીનીમાંથી મુકત કરી શકે છે. પુનાની મુસાફરી કર-નારે અવશ્ય આ બાગ જોવો જોઇએ. આ સિવાય ખીડકીને ર-સ્તે બોટાનિકલ બાગ છે. આ શેહેરની રચના જોઈ રાતના હમે મેલટ્રેનમાં બેસી આગળ ચાલ્યા. હમારો હેતુ યાત્રા કરવાનો હતો

તેથી હવે પછી પંઢરપૂરમાં વિઠલનાથજીની યાત્રા છે એવી ખબર મળવાથી બારસીરોડના સ્ટેશનની ટીકીટ હમે લીધી. પુનાથી આ સ્ટેશન આશરે ૧૧૦ મૈલને અંતરે છે. સ્ટેશનથી બારસી શેહેર બાર ગાઉ છે. આ શેહેર રૂના વેપારનું મથક છે. ઘણા ખરા મુંબાઈના રૂના વેપારીઓની આ ગામમાં દુકાનો છે. સ્ટેશનને કુરૂવાડી કહે છે. આ નાનું ગામડું છે. સ્ટેશન નજીક ધર્મશાળા તથા પાણીની વાવ્ય છે. અહિંથી પંઢરપુર ૧૨ ગાઊ છે ત્યાં જવાને બળદની ગાડીઓ તથા ઘોડાના ટાંગા ભાડે મળેછે. રસ્તો સારો છે. બારસીથી પંઢરપુરના ગોરનાં માણસો કેડે આવે છે, તેઓ આપણને તેમને ઘેર તેડી જાય છે.

**પંઢરપુર**—આ ઘણુંજ પ્રખ્યાત શેહેર ભીમા નદીની ચંદ્રભાગા નામની શાખાના કિનારા ઉપર છે. નદીની વચ્ચે વિઠલનાથજીનાં પગલાં છે તે પર પિંડદાન અહિના ગોર કરાવે છે. ગામમાં મ્હોટા શિખરબંધ મંદિરમાં બે ભુજા કેડે દઈને ઉભેલી વિઠોબાની શ્યામવર્ણ મૂર્ત્તિ છે. મંદિરને ત્રણ દરવાજા છે. મંદિરમાં એક રૂપે મઢેલો સ્તંભ છે તેને યાત્રાળુ લોકો ભેટે છે. અંદર એક બાજુપર રૂક્ષ્મણી, સત્યભામા, જાંબુવતી તથા લક્ષ્મીજી એવી રીતે ચારે પટરાણીઓની મૂર્ત્તિઓ જુદા જુદા મંદિરમાં છે. તેમજ બીજી તરફ બળદેવજી, માહાદેવજી, હનમાનજી વગેરે દેવોનાં મંદિરો છે. મંદિરમાં પેસતાં જમણા હાથ ભણી ગોખલામાં ચોખા ભક્તની મૂર્ત્તિ છે તેમજ પગથીએ ચઢતાં ઉપરથી બીજે પગથીએ નામદેવજી નામના ભક્તનું મ્હોડું પીતળથી મઢેલું છે. મંદિરમાં એક ભીંતપર ૮૪ દેવની મૂર્ત્તિઓ કોતરેલી છે તેને લોકો પોતાનો વાંસો ઘસેછે અને એમ સમજે છે કે આમ કર્યાથી હમારાં પાપ મુક્ત થશે. વિઠ્ઠલનાથજીને ચારે વર્ણના લો-

કો ભેટે છે. આગળ વગર પૈસે ભેટાતું હતું પણ હાલ ૧-૪-૦ ભેટવાના કરના આપવા પડે છે. દર માસે અજવાળી એકાદશીને દહાડે મ્હોટી યાત્રા ભરાય છે. ઠાકોરજીને નૈવેદ્ય પૂજારી પોતાને ઘેરથી લાવી ધરાવે છે. યાત્રાળુ લોકોને કેસરસ્નાન વગેરે કોઇ પણ પ્રકારનું પૂજન કરવું હોય તે ગોર લોકો કરાવે છે. ગોર લોકો સ્વભાવે શીળા હોવાથી યાત્રાળુને કોઈ રીતે હરકત પડતી નથી. આ ગામના ગોર ઉપરથી એમ ના સમજવું કે આ દેશમાં બધી જગાએ આવા માયાળુ ગોર હશે. આ ગામમાં પગે ઘુઘરા બાંધી નાચીને 'વિઠ્ઠલ વિઠ્ઠલ' 'જયજય વિઠુબા રૂખમાઇ' એવા મ્હોટા ઘાંટા કાઢી ભજન કરવાનો ઘણોજ ચાલ છે. અહિં યાત્રા પૂર્ણ કરી ઘેર પાછા ફરતાં લોકો પ્રસાદ તરીકે શેકેલા ચણાની દાળ, બુકો ( સુગંધી પદાર્થ શરીરે ચોળવાનો ) કંકુ, અગરબતી, વગેરે લઈ જાય છે. વિઠ્ઠલનાથજીની સ્તુતિનો શ્લોક.

**विशाल लोल लोचनं भवाब्धि भीती मोचनं**
**विशुद्ध कौस्तुभंमणि स्वकीय वक्षसि प्रभुम् ॥**
**धरन्तमादीकारकं वपुचविश्वहारकम्**
**नमामी दीनवत्सलं हरिं कृपालु विठ्ठलम् ॥**

ચંદ્રભાગા નદીને સામે કાંઠે ભોંયરામાં આચારજી માહાપ્રભુજીની બેઠક છે. અહિંની યાત્રા પૂર્ણ કરીને હમે બારસી ન જતાં મહોલને સ્ટેશન બળદ ગાડીએ ગયા, કેમકે અમારો વિચાર આગળ જવાનો હતો તેમજ મહોલ પણ બારસીની માફક પંઢરપુરથી સરખાજ અંતરે છે. મહોલ પહોચ્યા કે તરતજ અમને ટ્રેન મળવાથી સોલાપુરની ટીકીટો લઇને રેલ ગાડીમાં સવાર થયા. સવારના ચાર વાગ્યાને સુમારે હમે સોલાપુર ઉતર્યા. આ વખતે

રાત્રી હોવાથી તેમજ અંધારાને લીધે શેહેર સ્ટેશનથી દોઢ મૈલને અંતરે છે ત્યાં ન જતાં સ્ટેશન નજીક મ્યુનિસિપાલિટિની બાંધેલી ધર્મશાળામાં મુકામ કર્યો. સવારે ઉઠી અમે ભાડાની ગાડી કરી સોલાપુર શેહેરમાં ચાલ્યા.

**સોલાપુર.**—સ્ટેશનથી શેહેર સુધી કાચી સડક બાંધેલી છે. શેહેરને પડી ગએલો કોટ છે. સ્ટેશન તરફને દરવાજે બે ધર્મશાળાઓ છે. પણ આ ધર્મશાળાઓમાં બરાબર સગવડ ના હોવાથી શહેર વચ્ચે થઈને તુળજાપુરની ભાગોળે એક ધર્મશાળા સઘળી તરેહની સગવડવાળી છે ત્યાં જઇ અમે મુકામ કર્યો. આ શેહેરમાં મુંબાઇની માફક નવ ગાઉ દુરથી એક તળાવમાં નળ મુકી પાણી આણેલું છે. આ નળ દરેક રસ્તે રાખેલા છે. ખાનગી મકાનોમાં કેવચિતજ માલમ પડે છે. સવારમાં દશ વાગ્યા સુધી તથા સાંજે ચાર વાગ્યા પછી આ નળમાં પાણી આવે છે. મંગળવારે આખો દહાડો નળ ચાલ્યા કરે છે કેમકે તે દિવસે આસપાસનાં ગામડાના લોકો આવે છે ને બજારમાં મ્હોટી ગુજરી ભરાય છે. આ શેહેરના બજારનો દેખાવ પુના કરતાં સારો છે. વેપાર રોજગાર સાધારણ છે. કાપડ વણવાની એક મિલ છે. કપાસ લોઢવાનું જીનીંગનું કારખાનું છે. પણ રૂનો સાધારણ વેહેપાર ચાલે છે. જૂનો કિલ્લો જોવા લાયક છે. મગફળીની પેદાસ વધારે છે. પહેરવેશ પુનાના જેવોજ દક્ષણી તેમજ બોલી પણ દક્ષણી છે. દરેક માણસ હિંદુસ્તાની ભાષા પૂર્ણ રીતે સમજે છે. ગામ બહાર પુરાતન કિલ્લો પડી ગયેલો જોવાનો છે. આ ગામમાં યાત્રાળુ મુકામ કરેછે ત્યારથીજ તુળજાભવાનીના પંડયા જે જાતે મરાઠા છે તે તથા રામેશ્વરના પંડયાના ગુમાસ્તા તેમની કેડે પડે છે.

તુળજાપુરના ગોર લોકો મરાઠા હોવાથી નિર્દય હોય છે. તેમનો વિશ્વાસ કરવો નહિં અહિંથી તુળજાપુર બાર ગાઉ દૂર છે. બળદ ગાડીઓ ભાડે મળે છે. આવતા જતાનું ભાડુ ચારથી પાંચ રૂપીઆ સુધી લે છે. સવારે વહેલા નીકળે તો સાંજે પહોચાડે છે.

**તુળજાપુર.**—આ ગામ સાધારણ વિસ્તારવાળું છે. ગામ વચ્ચે નાહાનો બજાર છે. આ ગામમાં મુખ્ય તુળજા ભવાનીનું મહોટું મંદિર છે. આ મંદિરમાં મહિષાસુર દૈત્યને ત્રિશૂળથી માર્યો તે સમયની આઠભુજાની માતાજીની ઊભી મૂર્ત્તિ છે. માતાજીના સન્મુખ ભવાનીશંકર નામના મહાદેવનું મંદિર છે. તે માહાદેવજીને પીતળનો નંદી છે. માતાજીના મંદિરમાં કલોલતીર્થ નામનો કુંડ છે તેમાં બ્રાહ્મણવિના બીજાને નાહાવા દેતા નથી. બ્રાહ્મણ પાસેથી પણ કરના બે આના લે છે. માતાજીના મંદિરમાં નાહાનાં મંદિરમાં નરસિંહજી તથા ખંડોબાનાં દર્શન છે. ત્યાં એક ગૌમુખ છે તેમાંથી જળની ધારા પડે છે તે તળે ઉભા રહી લોક સ્નાન કરેછે. માતાજીને સ્નાન કરાવ્યામાં પણ આ જળ લોક લે છે.

માતાજીને નૈવેદ્ય પોતાને ઘેર રસોઈ કરેલી હોય તેમાંથી થાળ ભરી લઈ જઇને ધરાવે છે. માતાજીના આગળ મહોટો પત્થરનો ચોક છે તેમાં અગણીત રૂપાના શિક્કા ડાટેલા છે. હાલ પણ કોઈને ડાટવા હોય તો પૂજારી કર લઇને ડાટવા દે છે. માતાજીની પૂજા ચારે વર્ણના લોકો અડકીને કરે છે. આ યાત્રા પૂર્ણ કરી હમે એજ રસ્તે સોલાપુર આવ્યા. અહિંથી આગળ યાત્રા કૃષ્ણાગંગાની છે તેમજ સ્ટેશનનું નામ પણ કૃષ્ણાજ છે તેથી હમે એ સ્ટેશનની ટીકીટ લીધી. રસ્તે જતાં વાડી જંકશનનું સ્ટેશન આવે છે ત્યાંથી એક શાખા નીઝામના હૈદરાબાદ તરફ

જાય છે. સવારે હમે કૃષ્ણાના સ્ટેશન ઉપર ઉતર્યા. આ સ્ટેશન-પર ઉતરતાંજ અમને રામેશ્વરના પંડ્યાઓના દસ બાર ગુમાસ્તા મળ્યા. આ ગુમાસ્તા પોતપોતાના શેઠનાં નામ બોલી માંહો માંહે લઢતા હતા. અમારી સાથે તો એક ગુમાસ્તો સોલાપુરથીજ આ-વેલો હતો તો પણ બીજો કેડે થયો ને આખરે ઘણીજ મહેનતે તે હમારાથી છુટો પડયો.

આ સ્ટેશન નજીક પોસ્ટઓફીસ છે તેમજ મુસાફરોને ઉત-રવાને ધર્મશાળા છે. પાસે મોદીની દુકાન છે. તેમજ ત્યાંથી અડ-ધા મૈલપર જ્યાં ગંગા વહે છે તેને કિનારે એક બીજી મ્હોટી ધર્મશાળા છે. આ ધર્મશાળામાં વચ્ચે માહાદેવજીનું દેરૂં છે. અહિં મુસાફરોને જોઇતી ચીજો મળેછે. નજીકમાં એક નાહાનું ગામ છે તે સિવાય ત્યાં કાંઈ વસ્તી નથી અહિં સુધી તો હિંદુસ્તાની ભાષા બધા સમજે છે તેથી કોઈ રીતે હરકત આવતી નથી. આ ધર્મશાળાના નજીક કૃષ્ણા નદી ઉપર મ્હોટો આગ ગાડી જવાનો પૂલ બાંધેલો છે તેના નીચે સ્નાન થાય છે. સવારે કેટલાક મા-ગનાર લોક ત્યાં હાજર હોય છે. બધા સુખ સાથે આ સ્ટેશનપર ખુરદાની ઘણીજ અછત છે. એક રૂપીઆના પૈસા પણ મળી શકતા નથી. તેમજ સ્ટેશનપર પણ બરાબર પરચૂરણ વગર ટી-કીટ મળતી નથી તેથી યાત્રાળુ મુસાફરોને ઘણીજ અડચણ પડે છે. આ યાત્રા પૂર્ણ કરી આગળ ચાલતાં બાલાજી વગર બીજી મ્હોટી યાત્રા નથી. રસ્તામાં નાહાનાં ગામમાં કેટલાંક દર્શનનાં સ્થળો છે.

અહિંથી આગળ ત્રીજું સ્ટેશન રાયચોરનું આવે છે. અત્યાર સુધી અમે જી. આઈ. પી. રેલવેમાં મુસાફરી કરતા હતા તે આ સ્ટેશનથી પૂરી થઇ. અહિંથી દક્ષિણ મદ્રાસ રેલવે શિરૂ થાય છે.

રાયચોર એ એક સાધારણ શેહેર છે. અહિં સુધી મુંબાઇથી ૪૪૩ મૈલની મુસાફરી પૂરી થઇ. હવે મદ્રાસ અહિંથી ૩૫૦ મૈલ રહ્યું. સ્ટેશન નજીક હિંદુ લોકોને ઉતરવા સારૂ ધર્મશાળાઓ છે. આ ગામમાં જૂનો પડી ગએલો કિલ્લો જોવા લાયક છે; બીજું કાંઇ જોવાલાયક નથી. મદ્રાસ રેલવેની ત્રીજા કલાસની ગાડીઓ ખાનાવાળી છે. બેઠકો સારી છે તેની સાથે સ્ત્રી પુરૂષને બેસવાને જુદા જુદા વર્ગ નથી પણ બધાં સાથેજ બેસે છે. અહિં સુધી જે દક્ષિણી ભાષા ચાલતી હતી તે બદલાઇ તૈલંગી ભાષા શરૂ થઈ. અત્યારસુધી તો હિંદુસ્તાની સમજનારાઓ મળતા તે જઈને હવે તો આપણા સંગાત વગર કોઇ વાત કરનાર ન મળે. ફકત સ્ટેશન ઉપર અગર ગામમાં કોઈ અંગ્રેજી ભણેલો મળે તો તે આપણી સાથે વાત કરે. પહેલાં, જે રામેશ્વરના પંડયાનો ગુમાસ્તો જોડે આવ્યો તે નહોતું ગમતું તે બદલાઇને હવે તો તે ખરેખરો ઉપયોગી થઈ પડયો. જો કે આ ગુમાસ્તા બધા પૂર્વ હિંદુસ્તાનના વતની હોય છે તો પણ ઘણા દિવસના અનુભવથી આ દેશના માણસ સાથે વાત કરી શકે છે, તેથી આપણું કામ નભે છે. રાયચોર છોડી અમે આગળ ચાલ્યા એટલે ત્રીજું સ્ટેશન તુંગભદ્રાનું આવ્યું. આ નદી ઉપર મ્હોટો પુલ બાંધેલો છે. શાસ્ત્રમાં આ નદીમાં નાહાવાનું ઘણુંજ પુન્ય લખેલું છે. આ સ્ટેશન નજીક ધર્મશાળા વગર ખાવા પીવાનું ભાગ્યેજ મળે છે. તેમજ આગળ યાત્રા કરતાં કીસકંધા આગળ આનીઆજ ગંગા આવે છે તેથી અહિં ઉતરવાની ઘણી અગત્ય નથી. આ લાઈનમાં મુસાફરી કરનારાઓ સ્ટેશન ઉપરના જાજરૂને સ્ત્રીનો કે પુરૂષનો ઓળખી શકે તેને સારૂ પુરૂષના પર પુરૂષનું ને સ્ત્રીના પર સ્ત્રીનું ચીત્ર પાડેલું હોય છે, બાકી ભાષા તો તૈલંગી લખેલી હોય

છે; અંગ્રેજી પણ હોતી નથી તેથી મુસાફરોને ઘણીજ અડચણ પડે છે તે આ ચિત્ર દૂર કરે છે. આગળ ગંટાકલ જંકશનનું સ્ટેશન આવ્યું. આ સ્ટેશનથી બેલારી તરફ જે દક્ષિણ મરાઠા રેલવે જાય છે તે જોડાય છે. અહિંથીજ બોલીમાં તદન ફેરફાર થએલો માલમ પડે છે. આ સ્ટેશનથી આગળ તાડપત્રીનું મ્હોટું સ્ટેશન આવે છે તેની નજીક ધર્મશાળા તથા મોદીખાનું છે. આ ગામમાં પનાર નદીને કીનારે શિવનું તથા વિષ્ણુનાં મંદિર છે. આ મંદિરોનું કોતર કામ ઘણુંજ જોવા લાયક છે. અહિંથી આગળ શ્રી બાલાજીની યાત્રા કરનાર મુસાફરને રાણીગંટાને સ્ટેશને ઊતરવું પડે છે. હમારે પણ બાલાજી જવું હતું તેથી આ સ્ટેશનપર ઉતર્યો. અહિંથી ત્રીપતી કે જ્યાંથી બાલાજીનો ચઢાવ શિરૂ થાય છે તે ગામ આઠ મૈલ દૂર છે તેથી ત્યાં બળદ ગાડીએ અગર નેલોર તરફની રેલવેની શાખાને રસ્તે જવાય છે. રાણીગંટામાં મુસાફરોને ઉતરવાને મોહોટી ધર્મશાળા છે તેમજ પાણીનો કુવો થોડે દૂર છે. ગામથી પા (·।) મૈલને છેટે નાની નદી વહે છે. અહિં શહેરનો બજાર બે ઓળોમાં સારો ભભકાદાર છે. નેલોરની ગાડી સાંજે ચાલે છે તેથી હમે આ ગામમાં નકામા પડી રહેવું દુરસ્ત ધાર્યું નહિં; તરતજ બળદ ગાડીઓ ભાડે કરીને હમે ત્રીપતી તરફ ચાલ્યા. બળદ ગાડીઓવાળા પણ સારો રસ્તો હોવાથી અઢી કલાકમાં પહોંચાડે છે. આ ગામમાં ઘઉંનો લોટ મળતો નથી.

**ત્રીપતી.**—એ એક પ્રગણાનું મુખ્ય ગામ છે. અહિં માજીસ્ટ્રેટ તથા ફોજદાર રહેછે. આ ગામમાં બાલાજીના માહાનત તરફથી મહોટી ધર્મશાળા બાંધેલી છે. અહિં યાત્રાળુ લોકો મુકામ કરેછે. તેમજ અહિં ગોર લોકો પોતાનાં ભાડે રાખેલાં મકાનમાં યજમાનને ઊતારે છે. અહિંના ગોર તૈલંગા બ્રાહ્મણ છે.

ઉતારો કર્યા કેડે ગોર લોકો ગામથી અડધા મૈલપર રામલક્ષ્મણ કુંડ છે ત્યાં લઈ જાયછે. અહિં રામકુંડમાંથી પાણી લક્ષ્મણકુંડમાં પડે છે. લક્ષ્મણકુંડમાં સ્નાન કરવા દેછે. રામકુંડનું પાણી ગામના લોકો પીવાના ઉપયોગમાં લે છે. રામકુંડથી થોડેક છેટે એક વેહેળીયું વહે છે તેને ભીમગંગા કહે છે. આ શહેરમાં મુખ્ય દર્શન એક મહોટા મંદિરમાં રામચંદ્રનાં છે. એક બીજું મંદિર ગોવિંદરાજ શેષસાઈ ભગવાનનું છે ને તેજ મંદિરમાં લક્ષ્મીજીનું જુદું મંદિર છે. ગામથી દોઢ મૈલ છેટે એક મહોટા કુંડ ઉપર ઉંચેથી મહોટી ધારા પડે છે તેને કપીલધારા કહે છે. આ કુંડમાં સ્નાનનું બહુ માહાત્મ્ય છે ને ત્યાં યાત્રાળુઓ શ્રાદ્ધ કરે છે. કુંડ ઉપર કપિલેશ્વર માહાદેવજીનું મંદિર છે તથા કપિલ ઋષિની મૂર્ત્તિ છે. આ શેહેરમાં આ મુખ્ય યાત્રાઓ છે. ગામમાં દરેક ચીજ મળેછે. બાલાજીની છબીઓ તેમજ ધાતુ કાષ્ટની મૂર્ત્તિઓ પણ અહિંજ મળે છે. મલબારના બનાવેલા નેતરના કંડીઆ અહિં ઘણાજ મળેછે. મુખ્ય વેપાર આ શહેરમાં ગળીનો છે. આ દેશના લોકો શરીરે એક ધોતીયું પહેરે છે ને ઉપરણો ઓઢે છે. માથાં ઉઘાડાં રાખે છે. તેમનાં શરીરનો વર્ણ કાળો છે. બાઇડીઓ પણ એક કપડું પહેરે છે. આ ગામથી હવામાં તદન ફેરફાર થઇ જાય છે; માગસર પોસ મહીનામાં પણ અહિં બીલકુલ ટાહાડ પડતી નથી. આ દેશમાં પોસ મહીના સુધી વરસાદ વરસે છે ને પછીથી તાપ પડવા માંડે છે. સવારમાં દરેક માણસ ગાયનું છાણ તથા મુતર પાણીમાં ધોળીને પોતાનાં બારણાંમાં છાંટે છે. સ્ત્રીઓ તેલ, હળદર ચોળી સ્નાન કરે છે. આ ઉપરથી એમનામાં ઘણીજ પવિત્રતા હશે એમ વિચારવાનું નથી. ફકત સવારે બારણે પાણી છાંટવું એ એમનો રીવાજ છે એમ સમજ-

ને તે લોકો કરે છે. આ શહેરમાં ગોવિંદરાજના મંદિરમાં સદા-વ્રત આપે છે. બાલાજીના મહાનત પણ જે જાય તેને સદાવ્રત આપે છે. આ મંદિરના આગલ્યા ભાગ ઉપર કોયલ છે. + કોયલનો દેખાવ અહિંજ શરૂ થયો.

આ શહેરથી જે મુખ્ય યાત્રા બાલાજીની તે સાત મૈલના ઊંચી ચઢાઇના પાહાડ ઉપર છે. એ પાહાડ ઉપર પગે ચાલીને કે ડોળીમાં બેશીને જવાય છે. મારી સાથે કેટલાંક વૃદ્ધ માણસો હોવાથી ડોળીઓ ભાડે કરી. ભાડાના એક ડોળીના આવતા જતા-ના ત્રણ રૂપીઆ લે છે. વાસણ વગેરે સામાન હમે ત્રીપતીમાં ધર્મશાળામાં મુક્યો, કેમકે પાહાડ ઉપર મોદીને ત્યાંથી જોઈતાં વાસણ મળી શકે છે. અહિં ધર્મશાળાનો ઊપરી ચાર આના ભાડાના લઇને એક કોટડી આપે છે ને તે રાત્રી દિવસ ત્યાં રહેવાથી બરાબર તપાસ પણ રાખે છે. બીજે દિવસે સવારે ડોળીઓ તથા પગે ચાલનાર બધા સાથે ચાલ્યા. ગામથી પોણા મૈલ સુધી સડકનો રસ્તો આવ્યો. પછી એક કુંડ તથા એક નાહાના મંદિરમાં ઠાકોરજીનાં દરશન હતાં તે કરી આગળ ચાલ્યા એટલે પગથીઆં ચઢવાનાં શરૂ થયાં. આ પગથીઆં ઘણાંજ સીધાં હોવાથી થોડાં ચઢતાંજ થાકી જવાય છે. સો સો, દોઢસો દોઢસો પગથીઆને અંતરે બેસવાને વીસામા કરેલા છે. ઉપર ચઢતાં ઘણાંજ માગનાર સ્ત્રીઓ તથા છોકરાં કેડે પડે છે. આવાં પગ-

+ આપણા દેશમાં જેમ મંદિર ઉપર ઉંચો ઘૂમટ હોય છે તેમ ત્યાં નથી. દરવાજા ઉપર આઠ દસ માળ કતરાતા કતરાતા હોય છે તેમાં કોરણી તથા ચિત્ર હોય છે. ઠેઠ ઉપલા માળમાં રાત્રે દીવા કરે છે. આને કોયલ કહે છે. કેટલાંક મંદિરમાં ચાર દરવાજે ચાર કોયલો હોય છે.

થીઆંનો ચઢાવ બે મૈલ સુધીનો છે, પણ તે ચઢાવ ખરાબ હોવાને લીધે ઘણુંજ લંબાણુ લાગે છે. આ પગથીઆંનો ચઢાવ ચઢ્યા કેડે ઉપર એક મીઠા પાણીનો કુંડ તથા એક રહેવાનો આશ્રમ આવે છે. અહિંથી આગળ ચઢવાને લાંબા પથ્થરનાં મ-હોટાં ખડબચડાં પગથીઆં છે. આ ઠેકાણે ચઢતાં પહેલાં જેવો થાક લાગતો નથી. પગથીઆંની આસપાસ ઝેરકચોલાનાં ઝાડની ઝાડી આવી રહેલી છે તેથી જતાં ને આવતાં લોકો તે વીંણવા લાગેલા નજરે પડે છે. આવો ચઢાવ દોઢ બે મૈલ સુધી આવેછે. સવારના નીકળેલા તેમજ ઉનાળા જેવો તડકો અને ભૂખ પણ લાગેલી તેથી હવેના મૈલ જવા ઘણા મુસ્કેલ લાગ્યા. હવે સીધાં પગથીયાં જઇને ચઢઉતર કરવાનું આવ્યું. આ રસ્તે પણ અડધા અડધા મૈલને અંતરે ઘૂમટદાર ઉજ્જડ વીસામા આવતા. આ-ખરે બાર વાગે અમે વ્યંકટેશનો પાહાડ જેને હાલ વિંધ્યાચળ કહેછે તે ઉપર ચઢ્યા. આ ઠાકોરજીને લોકો ગોવિંદા કરી બોલે-છે તેથી આખે રસ્તે ચઢનાર તેમજ ઉતરનારના મોંહોમાંથી ગોવિંદા ગોવિંદા એવોજ શબ્દ નીકળ્યા કરે છે. ઉપર ગયા તે વખતે દર્શન થઈ રહ્યાં હતાં તેથી હમે મંદિરમાં ના જતાં ઉતારો શોધવા લાગ્યા. મંદિરના થડમાં કેટલીક ધર્મશાળાઓ છે જેને આ દેશમાં છત્ર કહે છે તેમાંના એક છત્રમાં હમે મુકામ કર્યો. મંદિરના થડમાં ચાર પાંચ મોદીની તથા બે ચાર શાક તરકારી વાળાની તથા ચાર પાંચ પરચૂરણ દુકાનો છે. આ શિવાય બીજી કાંઇ વસ્તી નથી. હમે બધાં થાકીગએલાં હોવાથી એ દહાડે તો કાંઇ પણ જોવા ન જતાં મુકામપરજ રહ્યાં. ડોળીવાળા અમારે પાછા ઉતરવાનો ચોકસ દહાડો પુછીને નીચે ઉતરી ગયા. રાત્રે હમે બધા અંધારૂ થતાં મંદિરમાં ગયા. મંદિરના પહેલા દ્વારમાં

પેસતાંજ એક સોને રસેલો મ્હોટો સ્તંભ છે તેને ગરૂડસ્તંભ કરી કહે છે. આ દક્ષિણ દેશમાં આવા સ્તંભ દરેક મંદિરમાં હોય છે. સાધારણ મંદિરમાં આવા સ્તંભ લાકડાના પણ હોય છે. અંદરનો ચોક જેમાં બાલાજીનું નિજ મંદિર છે તેમાં ગયા. બાલાજીનું મંદિર ઘણું મ્હોટું છે, પણ દર્શન અંધારામાં છે. આ દેશમાં ગમેતેટલાં મ્હોટાં મંદિર હશે તો પણ દર્શન કરતાં તો દીવા વિના ચાલવાનુંજ નહિં. અમે થોડીવાર ઉભા રહ્યા એટલે દર્શન થયાં. બાદ થોડી વારે થોડાં થોડાં માણસને અંદર જવાની રજા મળી તે પ્રમાણે અમે પણ અંદર ગયા. એક રૂપીઓ આપીએ એટલે એક ચમચામાં કપુરનો કડકો સળગાવી આરતી ઉતારે છે. આવી આરતીઓ આખા દહાડામાં ઘણીજવાર થાય છે. ગમે તે ચીજ જો મહારાજને અર્પણ કરવી હોય તો જેટલી કીમતની તે ચીજ હોય તેટલીજ કીમત બાલાજીના માહાનતના મેસુલની લીધા પછી ઠાકોરજીને અર્પણ કરે છે. ઠાકોરજીની મૂર્ત્તિ ઉભી છે તેથી વેગળેથી પણ દર્શન કરાય છે. દર્શન સવાર સાંજ થાય છે. નૈવેદ્ય ભાત ખીચડીનું ધરાવાય છે તે ત્યાંના બ્રાહ્મણો ખાય છે ને પરદેશી સાધુ વગેરે માગે તેમને પણ આપે છે. ઠાકોરજીની પાછળ મ્હોટો કુંડ છે ત્યાં વરાહજી ભગવાનનાં દર્શન છે. ઠાકોરજીના મંદિરથી ડાબે હાથે એક મ્હોટું મકાન માહાનતના મઠનું છે. આ મહાનતની ચોથી પેઢીએ હાથીરામ કરી એક મહા પ્રતાપી બાવો થઈ ગયો તે આ ઠાકોરજીને લાવ્યો છે એમ કહેવાય છે. મંદિરથી જમણી તરફ જતાં પાછો રસ્તો પાહાડનો ચડઉતરનો આવે છે. આ રસ્તે અડધા ગાઉપર ઉજ્જડ જંગલમાં એક નાહાના મંદિરમાં હાથીરામની ધૂણી તથા મૂર્ત્તિ છે. * અહિંથી આગળ એક મૈલ ચઢયા કે તેટલાંજ

પગથીઆં ઉતર્યેથી એક નાહાની નદી વહે છે તેને પાતાળગંગા કહે છે. આ ગંગા ઉતરીને સામેપાર થોડે દૂર ગયા કેડે પહાડ ઉપર ઉંચેથી જળની ધારા ઘણાજ જોરથી પડેછે, ત્યાં સાંકળો બાંધેલી છે તે ઝાલીને નવાયછે. ધારા ઘણા જોરથી પડેછે તેથી વધારે વખત ત્યાં ઝીલી શકાતું નથી. આ ધારાને પાપવિમોચની કરીને કહે છે. આ નાલ્લાનું પાણી માણસ ઉપર પડીને જ્યારે નીચે વહે છે ત્યારે ચોખાના ધોવરામણ જેવું સફેદ દેખાય છે નહિં તો ચોખું નીતરૂં દેખાય છે. એવું કહેવાય છે કે પાપી માણસ સ્નાન કરે તો મેલું પાણી નીકળે ને ધર્મીષ્ટથી ચોખું નીકળે છે. અહિં એક બ્રાહ્મણ બેસે છે તે દરેક માણસ દીઠ અડધો આનો લે છે. અહિંથી પાછા ફરી એજ રસ્તે આવતાં જમણા હાથ તરફને રસ્તે જતાં એક બીજી ધારા પડે છે તેને આકાશગંગા કહે છે. આ યાત્રાઓ પૂર્ણ કરી હમે પાછા મંદિર તરફ ચાલ્યા. મુકામ અડધો મૈલ રહ્યો એટલે ડાબે હાથે એક મૈલ જતાં એક પાણીના મ્હોટા વહેળાની સામે પાંડવગુફા છે તે જોઇ હમે મુકામપર આવ્યા. પહેલા દહાડા જેટલોજ આજ પણ થાક લાગેલો હોવાથી બીજે દહાડે આરામ લેવાના ઇરાદાથી પાહાડ ઉપરજ મુકામ કર્યો. આ પાહાડ ઉપર દુધ દહીં બિલકુલ મળતુંનથી.

આ દેશની તમામ રાંડેલી તેમજ સોહાસન સ્ત્રીઓ આ તીર્થમાં પોતાના કેસ મુડાવે છે. તેમજ સ્ત્રીઓના કેશની લાંબી લટો આ બજારમાંથી વેચાતી પણ મળે છે.

ચોથે દહાડે સવારે દર્શન કરી હમે પાછા ઊતરવું શરૂ કર્યું. રસ્તા વિશે ઘણીજ દેહેશત હતી તે છતાં કાંઇ પણ હરકત લાગી નહિ પણ રસ્તો ઊતારનો હોવાથી જલદીથી ઉતરી ગયા. પાછા તેજ છત્રમાં મુકામ કરી અમારો મૂકેલો સામાન તપાસી

લીધો. બીજે દહાડે સાંજના હમે ત્રીપતીથી નીકળ્યા. હમારે હવે રાણીગંટા સ્ટેશન જવા પહેલાં બાલાજીનાં લક્ષ્મીજી જે આ ગામથી રાણીગંટાને આડે રસ્તે ત્રણ ગાઉપર ચીંતાનુર ગામમાં બીરાજે છે ત્યાં જવાનું બાકી રહ્યું. હમે રાણીગંટા જવાને ભાડે ગાડીઓ કરી તેની સાથે તે રસ્તે જવાને બોલી કરેલી હતી તેથી તે લોકો અમને તે રસ્તે લઈ ગયા. મંદિરના થડમાં પહોચ્યા એટલે ખબર મળી કે દર્શનને વાર છે તેથી હમારે ત્યાં રોકાવું પડયું તેટલા વખતમાં હમે આસપાસ મંદિર જોવા લાગ્યાં. આ મંદિર એક નાહાની નદીના કીનારાપર છે. બહાર એક મહોટો કુંડ છે તે કુંડની આસપાસ દુકાનો આવી રહેલી છે. નદીને સામે પાર લક્ષ્મીજીનો મહોટો બાગ છે. આ બાગ હમે અંદરથી જોઇ શક્યા નહિ, કેમકે તેમાં કામ કરનાર અમારી બોલી સમજ્યા નહિ તેમજ હમે તેમની બોલી ના સમજ્યા તેથી તે લોકોએ અંદરનો ઝાંપો ખોલ્યો નહિ. મંદિરમાં મહોટા મહોટા હાથી ઘોડા વગેરે સ્વારીનાં વાહનો સોનેરી રસેલા પત્રાથી મઢેલાં છે. તે પુતળાં બધાં જુવે તેમ ખુલ્લાં મૂકેલાં છે. રાત્રી પડીને દર્શન ખુલ્યાં એટલે અમે દર્શન કરી ત્યાંથી ગાડીમાં સ્વાર થયાં. અજવાળી રાત તેમજ સડકનો રસ્તો ને તાજુંજ ચોમાસું ગયેલું તેથી આસપાસ પાણીની નહેરો જેવાં મહોટાં તળાવ ભરેલાં તે ઉપર ચંદ્રમા પોતાનું પ્રતિબિંબ પાડી રહેલો હતો. આ દેખાવ જોતા જોતા અમે રાત્રે અગીઆર વાગ્યાને સુમારે રાણીગંટા સ્ટેશન આવી પહોંચ્યા. રાત્રે ગાડીનો વખત હોવાથી અમે ત્યાંજ ધર્મશાળામાં મુકામ કર્યો. બીજે દિવસે જમીને બાર ઉપર એક વાગતાં પેસેંજર ટ્રેનમાં સ્વાર થઇ ત્યાંથી ત્રીજું સ્ટેશન તીરતનીનું આવેછે ત્યાં ઉતર્યા. આ સ્ટેશન નજીક હમે ઉત-

યો. કેમકે અહિંના જેવી બીજી મ્હોટી ધર્મશાળા ગામમાં નહોતી. અમે અહિંની ભાષાથી અજાણ્યા, તેમજ આ નાહાનું ગામ, તેથી હિંદુસ્તાની બોલી સમજનાર તો મળેજ કયાંથી? તેથી અમારી સાથેના વીસે માણુસના કાફલાને ફકત રામેસ્વરના પંડયાજીનો ગુમાસ્તો જે હમારી સાથે હતો તેનાજ મ્હો સામું જોવાનું હતું. તેના વગર અમને બજારમાંથી કાંઈ પણ મળી શકે તેમ નહોતું. આવા નાહાના ગામડામાં કોઇ ઇંગ્રેજી ભણેલો પણ ના મળે કે જેથી તેની સાથે વાત થાય. અછતના વખતે માલની કીંમત સમજાય છે તે મુજબ રામેશ્વરના પંડયાના જે ગુમાસ્તાને પ્રથમ હમે કશામાં નહિ લેખવતાં વેઠ વળગી સમજતા હતા, તેને હવે પંડયાજીને નામે બોલાવવા લાગ્યા. આ ગામ વચ્ચે પાહાડ ઉપર એક મૈલના પગથીઆં વાળા ચઢાવે રમણીય જગામાં એક નાહાના મંદિરમાં કુમારસ્વામીનાં દર્શન છે. આ શિવાય બીજી યાત્રા અહિ નથી. હમે દર્શન કરીને પાછા ધર્મશાળામાં આવી રાત રહ્યા. બીજે દહાડે પણ સાંજ સુધી હમારે ત્યાંજ રહેવું પડયું. કારણ કે સવારે ડાકની ગાડી ( મેલ ટ્રેન ) આવી તે આ નાહાનું સ્ટેશન હોવાથી ઉભી ના રહી તેથી પાછલા પહોરે જ્યારે મીક્ષ્ડટ્રેન (માલ અને ઉતારૂ બંને જેમાં હોય તે મિક્ષ્ડટ્રેન કહેવાય છે) માં ચાલ્યા. એ ટ્રેન સીધી મદ્રાસ જાય છે. આરકોનમ જંકશનના સ્ટેશને જ્યાં દક્ષિણ હિંદુસ્તાન રેલવેની સાથે મદ્રાસ તરફ જતી રેલવે જોડાય છે. તે સ્ટેશને એ ટ્રેનમાં જનારને દક્ષિણ હિંદુસ્તાન રેલવેની કોઇ ટ્રેનમાં જવાનો લાગ મળતો નથી તેથી તે તરફ જનારા ઉતારૂઓને ત્યાં ઉતરી રાત રહેવું પડે છે. અમારે પણ એમજ કરવું પડયું. આ મ્હોટું સ્ટેશન જોવા લાયકછે. આ સ્ટેશનના નોકરો મુસાફરોને

દુઃખ દેવાને કોઇપણ રીતે બાકી રાખતા નથી. અહિં કોઈપણ માણસની ગાંસડી જોખાયા વિના રહેતી નથી. પછી ઓછો બોજો હોયતોછુટી મળે છે ખરી. આ મુસીબત ફકત આપણા દેશના મુસાફરોને ખમવી પડે છે, કેમકે તે તરફના મુસાફરો તો શરીરેજ અડધા ઉઘાડા હોય છે તો તેમની પાસે સામાનનાં તો ઠેકાણાંજ શાંનાં હોય કે જેથી તેમને કોઈ હરકત કરે. આ પીડામાંથી છૂટીને હમે એક ઊંચી નીસરણી ચઢી પુલ ઉતરી ગામમાં ગયા. આ આરકોનમ એક નાહાનું પણ સુંદર ગામ છે, પરંતુ હિંદુ લોકને વાસો કરવાને થોડુંજ ઉપયોગી છે. મદ્રાસ પાસે હોવાથી અહિંના બજારનો ભપકો સારો છે, તેમજ ઇંગ્રેજી ભણેલા પણ પુષ્કળ મળેછે. ગામમાં એક સરકારી ધર્મશાળા છે તેમાં ઉતરવાને જગા મળેછે, પણ હિંદુ મુસાફરોને ત્યાં ઘણીજ અડચણ પડે તેમ છે. કેમકે ચોકસ જગામાં બે રસોડાં કરેલાં છે તેમાંજ રસોઇ કરવી પડે, બીજે દેવતા સળગાવવાની બંધી છે. તે રસોડામાં એક બાજુ મુસલમાન રસોઈ કરતો હોય તેની જોડે હિંદુએ પણ કરવી પડે તે બને નહિ, તેમજ બજારમાં પણ કસાઇની દુકાનો બીજી દુકાનો સાથે સેળભેળ હોવાથી કાંઇ પણ બજારૂ ચીજ પણ આપણા ખપમાં આવતી નથી. આથી કરાને આ ગામમાં અમને પુષ્કળ હરકત પડી. ઝાડા પેસાબને માટે અડધો મૈલ દૂર જવું પડે છે. દુઃખે પાપે અહિં રાત્ય ગાળીને સવારે ચાર વાગતાં હમે દક્ષિણ હિંદુસ્તાન તરફની ગાડીના સ્ટેશન ઊપર ગયા. અહિંથી મદ્રાસ ૪૨ મૈલ છે. હમારે રામેશ્વરથી પાછા આવતી વખતે મદ્રાસ જવાંનો વિચાર હતો તેથી આ વખતે ના જતાં આ બીજી રેલમાં વખત થયે કોંજેવરામ જેને આપણા લોકો શિવકાંચી તથા વિષ્ણુકાંચી કરી કહે છે તે તરફ ચાલ્યા. અહિંથી

ત્રીજુંજ સ્ટેશન કોંજેવરામનું હોવાથી હમે એક કલાકમાં એટલે સવારના છ વાગતાં ત્યાં ઉતરી પડયા.

**કોંજેવરામ.**—એ એક પુરાતન શહેર સ્ટેશનથી અડધા મૈલને અંતરે છે. રસ્તે સડક બાંધેલી છે. ગોર લોકોનાં ટોળાં સ્ટેશનપર મળે છે. આ ઠેકાણે વિષ્ણુકાંચી તથા શિવકાંચીના બે જુદા જુદા ગોર થાય છે. સ્ટેશનથી શહેરમાં જવાને સારૂ બળદ-ગાડીઓ ભાડે મળે છે. સ્ટેશન નજીક શહેરનો જે ભાગ આવેલો છે તેને શિવકાંચી કહે છે. આ ભાગમાં મહોટી મહોટી બધી સગવડવાળી કેટલીક ધર્મશાળાઓ છે તેમની પાસે મોદીની અને શાક તરકારી વગેરે વેચનારની પુષ્કળ દુકાનો છે. બજાર વિ-ષ્ણુકાંચી સુધી સળંગ છે પણ ગામડાની માફક નાહાનાં નાહા-નાં દુટક છાપરાંઓ છે. રસ્તે સોપારી તથા નાળીએરીનાં ઝાડ પુષ્કળ છે. આ શહેરમાં તૈલંગા બ્રાહ્મણનાં ચાર હજાર ઘર છે. અહિંના તમામ ગોર લોકો આપણી સાથે હિંદુસ્તાનીમાં વાત ક-રેછે. ધર્મશાળામાં મુકામ કર્યા બાદ અહિંથી અડધા મૈલપર સર્વતીર્થ નામનો એક મહોટો કુંડ છે ત્યાં અમને સ્નાન કરા-વવા ગોર લઈ ગયો. આ તીર્થ ઉપર પીંડદાન અપાય છે. પછી અમને ગામમાં માહાદેવજીનાં દહેરાંમાં દર્શન કરાવવા લઇ ગયો. આ ઠેકાણે દરવાજા ઉપર બાર માળની મહોટી કોયલ છે. મં-દિરનો દરવાજો મજબુત લાકડાંનો આશરે પચીસ ફીટ ઊંચાઈ-નો છે.. અંદર મહોટો ચોક છે તે માંહેથી બાંધેલો છે. ડાબી બાજુએ મહોટો કુંડ છે. આ દેહેરાનો વિસ્તાર એટલો મહોટો છે કે તેમાં સવા લક્ષ શિવલિંગ છે. એક મહોટા લિંગ ઉપર નાહાનાં નાહાનાં હજાર લિંગ છે તેને સહસ્ત્રલિંગ કહે છે. આ દેહરાનો વિસ્તાર જોઇને આપણા દેશનો કોઈ પણ યાત્રાળુ ભા-

એજ વિસ્મય થયા વગર રહે. અંદરના ભાગમાં નવે ગ્રહોની મૂર્ત્તિઓ છે. ઠેઠ અંદર માહાદેવજીનાં દર્શન છે. આપણા દેશના બ્રાહ્મણને પણ એ મહાદેવને સ્પર્શ કરવા દેતા નથી. રાત્રીએ દેહેરામાં રોશનાઇ થાય છે ત્યારે સારી શોભા થઈ રહેછે. આ દેહેરામાં એક આંબાનું ઝાડ છે તેને ચારે ડાળે ચાર જાતનાં (સ્વાદ ને રૂપ રંગમાં ભિન્નતા વાળાં) ફળ લાગે છે એમ કહેવાય છે. અમે તપાસ્યું પણ મોસમ ના હોવાથી ફળ લાગેલાં નહોતાં. મંદિરની બહાર માહાદેવજીનો રથ છે તેની કિંમત આશરે પોણોલાખ રૂપીઆની કહે છે અહિંથી થોડે છેટે પુતળાદેવીનું ઘણાજ વિસ્તારવાળું મહોટું મંદરિ છે તેમાં બે મહોટા કુંડ છે ને વચલો ચોક આશરે ચાર હજાર માણુસ બેશી શકે તેટલો મહોટો છે. આ મંદિરને બે બાજુપર મોટી કોયલો છે. આની પાડોશમાં એક બીજું આથી નાહાનું મહાદેવજીનું મંદિર છે. શાસ્ત્રમાં સાત પુરીઓ કહેલી છે તેમાંની આ વિષ્ણુ ને શિવકાંચી થઈને એક પુરી ગણાય છે. તે વિશેનો

## श्लोक.

**अयोध्या मथुरा माया काशी कांची अवन्तिका**
**पुरी द्वारामति चैव सप्तै ते मोक्षदायका ॥**

**अर्थ**—"અયોધ્યા, મથુરા, માયા ( હરિદ્વાર, ) કાશી, કાંચી, અવન્તિકા ( ઉજેણ, ) અને દ્વારકા, એ સાત પુરીઓ છે, તેની યાત્રા કર્યાથી મોક્ષ થાયછે." શિવકાંચીમાં જે માહાદેવજીની યાત્રા કહી તે માહાદેવજીનું નામ અમરેશ્વર છે. આ માહાદેવજીનું લિંગ વેળુનું છે તેથી અભીશેક વગેરે પૂજા જળાધારી ઉપર થાય છે. પ્રકમામાં ( પ્રદક્ષિણા ફરવાના માર્ગમાં ) ૬૪ જોગણી-

ઓની મૂર્ત્તિઓ છે. શિવકાંચીમાં કામાક્ષી દેવીનું મહોટું મંદિર છે તેમાં શાળિગ્રામ ઉપર યંત્ર કાઢેલો છે તેનું પૂજન થાય છે. આ ગામમાં સાત વારના સાત કુંડ છે તેમાંના શનિવાર કુંડનું નામ સર્વતીર્થ છે. ગામમાં બાલાજીનાં મંદિર ૧૮ છે તથા શિવાલય ૧૦૮ છે. અમરેશ્વર માહાદેવજીની સ્તુતિના શ્લોક નીચે પ્રમાણે છે.

## श्लोक.

मूलेचूतमहीरुहस्यनिवसन्मूलंगतसम्पदाम्
मोहावायरसायनंप्रणवतांमुग्धेन्दुचुडामणिः ॥
कामाक्षिकठिनस्तनाङ्कितवपुर्व्याख्यातकामागमः
कल्याणंसततंकरोतिभगवान्काञ्चीपुरीनायकः॥१॥

આ રીતે શિવકાંચીની યાત્રા પૂર્ણ કરી હમે સવારે બળદ-ગાડીઓ ભાડે કરી ગામના બીજા ભાગમાં વિષ્ણુ કાંચીની યાત્રા કરવા ગયા. રસ્તામાં પથ્થરના બે મહોટા થાંભલા ડાટેલા છે ત્યાં-થી હદ બદલાય છે. અહિં ( વિષ્ણુકાંચીમાં ) પણ મંદિર ઉપર મોટી કોયલ છે. સૌથી મોહોટું મંદિર છે તેના મેડા ઉપર વૃં-દરાજ નામના ભગવાનની ચાર ભૂજાની મહોટી મૂર્ત્તિ છે ને તેના પૂજારી રામનુજ સંપ્રદાયના મહોટા ટીલાં વાળા બ્રાહ્મણો છે. તે-જ મંદિરમાં નૃસિંહજી તથા લક્ષ્મીજીનાં દર્શન છે. મંદિરમાં પે-સતાં ગરૂડજીની મૂર્ત્તિ છે. અંદર એક મોહોટો કુંડ છે. આ મંદિરમાંથી બાહાર આવતાં ડાબે પાસે ૦ા મૈલને અંતરે એક નાહાની નદીના કીનારાપર આચાર્યજી માહાપ્રભુજીની બેઠક છે. ત્યાં કેટલાંક મકાન યાત્રાળુઓને ઉતરવાનાં છે. બેઠકની પાછળ

બગીચો છે. પરંતુ આ જગા ઉજડમાં હોવાથી શિવકાંચી જેટલું મુસાફરોનું મન પ્રસન્ન અહિં રહેતું નથી. અહિં ગુજરાતના વડનગર શેહેરનો રહેવાસી એક મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ સેવા કરે છે. આ યાત્રા પૂર્ણ કરી સાંજે અમે પાછા શિવકાંચીમાં આવ્યા. બીજે દિવસે સવારે અમે આ શહેર છોડીને આગળ ચીંગલપેટ જવા આગગાડીમાં સ્વારી કરી. રસ્તામાં વલજાબાદનું સ્ટેશન આવેછે. હિંદુસ્તાનના ઈતિહાસમાં બળવાને વાસ્તે આ પ્રખ્યાત મુકામ છે. તે મુકી ત્રીજું સ્ટેશન ચીંગલપેટનું આવ્યું. અહિંથી મદ્રાસ પણ જવાય છે. હમે ગાડીમાંથી ઉતરી સ્ટેશન નજીકમાં એક સરકારી મહોટી ધર્મશાળા છે તેમાં મુકામ કર્યો. આ ધર્મશાળામાં સગવડ સારી છે પણ રસોડાની ગોઠવણ તો આરકોનામના જેવીજ હતી. ચીંગલપેટ જીલ્લો હોવાથી જજ્જ તથા કલેકટર વિગરે અધીકારીઓ આ શહેરમાં રહે છે. શહેરનો વિસ્તાર ઘણો નથી. મુકામ કરી તુરતજ હમે શહેરમાં ગયા. બજારમાં ઘઉંના લોટ સિવાય ઘણી ખરી ચીજો મળે છે. આ દેશમાં ઘઉંના લોટની ઘણીજ અછત છે. આ તરફના લોકનો મુખ્ય ખોરાક ચોખા તથા આંબલીનું પાણી છે. અને બ્રાહ્મણ શિવાયના બધા લોક મચ્છાહારી છે ( માછલાં ખાય છે ). બજારમાંથી જોઈતો સામાન લઇ આ શહેરમાં નહિ રોકાતાં હમે બળદની ગાડીઓ ભાડે કરી પક્ષીતીર્થ જે અહિંથી સડકને રસ્તે નવ મૈલ દૂર છે તે તરફ ચાલ્યા. રસ્તે હમને વરસાદે ઘણીજ હરકત કરી, કેમકે આ દેશમાં હમારી મુસાફરી પોસ મહીનામાં હતી અને તે માસમાં આ દેશમાં ચોમાસાની મોસમ ચાલતી હોય છે. સાંજે હમે પક્ષીતીર્થ પહોચ્યા. અહિં નાહાનું ગામ છે તેમાં ધર્મશાળામાં હમે મુકામ કર્યો. બીજે દિવસે સવારે ઉઠી એકાદશી હતી તેથી

ગામમાં શંખતીર્થ નામનો કુંડ છે તેમાં સ્નાન કરી આવ્યાં. એવું કહેવાય છે કે આ કુંડમાંથી દર બાર વરશે એક શંખ નીકળે છે. ગામનાં મંદિરોમાં દર્શન કરી હમે ત્યાંથી આશરે ૫૦૦ પગથીઆના ચઢાવે પાહાડ ઉપર ચઢયા. એક માહાદેવજીનું દેરૂ છે તેમાં પાર્વતિનાં તથા શંકરનાં દર્શન છે. આ સ્થળ ઘણું મનોરંજક છે. ઉપરથી રત્નાગર ઘણોજ સુશોભિત દેખાવ આપેછે. શંકર પાર્વતિનાં દર્શન કરી હમે નજીકનો એક ખાડો જેને પક્ષીતીર્થ કહે છે તે ઠેકાણે મેદાનમાં બેઠા. એક બ્રાહ્મણ તાડપત્ર પર લખેલું પુસ્તક લઈને કથા વાંચવા આવ્યો, પણ તેની બોલી અમે સમજ્યા નહિ તેથી થોડીવાર થોભ્યા એટલામાં અમારી સાથે શિવશંકર નામે શાસ્ત્રી માહારાજ હતા તે ત્યાં આવ્યા. પછી પેલા બ્રાહ્મણે સંસ્કૃતમાં કથા વાંચવી શરૂ કરી અને અમારા શાસ્ત્રી તેનો ભાવાર્થ આપણી બોલીમાં અમને સમજાવવા લાગ્યા. થોડી કથા સાંભળી એટલામાં વરસાદે ભંગાણ પાડયું. આશરે બાર વાગ્યે વરસાદ બંધ પડયો. પાહાડના ઉપલા ભાગ પર એક જંગમપંથી બાવો હાથમાં મોટા થાળમાં ચોખા અને ગોળ લેઇ આવી બેઠો. પછી કેટલીક માળા ફેરવી પગે લાગ્યો તેટલામાં ગીધ જેવા આકારમાં બે સફેદ પક્ષી ત્યાં આવી બેઠાં, તેમને પેલા બાવાએ કોળીઆ કરી કરી ને ગોળ ચોખા ખવરાવ્યા. અમને એવું સમજાવ્યું કે આ પક્ષીઓ કાશીથી મધ્યાને અહિં આવે છે. એ બે રૂષિઓ છે પણ શાપથી પક્ષી થયા છે, તે કલિયુગમાં જ્યારે ભગવાન અવતાર ધારણ કરશે ત્યારે મુકત થશે. પણ મને તો એમ લાગ્યું કે ખાધાની લાલચે આ પક્ષીઓ રોજ બપોરે વખતસર આવે છે. કેમકે એ પક્ષીઓ હમે તો સવારનાં ત્યાંજ આસપાસ ઉડતાં જોતા હતા. જ્યાં સુધી ખાવા-

નું નહોતું આવ્યું ત્યાં સુધી ફાંફાં મારતાં હતાં અને ખાવાનું ખાઈને પણ ઊંચે પાહાડપર બેશી રહ્યાં હતાં. આ પક્ષીઓને તીર્થરૂપી માને છે પણ મારા ધાર્યામાં તો તેઓ ખાધાની લાલચેજ અહિં આવે છે. આ યાત્રા પૂર્ણ કરી નીચે ઊતરી તરતજ ગાડીમાં બેશીને હમે ચીંગલપેટના સ્ટેશનપર આવીને પોંડીશરી જવા સારૂ રાત્રે આગગાડીમાં બેઠા. અહિંથી ૯૮ મૈલને અંતરે વિલુપરામનું સ્ટેશન આવે છે ત્યાંથી રેલવેની એક શાખા પોંડીશરી ફ્રેંચ સરકારના તાબાનું શહેર છે અને જેને આ દેશના લોકો ફુલઝડી કરી કહે છે ત્યાં જાય છે.

**પાંડીશરી**—ફ્રેંચ સરકારની રાજધાનીનું એ શહેર આ જંક્શનથી ૨૩મૈલને અંતરેછે. ગામમાં ઉતરવાને ધર્મશાળાછે; તેમજ આ શહેર બંદર કાંઠાનું હોવાથી બીજાં પણ મકાનો છે. શહેરમાં કિલ્લાનું મકાન જોવા લાયક છે. આ શહેરથી આગબોટ ( સ્ટીમર ) ને રસ્તે પણ મદ્રાસ જવાય છે. શહેરમાં એક બાઈ સદાવ્રત આપે છે. વીલુપરામ મુકી આગળ કડલોર શહેરનું મહોટું સ્ટેશન આવે છે. તે સ્ટેશન નજીક મહોટી ધર્મશાળા છે તેમાં ઉતરવાને સગવડ સારી છે. આ ગામમાં કાંઇ પણ યાત્રા નથી તેમજ વેપારનું મથક પણ નથી. ફક્ત લાંબી મુસાફરી કરનારને આ ઠેકાણે આરામ લેવા મુકામ કરવાનું મથક છે. અહિંથી આગળ પોરટોનવો જે હિંદુસ્તાનના ઇતિહાસમાં ટીપુ સુલતાન અને ઇંગ્રેજ સરકારની લડાઇનું સ્થાન થયું હતું તે આવે છે. અહિં કાંઇ પણ ઉપયોગ ના હોવાથી હમે આગળ બીજું સ્ટેશન જે ચીદાંબરામનું આવ્યું ત્યાં ઉતર્યાં. સ્ટેશન ઉપર અહિંનો ગોર હાજર હતો તેથી તે અમને બધાને બળદની ગાડીઓમાં બેસારી ને ૦। મૈલને અંતરે ગામમાં તેડી ગયો. અહિં એણે પોતાના

યજમાન સારૂ ભાડે લીધેલી જગામાં અમને ઉતારો આપ્યો.

**ચીદાંબરામ.**—આ એક સાધારણ બાંધણીનું પુરાતન શહેર છે. બજારના થડમાં બે ધર્મશાળાઓ છે તેમાં ઉતરવાને સગવડ સારી છે. ગામ વચ્ચે માહાદેવજીનું મ્હોટું મંદિર છે, તેમાં પાર્વતિ સહિત માહાદેવજીની ચારભૂજાની મૂર્ત્તિ બિરાજે છે. આ માહાદેવજીના એક હાથમાં અગ્નિ છે, બીજામાં ડમરૂ (ડાકલુ) છે. લોકવાયકા એવી ચાલે છે. ડમરૂ વગાડીને મહાદેવજી લોકને ભેગાં કરે છે ને ત્રીજા હાથથી ઈસારત કરીને તેમને બતાવે છે કે મારા ચર્ણની ભક્તિ કરો, ને ચોથા હાથથી બતાવે છે કે હું અભય પદવી આપીશ. આ માહાદેવજી પાસે એક સોનાની પેટી છે તેમાં સ્ફાટીક મણીનું શિવજીનું બાણ જળાધારી સહિત છે તેનું ત્રીકાળ પૂજન વિધી પૂર્વક થાય છે. પૂજા કરતી વખતે શંકરને પેટીમાંથી બહાર કાઢીને જુદા સિંહાસન ઉપર પધરાવીને પૂજન કરે છે. એ શિવાય લીલામણીની માહાદેવજીની પ્રતિમા છે તેનું રોજ સવારે પૂજન થાય છે. મ્હોટા મંદિરમાં શેષસાઇ ભગવાનનું જુદું મંદિર છે તેમાં એક કુંડ છે તેમાં સ્નાન કર્યાનું બહુ મહાત્મ્ય કહેવાય છે. કાળભૈરવનું એક નાહાનું મંદિર છે. ગણપતિની મૂર્તિ મ્હોટી છે. વળી એ મંદિરમાં શ્રી મુળનાથ માહાદેવ તથા શિવકામસુંદરી તથા તીલગોવિંદરાજ એમનાં નાહાનાં મંદિર છે; અને ચીતસભા, કનકસભા, દેવસભા, નર્તનસભા, તથા રાજસભા, એ પાંચ સભાઓનાં સ્થાન છે. આ મંદિરના દરવાજાના મેડાપર એક મ્હોટો ઘંટ છે. આ યાત્રા પૂર્ણ કરી બીજે દિવસે સવારે હમે સ્ટેશન પર આવી અહિંથી આગળ કુંભકોણમ કરી મ્હોટું શહેરછે તે તરફ ચાલ્યા. કુંભકોણમથી પેહેલું સ્ટેશન તીરૂવાડા મારૂદરનું આવેછે. એ સ્ટેશનથી અ-

ડધા મૈલપર સમુદ્રમાં સ્નાન કરવાનું છે તથા ત્યાં મીધાઅર્જુનની યાત્રા છે. હાથમાં ગાંડીવ ધનુષ્ય ધારણ કરેલી અર્જુનની મૂર્ત્તિ છે.

**કુંભકોણમ**—આ મહોટું શેહેર સ્ટેશનથી દોઢ મૈલના સડકને રસ્તે છે. ૧૩૦૦૦ ઘર તો તૈલંગા બ્રાહ્મણનાં છે. શેહેરની બાંધણી સારી છે. કાવેરી નદીની નહેર છે તેની નજીક એક ઘણીજ મહોટી સગવડવાળી ધર્મશાળા છે. આ ધર્મશાળાથી બજાર પોણો મૈલ દૂર છે. શહેરમાં ખાધા પીધાની બધી ચીજ મળે છે. આ દેશમાં તોલ ત્રણ જાતનો ચાલે છે. એક શેર ચોવીસ રૂપીઆભારનો ચાલે છે. બીજો તોલ જેને વીસો કહેછે તે એકસોને વીસ રૂપીઆભારનો થાય છે. ત્રીજું માપ થાય છે જે પટ્ટણુપડીના નામથી ઓળખાય છે. આખા માપમાં એકસોને વીસ રૂપીઆભાર અનાજ માય છે. બધા પ્રકારની સગવડ છતાં આ ગામમાં લાકડાંની ઘણીજ અછત છે. અહિં પીતળના લોટા ઘણાજ વખાણવા લાયક થાય છે તે સિવાય બીજો કાંઈ નવાઈનો રોજગાર નથી. ભાષા તૈલંગી ચાલે છે ને મુસલમાન લોકો ઘણા ખરા હિંદુસ્તાનીમાં વાત કરે છે. મેટ્રીકયુલેશનથી તે બી. એ. સુધીની શાળાઓ અને પાટશાળાઓ છે. શેહેર વચ્ચે પોલીસનું થાણું અને કચેરી જેમાં છે તે મકાન સારી બાંધણીનું અને ભપકાદાર છે. બજાર વચ્ચે કુંભેશ્વર માહાદેવજીનું ઘણુંજ મહોટું મંદિર છે, અને તેની બહાર ડાબી બાજુ ઉપર રામચંદ્રજીનું એવુંજ મહોટું મંદિર છે. માહાદેવજીના મંદિરમાં બીજાં જુદાં જુદાં મંદિર છે. ૧. સારંગપાણી શેષસાઈ ભગવાન પોઢેલાછે. ૨. ચક્રપાણી ભગવાનની મૂર્ત્તિ છે. ૩. ગોપાલકૃષ્ણ ભગવાનની મૂર્ત્તિ છે. કુંભેશ્વર નામનો એક તીર્થ કુંડ છે. ધર્મશાળા પાસે એક

ગાદીપતિ સંન્યાસી મહારાજ કાવેરીના કીનારા ઉપર રહે છે. આ શિવાય અહિં નીચે પ્રમાણે તીર્થ છે.

**१ नागेश्वर माहादेव, २ सोमेश्वर माहादेव, ३ काशी-विश्वनाथ, ४ अभिमुक्तेश्वर, ५ गौतमेश्वर, ६ बाण-पुरीश्वर,** અને **कामहस्तीश्वर.** આ યાત્રા પૂર્ણ કરી હમે પાછા સ્ટેશનપર આવ્યા. અહિંથી ત્રીજું સ્ટેશન પાપનાસમનું આવે છે. આ સ્થળે રામાનંદ સંપ્રદાયનું મ્હોટું મંદિર છે ત્યાં દર્શન કરી પાછા તરતજ બીજી ગાડીએ બેસીને આગળ ચાલ્યા. આગળ તંન્જેરનું સ્ટેશન આવ્યું. આ તંન્જેર શહેરમાં સ્ટેશનથી અડધા મૈલપર ધર્મશાળા છે. અહિં માહાદેવજીનું મ્હોટું દેરૂં તથા રાજાનો પુરાતન મહેલ જોવા લાયક છે. અહિંથી રેલગાડીની શાખા નીગાપટમ તરફ જાય છે. તંન્જેરથી આગળ ચાલ્યા એટલે ટ્રીચીનાપલ્લી કરી શેહેર આવ્યું. અહિંના લોકો આ શહેરને ત્રસનાપલ્લી કહે છે. અમે આ સ્ટેશનપર ઉતર્યા. અહિંથી એક શાખા ઇરોડ તરફ જાય છે. સ્ટેશનની નજીકથીજ શહેર શરૂ થાય છે. હમારે આ શહેરમાં કામ નહોતું તેથી અહિંથીજ બળદ ગાડીઓ ભાડે કરીને સીરંગહામ જે આ શહેરથી છ મૈલ છે તે તરફ ચાલ્યા.

**ત્રીચીનાપલ્લી**—અમારો રસ્તો આ શેહેરની વચ્ચોવચ હોવાથી હમે શહેર વચ્ચે થઈને ચાલ્યા. શહેરમાં ધર્મશાળા છે. સ્ટેશન મુકી આગળ ચાલ્યા એટલે બે તરફ દુકાનોની હાર બપક્ષબંધ દેખાવા લાગી. આ બજાર દોઢ મૈલને આશરે લંબાઈમાં છે. આ શેહેરમાં ગુજરાતી ખેડાવાળ બ્રાહ્મણોનાં પાંચસેં ઘર છે. ગામની વચ્ચે ઊંચા મીનારા ઉપર ચારે તરફ વાગતું ઘડીઆળ

છે અને તેની સામે ભપકાબંધ બાંધેલી શાક તરકારીની મારકીટ આવી રહેલી છે. મુખ્ય વેપાર આ શેહેરમાં તમાકુના ચીરૂટ ( પીવાની બીડીઓ ) નો છે. હજારો રૂપીઆનાં ચીરૂટ દરસાલ આ શેહેરથી બીજે દેશાવર ચઢે છે. આ શહેરમાં બજારની હદ આવી રહે છે એટલે એક ઉંચો પાહાડ આવે છે. આ પાહાડ ઉપર કોટ બાંધેલો છે તેમાં માહાદેવજીનું દેરૂં છે ને તેની સામે ગણુપતિનાં દર્શન છે. બહારથી જોતાં અજાણો માણુસ એમજ ધારશે કે આ એક કીલ્લો છે. પાહાડ ઉપર ચઢવાને સીડી પણુ ઘણીજ ભપકાબંધ છે. ઉપર ચઢી અમે દર્શન કર્યાં. ત્યાર બાદ નીચે ઉતરી આગળ ચાલ્યા એટલે કાવેરી નદી ઉપરનો અદ્‌ભૂત બાંધણીનો પથ્થરનો પુલ આવ્યો. ભરૂચ આગળ નર્મદા નદી ઉપરનો મહોટો પુલ છે તેના કરતાં આ પુલ આશરે દોઢ ગણો લંબાઈમાં છે. તેનો દેખાવ લાંબી મુસાફરીથી આવેલા મુસાફરને શાંત કરે એવો છે. આ પુલ ઉતરી આગળ ચાલ્યા એટલે એક મૈલને છેટે શ્રીરંગહામ ગામ આવ્યું. આ શેહેરમાં રંગજી સ્વામીનું મહોટું પ્રખ્યાત મંદિર છે ત્યાં પોસ સુદી અગીયારશે મહોટો મેળો ભરાય છે ને આશરે એક લાખ આદમી ભેગાં થાય છે. આ અગીઆરશને વૈકુંઠી કહે છે. એવું કહેવાય છે કે આ અગીઆરશે દર્શન કરે તેને મુકિત મળે છે. કેટલાક દેશાવરી વેપારીઓ પોતાનો માલ લઇને વેપારને અર્થે આવે છે. હમે પણ આ અરસામાં ગયા હતા તેથી મેળાનો જમાવ હોવાથી ભરચક લાગતું હતું.

આ શ્રીરંગજી સ્વામીનું મંદિર અથાગ મહોટું છે. આ મંદિરને પાંચ કોટ છે ને એ દરેક કોટના દરવાજાપર ઉંચી કોયલ છે. પાંચમા કોટનો ઘેરાવો પાંચ મૈલનો છે. પાંચમા તથા ચોથા કોટ-

शेषशाई भगवान.



ની અંદર લોકોનાં ઘર તથા વસ્તી છે. ગામમાં ધર્મશાળાઓ છે તેમજ અહિં પણ ગોર લોકો પોતાના મકાનમાં ઉતારે છે. એ મકાનોમાં દરેક પ્રકારની સગવડ સારી હોયછે. ત્રણ કોટમાં કાંઈ વસ્તી નથી પણ ત્રીજામાં કાપડ વાસણ વગેરેની દુકાનો છે. બીજામાં મ્હોટા ગરૂડજીની મૂર્ત્તિ છે, તે ગરૂડજી આશરે વીસ ફુટની ઉંચાઈના છે. પાંચમા કોટમાં અંદર શ્રીરંગજી સ્વામીની મ્હોટી મૂર્ત્તિ શેષ નાગ ઉપર પોઢેલી છે તેનાં દર્શન છે. આ મંદિરમાં એક હજાર થાંભલાનો મ્હોટો મંડપ છે. એક બાજુએ પુષ્કરણી ગંગાનો કુંડ છે. શ્રીરંગસ્વામી કૃષ્ણ વર્ણ છે. લક્ષ્મીજીનું મંદિર જુદું છે. માહારાજની ભોગમૂર્ત્તિ પણ જુદી છે. મંદિરથી દોઢ ગાઉપર જંબુકેશ્વર માહાદેવજીનું દેરૂં છે ત્યાં એક જાંબુડાનું ઘણુંજ મ્હોટું પ્રાચીન વૃક્ષ છે. એ મહાદેવજીના સમીપમાં ચારે પાસ કાવેરીનું જળ વહે છે. આ યાત્રા પૂર્ણ કરી હમે પાછા ત્રીચીનાપલી આવીને ત્યાંથી રેલ ગાડીમાં બેસીને મદુરા તરફ ચાલ્યા.

**મદુરા**—આ પ્રખ્યાત શહેર વેગવતી નદીના કીનારાપર આવી રહેલું છે. શહેરમાં પરદેશી મુસાફરોને ઉતરવા સારૂ નદીના કીનારાપર લાલાનું છત્ર છે. આ મકાન ઘણુંજ સારૂં છે; તેમજ તેમાં અજમેરનો મારવાડી વાણીઓ રહે છે તે ચોખ્ખું સીધું સામાન આપણા દેશના મુસાફરોની મરજી માફક પૂરૂં પાડે છે. બધી સગવડ સાથે દિશાએ જવાનું ઘણુંજ દુઃખ છે. નદી ઉતરી સામે કીનારે જવું પડે છે. આ દેશના પ્રમાણમાં આ એક મ્હોટું શહેર છે. રસ્તા સારા પાકા બાંધેલા છે. અહિં સુંદરેશ્વર માહાદેવ છે તેમજ પ્રખ્યાત મિનાક્ષી દેવીનું ઘણુંજ મ્હોટું મંદિર છે. આ મંદિરમાં દોશીવાણીઆની તથા બીજા ઘણા વેપારી

લોકોની દુકાનો છે. મંદિરને બે દરવાજે ઘણીજ ઉંચી કોયલો છે. માતાજીના દાગીના ઘણાજ કીમતી છે. મંદિરમાં ચંદ્ર પુષ્કરણી નામનો મહોટો કુંડ છે. આ મંદિરનું શિખર સુવર્ણથી મઢેલું છે તથા ભીંતોમાં ઘણાંજ જોવાલાયક ચિત્ર છે. આ શહેરમાં કાપડનો વેપાર ઘણો ચાલે છે. કસબી દુપટ્ટા વગેરે ખોટા ખરા કસબનું ઘણું કાપડ પરદેશ ખાતે ચઢે છે. આ કાપડ મદુરાના કાપડના નામથીજ ઓળખાય છે. આ કાપડનો ઘણો ખરો વટાણુ રામેશ્વરના રસ્તામાં આશરે ચાલીસ મૈલપર પેમગુડી કરી ગામ છે ત્યાં થાય છે. મદુરા શહેરમાં પુરાતન રાજાનો મહોટો મહેલ છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા લેવાનું આ સ્થળ છે. તેમજ પૈસાવાળાને રળવાનું પણ સારૂં સ્થળ છે. દર સેંકડે દર માસે માલ ઉપર બે ટકાનું વ્યાજ ઉપજે છે. આ ગામમાં ન્યુસપેપર દર અઠવાડીએ નીકળે છે. અત્યાર સુધી જે તૈલંગી ભાષા ચાલતી તે બદલાઈને હવે આરબી ભાષા ચાલવા માંડી. આરબી એટલે આરબસ્તાનની નહિં પણ આ દેશમાં તૈલંગીને મળતી આરબી ભાષા ચાલે છે. મલબારમાં પણ આ ભાષા સાધારણ ચાલે છે. આરબી તથા તૈલંગીમાં ઝાઝો ફેર નથી. અહિંથી રામેશ્વરની યાત્રાએ જનારને બળદ ગાડીએ સો મૈલ જવું પડે છે. રામનાથપુર કરી દેશી રાજ્ય આવે છે ત્યાં સુધી રસ્તો સડકનો છે ને તે પછી આગળ રેતીનો ખરાબ કંટાળા ભરેલો રસ્તો આવે છે. અહિંથી રામેશ્વર ગયા પહેલાં બાર ગાઉપર અલગર્જની યાત્રા છે ત્યાં બળદ ગાડીમાં જવાય છે.

**અલગર્જ**—આ ઠેકાણે વિષ્ણુના અંશાવતારની મૂર્ત્તિ છે તેનું પાહાડ નીચે મોહોટું મંદિર છે. પાહાડપર શિવગંગા તથા વિષ્ણુ ગંગા જુદી વહેછે. રામચંદ્રજીએ રાવણને જીતી આવી

અહિં મુકામ કર્યો છે પછી સૈન્યને રજા આપી છે. અહિં રામચંદ્રજીનું મ્હોટું મંદિર છે. યુદ્ધ થઇ રહ્યા પછીનાં જુનાં શસ્ત્ર અહિં પડેલાં છે. મંદિર પાસે કુંડ છે. અહિંથી પાછુ મદુરા આવવું થાય છે. અહિંથી ગાડી કરી રામેશ્વરને રસ્તે જતાં ઘી તથા સીધુ સામાન મદુરાથી સાથે રાખવાની જરૂર પડે છે કેમકે રસ્તામાં બિલકુલ સામાન મળતો નથી. ઘી ભરી લેવાના સાંકડા મ્હોવાળા ડબા આ શહેરમાંથી મળે છે આ શહેરમાંથી દેશમાં લાવવાને માતાજીની મૂર્ત્તિનાં પાનાં મંદિરમાંજ મળેછે. અહિંથી(મદુરાથી)સામાન વગેરે સાથે લઇ રામેશ્વર તરફ ચાલ્યા. પહેલો મુકામ બાર વાગ્યાને સુમારે તેર મૈલપર એક ધર્મશાળામાં કર્યો. આ રસ્તે તેર મૈલથી નજીક મુકામ નથી તેથી આખે દહાડે જો તેર મૈલ ચાલીએ તો પણ મુકામ ઘણોજ ઓછો પડે છે. તેમજ બીજી મજલે તે દહાડે જતાં રાત વેઠવી પડે છે. હમે પણ આ મુસીબતો વેઠતા જેમ બને તેમ જલદીથી ત્રીજે દહાડે રામનાથપુર સવારમાં પહોચ્યા. આ એક આશરે પંદર લાખ રૂપીઆની ઉપજનો તાલુકો છે. આ શહેરમાં દેશી રાજા રાજ્ય કરે છે. ગામનો દેખાવ સારો છે. ગામ વચ્ચે માહાદેવજીનું દેરૂં તથા ધર્મશાળા છે, ને તેમની સામે મહોટો ભપકાદાર બજાર છે. આ દેખાવ જોઇ ઝાઝી વાર આ ગામમાં ના રોકાતાં અમે આગળ ચાલ્યા. ગામ છોડી આગળ ચાલ્યા એટલે આત્યારસુધી હમે જે સુખમાં સડકને રસ્તે આવ્યા હતા તે જતું રહી ને રેતી તથા પાણીનો ખરાબ રસ્તો આવ્યો. અને આખો દહાડો આ રસ્તે ચાલતાં તથા પાણી ગુંદતાં ફક્ત તાડના ઝાડની ઝાડીવાળા મેદાનોને રસ્તે થઇ રાતના અગીઆર વાગ્યે આશરે પચીસ ઘરની વસ્તીવાળા ગામમાં એક નાની ધર્મશાળામાં મુકામ કર્યો. આ

ગામથી એક બીજો રસ્તો દર્ભસેન તરફ જાય છે. રાત્રે આ ધર્મશાળામાં રહી સવારના વહેલા ચાલ્યા ને અગીઆર વાગ્યાને સુમારે ખાડી ઊપર આવ્યા. આ ખાડીને હરબોલાની ખાડી કહે છે. હિંદુસ્તાનના નકશામાં જેને ગલ્ફ ઓફ પેમબાન લખેલો છે તેનો ઉચ્ચાર આ દેશના લોકો ગલ્ફ ઓફ પાવન કહે છે. આ ખાડીને કીનારે મીઠા પાણીનો એક નાહાનો કુંડ છે તેમજ એક નાહાની ખુલ્લી ધર્મશાળા છે. રામેશ્વર નજીક આવવાથી તેમજ ઘણા દિવસની મુસાફરીથી કંટાળેલા ને આ મુસાફરીનો અંત આવ્યો એટલે અમે હોંસમાં ને હોંસમાં જો કે બપોર થયા હતા તોપણ ખાવા પીવાની કાંઈ પણ દરકાર કર્યા વગર તરતજ વહાણમાં બેઠા. આ કીનારેથી રામેશ્વરનો ટાપુ ત્રણ મૈલ છે. હમે વાહાણમાં બેઠા કે વાહાણ હંકાર્યું. હવે આસપાસ પાણીજ દેખાવા માંડ્યું. એક બાજુપર પત્થરની ખડકો પડેલી દેખાતી હતી તેને આ લોકો રામચંદ્રજીની બાંધેલી પાગને નામે ઓળખવા લાગ્યા. એક કલાકમાં અમે સામે કીનારે પોહોચ્યા. સામે કીનારે અમારા ગોરના ગુમાસ્તાએ પ્રથમથીજ કાગળ લખ્યો હતો તેથી તેનો જમાદાર વગેરે સીપાઈ સામા આવ્યા હતા. આ કીનારો મંડપનો કહેવાયછે. આ બંદરકાંઠો હોવાથી અહિં કેટલીક હોસ્પીસો તથા કસ્ટમ હાઉસ વગેરે છે. અહિં પાકા રસ્તા બાંધેલાછે. ગોરનાં માણસોએ અમને ભાડાની ગાડીઓ કરી દરીઆ કીનારેથી એક મૈલને છેટે ધર્મશાળાઓ છે ત્યાં લઇ જઇ લોકલફંડ ખાતાની એક ઘણીજ સગવડવાળી તળાવના કીનારાની ધર્મશાળામાં મુકામ કરાવ્યો. અહિંથી આજ ટાપુમાં રામેશ્વર કે જ્યાં માહાદેવજીનું દેરૂં છે તે સડકને રસ્તે આઠ મૈલ રહ્યું. હમે રસોઈ જમી આસપાસ ફરતા હતા. તળાવના કીનારા પાસે ઊં-

ચી ટેકરી ઉપર દીવાડાંડી છે તેની શોભા જોતા હતા તેટલામાં ગાડીવાળાએ બુમ મારવાથી અમે અમારો સામાન ગાડીમાં નં-ખાવ્યો. રાત પડ્યે અમે અહિંથી ચાલ્યા તે દસ વાગ્યાને સુમારે રામેશ્વર ગામમાં પહોચ્યા. અમારી સાથના સીપાઇએ પં-ડ્યાને ખબર આપી એટલે પંડ્યા બે ચાર નોકરો સાથે હમારા સામા આવ્યા. પછી અમને ઉતારા સારૂ બે ચાર મકાન દેખા-ડ્યાં તેમાંના એક મકાનમાં હમે મુકામ કર્યો. ત્યાર બાદ એવી ખબર મળી કે હજી માહાદેવજીનાં દર્શન થાય છે તેથી પંડ્યાજી અમને બધાંને માહાદેવજીના દેહેરામાં લઇ ગયા. આ દેહેરૂં જોતાં તો હમે અત્યાર સુધી જે દેહેરાં જોઇ વખાણ કરતા હતા તે ભૂલીજઈને વિસ્મય થઈ ગયા. અંદર ઘણી લંબાણે અમને લઈ ગયા. અહિં પણ આ દેશના રીવાજ પ્રમાણે ગરૂડસ્તં-ભનાં દર્શન કરાવ્યાં. પછી અમને રામેશ્વરનો પથ્થરનો નંદી છે તેનાં દર્શન કરાવ્યાં. આ નંદી વીસ ફીટ કરતાં વધારે ઊંચાઇ-માં છે. આ વિશાળ નંદીનાં તથા તેની પાસે નાક કાપેલી હર-બોલી ઉભી છે તેનાં દર્શન કરી અંદર બીજા મંદિરમાં પેઠા. ત્યાં નિજમંદિરમાં જતાં જમણા હાથ ભણી એક નાહાના સિંહાસન ઉપર રામ, લક્ષ્મણ, સીતા અને હનુમાનની ધાતુની મૂર્ત્તિઓ છે, તથા સામે રામેશ્વરજી મહાદેવ છે. રામેશ્વરનાં દર્શન ચોથે દરવા-જેથી થાય છે. અંદર બ્રાહ્મણને પણ જવાદેતા નથી. દર્શન એટ-લા અંધારામાં છે કે દીવાના અજવાળા સિવાય દિવસે પણ દર્શન થાય નહિ. અમને દરવાજા આગળ બેસાર્યા પછી પંડ્યાના હુકમથી પુજારે કપુરની આરતી ઉતારી તેના અજવાળાથી બરા-બર દર્શન કરી હમે બાહાર આવ્યા. આ વખતે એક પાલખીમાં એક સુવર્ણની મૂર્ત્તિ બેસારી વાજતે ગાજતે લઇ જતા હતા તે

દેખાડીને પંડયાએ અમને કહ્યું કે એ રામેશ્વરજીની ભોગ મૂ-ર્તિ છે તે અત્યારે કૈલાશમાં ભવાની પાસે પોઢવા જાય છે તેથી આપણે પણ સાથે જવું જોઈએ. અમે પણ વરઘોડાની સાથે ચા-લ્યા. આ વરઘોડો મંદિરમાં ને મંદિરમાંજ ફરે છે. થોડે છેટે ગયા એટલે એક મંદિરનાં બારણાં ઉઘડાવ્યાં. અંદર ઉંચે એક સિંહાસન ઉપર સુવર્ણનાં પાર્વતી બિરાજેલાં હતાં તેમની પાછળ એક મ્હોટો તકતો છે તથા એક હીંચોળાખાટ છે. આ દર્શન કરાવી પંડયાજી અમને અમારે ઉતારે લાવ્યા. બીજે દહાડે સવારે અમે ઉઠયા એટલે અમને ગામથી જે રસ્તે આવ્યા હતા તેજ રસ્તે રામકુંડ તથા લક્ષ્મણ કુંડ છે તે તરફ લઇ ગયા. રામકુંડ-માં પાણી ખારૂં છે તેમજ તેમાં કોઇને નાહાવા દેતા નથી. ત્યાંથી આગળ લક્ષ્મણ કુંડમાં અમને સ્નાન કરાવ્યું. આ સ્થળ-માં પિતરોનું શ્રાદ્ધ કરી તેમને પિંડ અપાય છે અને ગૌદાન વગેરે બીજાં ઘણાં દાન યજમાનની શ્રદ્ધા પ્રમાણે કરવાને ગોર મહા-રાજો તેમને આગ્રહ કરે છે. અમને પણ તેમના રીવાજ પ્રમાણે ત્યાં કૃત્ય કરાવી પાછા ઉતારે આણ્યા. વિસામો લીધા બાદ અમે રામેશ્વરનાં દર્શન કરવાને ગયા. આ નીરાંતનો વખત હતો તેથી રામેશ્વરનું દેહેરૂં નીહાળીને જોવાની તક અમને સારી મળી. પહેલી વખતે અમે રાત્રીએ દર્શન કર્યાં હતાં પણ દિવસે જ્યારે તે દેહેરૂં દીઠું, ત્યારે તો અમારા મનમાં ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. રામેશ્વરના દેહેરાનું કામ જોતાં એ કેમ બન્યું હશે એવો વિચાર ભાગ્યેજ કોઈના અન્તઃકરણમાં ઘોળાયા વિના રહે. આખા હિંદુસ્તાનમાં અમારા જોવામાં તેવું વિશાળ દેહેરૂં આ પેહેલુંજ હતું.

**રામેશ્વરનું વર્ણન**—રામેશ્વરના મંદિરને પાંચ કિલ્લા છે. પ્રથમને કિલ્લે એક પૂર્વમાં અને દક્ષિણ તથા ઉત્તર દિશામાં અ-

કેકો એમ ત્રણ દરવાજા છે. એ દરેક દરવાજા ઉપર દક્ષિણ દેશના રીવાજ પ્રમાણે ઊંચી કોયલો છે. પાંચે કિલ્લાના દરવાજા વટી અંદર જવાય છે. ત્યાં રામેશ્વર માહાદેવનું નિજમંદિર છે, તેને પૂર્વ દિશાનું એકજ દ્વાર છે. તેમાં થઈને શંકરનાં દર્શન કરવા જવાય છે. આ માહાદેવનું બાણ વેળુનું છે. જેમણે સ્પર્શ કર્યો હશે તેમને પૂછતાં તેઓ કહેછે કે તે કરકરૂં લાગે છે. પૂજારી બ્રાહ્મણો સિવાય બીજા કોઈને રામેશ્વરનો સ્પર્શ કરવા દેતા નથી. પરંતુ છાની રીતે કોઇ માણસ નાણાની કોથળીનું મોઢું ઉઘાડું રાખે તો તે શૂદ્ર હોય તોપણ તેને સ્પર્શ કરવાનો વાંધો લેવાતો હોય એમ જણાતું નથી. આ પૂજનનો ઠરાવ આપણો જે પંડયો હોય તેની મારફતે થાય છે. ત્યાંના પૂજારી બ્રાહ્મણો દ્રાવીડ જાતના બ્રાહ્મણો છે. મંદિરની ઉપજ ખર્ચનો હિસાબ અંગ્રેજ સરકાર રાખેછે, તેથી સરકાર તરફથી ત્યાં કારકુન રહેછે.

રામેશ્વરને ગંગોદરીનું (ગંગા નદીનું) જળ ચઢાવ્યાનું ફળ વિશેષ છે, માટે સાધુ, વેરાગી વગેરે યાત્રાળુઓ બદ્રિકાશ્રમ આદિ સ્થાનમાંથી ગંગાજળ કાવડે ઉચકી લાવી પૂજારીઓ પાસે રામેશ્વરને ચઢાવરાવે છે. ગંગોદરી ચઢાવવા માટે સરકારે નીચે પ્રમાણે કર ઠરાવ્યો છે.—

કાચની શીશી ૧ ના ૩૧—૧૦—૦

ધાતુના પાત્રમાં હોય તો ૩૧—૧૨—૦

દરેક પાત્ર કે શીશી દીઠ કર આપવો પડે છે, પછી ગમે તો એક પાત્રમાં દશ માણસનું ભેગું કર્યું હોય પણ એકજ પાત્રને માટે એકજ કર આપવો પડે છે. તેમજ ચીઠી પણ એકજ નામની થાય. કારકુનને કરનાં નાણાં ભર્યાં એટલે તે રજા ચીઠી અને પહોચ આપેછે, તે રજા ચીઠી અને પહોચ પૂજારીને બતા-

વીએ એટલે આપણું ગંગાજળ મહાદેવજીને ચઢાવે છે, કદાપિ કોઈ યાત્રાળુ પાસે ગંગાજળ હોય નહિ અને તેને તે ચઢાવવાની ઈચ્છા થાય તો ત્યાંના ગોર લોકો રૂપીઆ ખર્ચીને બદ્રિનારાયણ, પ્રયાગ, હરદ્વાર વગેરેથી ગંગાજળ મંગાવી રાખે છે. તે મોંઘે ભાવે વેચાથી આપે છે.

યાત્રાળુ બ્રાહ્મણો જો એક રૂપીઓ ભરે તો અંદરના બીજા દરવાજા સુધી દર્શન કરવા જવાની તેમને રજા મળેછે. રામેશ્વરમાં રૂદ્રાભિશેક કરવો હોય તો દેહેરાના બહાર મંડપમાં બેસીને બ્રાહ્મણો કરેછે. રામેશ્વરના બાણ ઉપર મધ્યાન કાળે સૂવર્ણનું રત્નજડિત મુખાર્વિંદ નાગફણા સહવર્તમાન ધરાવે છે, તેનાં દર્શન રાતના આઠ વાગ્યા સુધી થાય છે. રામેશ્વરના મંદિરના એક દરવાજામાં પેઠા પછી સામે પૂર્વ તરફના બીજા દરવાજામાં પ્રથમ સન્મુખ વલ્લભગણેશ એ નામથી એક મોટી ગણપતિની મૂર્ત્તિ ઓરડીમાં બિરાજેલી છે. ત્યાંથી પ્રદિક્ષણા કરવામાં ડાબા હાથ તરફ કોટીલિંગ શિવજી છે તેમનું પૂજન યાત્રાળુ લોકોથી કરાય છે. તેની પાસે કાળભૈરવનું મંદિર છે. ત્યાંથી આગળ પ્રદિક્ષણા કરતાં પાતાળેસ્વર મહાદેવ તથા હનુમાનજીનું મંદિર આવે છે, તેમની સમીપમાં હનુમંતેસ્વર મહાદેવ છે. રામેસ્વરના મંદિરમાં જતાં જમણા હાથ તરફ કાર્તિકસ્વામિનું મંદિર છે. રામેસ્વર મહાદેવના સામી નંદિકેસ્વરની પ્રચંડ મૂર્ત્તિ છે. તે નંદિની પાસે રત્નાગર તથા મહોદધિ એવે નામે બે સમુદ્રની મૂર્ત્તિઓ છે. નંદિની પછવાડે સોનાથી મઢેલો ચાળીસ હાથ ઉંચો એક સ્તંભ છે. રામેસ્વરના નિજમંદિરમાં ડાબે પાસે ગણપતિની ધાતુની મૂર્તિ છે. મંદિરની દક્ષિણ બાજુએ તેત્રીસ કરોડ દેવતાની મૂર્ત્તિઓ છે ને તેની આગળ ગૌરીશંકરની ધાતુની મૂર્ત્તિ છે.

रामेश्वर महादेवनुं मुख.



સન્મુખમાં બીજા નાના મંદિરમાં કાશીવિશ્વનાથનું લિંગ જળાધારી સુદ્ધાં છે. આ બાણુ અત્રે શી રીતે સ્થાપન થયું તેની કથા ચાલે છે તે ટુંકામાં નીચે પ્રમાણે છે.

## કથા.

એક દિવસે શ્રીરામચંદ્રજીએ પોતાના ગુરૂ પાસેથી માહાદેવજી પધરાવવાનું મુહૂર્ત લીધા પછી હનુમાનજીને કાશીએ કાશીવિશ્વનાથ માહાદેવજી પાસે બાણુ લેવા મોકલ્યા. મુહૂર્તનો સમય થયો પણ હનુમાનજી આવી શકયા નહિ તેથી પોતાના ગુરૂની આજ્ઞા લઇ શ્રીરામચંદ્રજીએ વેળુનું બાણુ બનાવી સ્થાપન કર્યું. થોડીવારે હનુમાનજી બે બાણુ લેઈ આવ્યા અને અહિં તો માહાદેવજીનું સ્થાપન થએલું હતું તે જોઇને તેમણે ઘણોજ ગુસ્સો કર્યો. પછી રામચંદ્રજીએ એમને શાંત પાડી એમણે આણેલાં બે બાણુનું શ્રીરામેશ્વરજીના દેહેરામાંજ તેમની નજીક સ્થાપન કરી એકનું નામ કાશીવિશ્વનાથ તથા બીજાનું નામ હનુમંતેશ્વર પાડયું. આની સાથે એવું માહાત્મ્ય મુકયું કે જે કોઇ આ બંનેનાં દર્શન કર્યા વગર રામેશ્વરનાં દર્શન કરશે તેની યાત્રા વળશે નહિ. વિશ્વનાથજીના મંદિર પાસે અનપૂર્ણાનું મંદિર છે. મંદિરના દક્ષિણ દરવાજાની તરફ આદ્ય શકિત પાર્વતિનું મહોટું મંદિર છે. આ મંદિરમાં પણ ચાલીસ હાથ ઉંચો સ્તંભ છે. અહિં પાર્વતિજી એકલાં બીરાજેછે. આની જમણી તરફ કૈલાશ સુખસજ્જાનો ઓરડો જેને વિશે પ્રથમ જણાવ્યું છે તે છે. પ્રદક્ષિણામાં જતાં સંતાનગણપતિ તથા સૌભાગ્ય ગણપતિની મૂર્ત્તિઓ છે. આગળ ચાલ્યા એટલે ચંડીકાની મૂર્ત્તિ આવે છે. બાહારની તરફ નીકળતાં જમણે હાથ સેતુમાધવનું મંદિર છે ને મોહો આગળ નળ અને નીલ નામના શંકરનાં દર્શન છે. આ પ્રમાણે શ્રીરામેશ્વરજી-

ના મંદિરમાં તીર્થ છે. આ શિવાય કુવા તથા કુંડ મળી ૨૪ તિર્થ છે. આનું વર્ણન ચોવીસ તિર્થના સ્નાન વખતે કરવામાં આવશે. આ વખતે તો બપોર થઇ ગયા હતા તેથી આટલી યાત્રાઓ કરાવી પંડયાજી હમને હમારા મુકામપર પહોચાડી એ એમને ઘેર સધાર્યાં. સાંજે આશરે ચાર વાગ્યાને સુમારે ગામથી અડધા ગાઉપર ગંધમાદન પર્વત ઉપર રામઝરૂખો‡ છે ત્યાં ગયા. ત્યાં જવાનો રસ્તો ઘણોજ રેતાળ તથા સપાટ છે. ત્યાં પહોચ્યા એટલે ઉંચે બંગલાના આકારમાં કેટલાંક પગથીઆંની ચઢાઈ ઉપર એક ઘણા થાંભલા વાળો મંડપ છે. અમે તે ઉપર ચઢી ઉપર નાહાના ઓરડામાં રામચંદ્રજીનાં પગલાં છે તેનાં દર્શન કરી ત્રીજે માળ છે તે ઉપર ચઢયા કે આ બેટની બરાબર ખુબી અમારી નજરે આવી. આવડો મોટો બેટ ઉપરથી એક નાહાના ટાપુ જેવો દેખાવ આપવા લાગ્યો; આસપાસ સમુદ્ર પોતાનાં મોજાં અફાળી રહેલો નજર આવ્યો. આ બધો મનોરંજક દેખાવ જોયા પછી અમે નીચે ઉતર્યા કે મોહો આગળ એક માહાદેવજીના દેરામાં અમને દર્શન કરાવવા પડયાજી લઇ ગયા. આ યાત્રા પૂર્ણ કરી અમો પાછા મુકામપર આવ્યા. પછી પાછા રાત્રીનાં રામેશ્વરજીનાં દર્શન કરવા ગયા. રામેશ્વરના દેહેરાના પ્રથમ દરવાજા-

---

‡ રામ ઝરૂખા વિશે નીચે પ્રમાણે દુહો બોલાય છે.

**राम झरुखे बेठके सबका मुजरा लेत**

**जेसी जीनकी चाकरी येसा उनकु देत.**

એવું કહેવાય છે કે લંકામાં જીત મેળવી પાછા ફર્યા કેડે રામચંદ્રજીએ આ ઝરૂખાપર બેસી બધાની નોકરી તપાશી સર્વને ખુશી કરીને રજા આપી હતી.

ના સન્મુખ સરકારી મોહોટું દવાખાનું છે. અહિંની યાત્રા પૂર્ણ કરી રહ્યા પણ ઉત્તરાયણ ઉપર સમુદ્રમાં સ્નાનનું ઘણુંજ ફળ હોવાથી અમે અહિં રોકાયા તેથી બધું મળી અમે આ ટાપુમાં એક અઠવાડીયું રોકાયા. બીજે દિવસે સવારે પંડ્યાજી આવી અમને ચોવીસતીર્થની યાત્રા કરવા તેડી ગયા. આ તીર્થમાં સ્નાન કરવાનુંજ છે, તેમજ તિર્થમાં કુવાનો ભાગ ઝઝો હોવાથી દોરી લોટો સાથે લેવરાવ્યો હતો. આ તીર્થમાં જ્યાં સુધી બધાં પૂરાં થાય ત્યાં સુધી ભીને વસ્ત્રે ફરવું પડે છે કેમકે આ બધાં એક બીજાથી નજીક રામેશ્વરજીના મંદિરમાંજ છે. રામેશ્વરજીના મંદિરમાં પ્રથમ કોટ છે તેમાં જમણે હાથ માધવકુંડ છે ત્યાં પ્રથમ સ્નાન કરાવ્યું. આ કુંડમાં અંદર ઉતરી નાહાવા દેતા નથી તેથી બાહાર પાણી કાઢી સ્નાન કરવું પડ્યું. સ્નાન કર્યા પ્હેલાં ગોરે નીચે પ્રમાણે સંકલ્પ કરાવ્યો. આનો આજ સંકલ્પ બધા તિર્થનો છે.

**संकल्पः**

**उभयोः सागरयोर्मध्ये गन्धमादन पर्वते भास्कर क्षेत्रे काशिविश्वेश्वर रामेश्वर सेतुमाधव कालभैरव सीता राम लक्ष्मण भरतशत्रुघ्न हनुमंत समेत श्रीरामचंद्र स्वामी सन्निधौ अनाद्य विद्यया वासनया प्रर्वतमानेऽस्मिन्हति संसार चक्रे विविधाभिः कर्मगतिभिर्विचित्रासु योनिषु पुनःपुनरेकधा जनित्वा केनापि पुण्यकर्म विशेषेणदानी तन्मानुष्ये द्विजन्म विशेषं प्राप्तवतः इह जन्मानि पूर्वजन्मानि जन्म जन्मनि जन्मान्तरेषु जन्म प्रभृत्ये तत्क्षण पर्य्यन्तं बाल्य यौवन कौमारवार्द्धि-**

**केशु जाग्रत्स्वप्न सुशुप्ति अवस्थासु मनोवाक्काय कर्मे न्द्रिय व्यापारैश्च संभावितानां सर्वेषां पापानां सद्यः अपनोदनद्वारा श्रीपरमेश्वर प्रित्यर्थं काकवंध्या कदली-वंध्या मृतवंध्या साक्षाद्वंध्या वंध्या चतुष्टय दोषानि-वारणार्थं अमुक तिर्थे स्नान महंकरिष्ये ॥**

આ પ્રમાણે બોલી હમને નાહાવાને આજ્ઞા આપી. હમે પાણી શરીર ઉપર રેડી માધવ કુંડ સામે જ્યાં સેતુમાધવ છે ત્યાં ગયા. અહિં અગાડી પણ પાંચ કુવા છે. તેમનાં નામ.

**१ नलतीर्थ, २ नील तीर्थ, ३ गवय तीर्थ ४ गवाक्ष तीर्थ, ५ गंधमादन तीर्थ.**

આ પ્રમાણે પાંચે કુવામાંથી- જુદું જુદું પાણી કઢાવી ઉપર પ્રમાણે સંકલ્પ બોલી સ્નાન કરાવ્યું. પછી ત્યાંથી બીજી પ્રક્રમા-માં ગયા. અહિં ઉત્તર તરફ સાત કુવા છે તેમનાં નામ.

**१ ब्रह्महत्या विमोचन तीर्थ, २ गंगा तीर्थ, ३ यमुना तीर्थ, ४ गया तीर्थ, ५ सूर्यपुष्कारिणि तीर्थ, ६ चंद्र पुष्करिणी तीर्थ, ७ शंख तीर्थ.** એવી રીતે સાત તથા ઉ-પરનાં ૭ મળી ૧૩ થયાં તે પૂરાં કરી અમે હનુમાનજી પાસે ગયા. અહિં ત્રણ કુવા છે તેમનાં નામ.

**१४ गायत्री तीर्थ, १५ सावित्री तीर्थ १६ सरस्वति तीर्थ,** એમની પાસે ગાયત્રી સાવિત્રી તથા સરસ્વતિની મૂર્ત્તિઓ છે.

પછી સત્તરમું હનુમાનની નજીકમાં જ્યાં રામેશ્વરજીના દેહે-રામાં મહાદેવજીના બે હાથી બંધાય છે તે તરફને દરવાજે થઈ-

ને સમુદ્રમાં સ્નાન કરવા લઈ જાય છે. સમુદ્રમાં સ્નાન કર્યા પહેલાં પંડયાજી રેતમાં પોતાને હાથે ધનુષ્યના આકાર કાડે છે તે ઉપર આપણને બેસાડી સંકલ્પ કરાવેછે. આ સમુદ્રનું સ્નાન તે સત્તરમું **अग्नितीर्थ** કહેવાય છે. સમુદ્રના કીનારા ઉપર ઉજ્જન મહાકાલેશ્વરનાં દર્શન છે. સમુદ્રથી ડાબી તરફ ૧૮ મો **अगस्थितीर्थ** નો કુંડ છે તેની સામે અગસ્ત ગણેશની મૂર્ત્તિ છે. આ અઢાર તીર્થ પૂરાં કરી દક્ષિણ દરવાજે પેસતાં ૧૯ મો **लाक्ष्मितीर्थनो** કુંડ છે. અહિં લક્ષ્મીજીની તેજસ્વી મૂર્ત્તિ છે. ત્રીજી પ્રદક્ષિણામાં ૨૦ મું તીર્થ **चक्र तीर्थ** નામનો કુવો છે.

આદ્ય શકિત માતાજીના મંદિરમાં માતાજીના સામે ૨૧ મો **शिव तिर्थ**નો કુંડ છે તથા મંદિરમાં ૨૨ મો **साध्यामत तीर्थ**નો કુવો છે. ૨૩ મું રામેશ્વરના મંદિરમાં **सर्व तीर्थ** નામનો કુવો છે ૨૪ મું અંનપૂર્ણાના મંદિર પાસે **कोटितीर्थ** નામનો કુવો છે. આ કુવાનું જળ દેવના કામમાં વપરાયછે તેથી તાળુ વાસે છે. તેમજ આ તીર્થો સાથે આ કુવાના જળથી સ્નાન કરવામાં નથી આવતું પણ ફકત નીકળતી વખતેજ કરાય છે. રામેશ્વરથી આઠ ગાઉ ઉપર સમુદ્રના કીનારાને **धनुःकोटि** કહે છે; ત્યાં બળદની ગાડીએ જવાયછે તેમજ ઉનાળામાં વાહાણને રસ્તે પણ જવાય છે. અમારે જવાને વખતે વાહાણ ચાલતું નહોતું તેથી બળદની ગાડી ભાડે કરી ચાલ્યા. રસ્તો ઘણોજ ખરાબ છે તેથી સાંજના નીકળેલા તે બીજે દિવસે સવારે પહોચ્યા. અહિં ઉત્તરાયણનો પર્વણીનો દિવસ હોવા-

થી હજારો માણસનો મેળો ભરાએલો હતો. હમે ગયા તે વખતે રામેશ્વરનો પંડયો જે હમારો ગોર હતો તે આગળથી હાજર જ હતો. હમને બધાને હારબંધ બેસાડી સંકલ્પ કરાવીને એક મુઠી ભરી વેળુ લઇ દરીઆમાં સ્નાન કરવા ફરમાવ્યું. વળી હમે રેત નાંખી તે વખતે તે નીચે પ્રમાણે શ્લોક બોલ્યો.

**पिप्पलादि समुत्पन्ने कृत्ये लोक भयंकरे ॥**
**सैकतानि मयादत्तं आहारार्थं चप्रकल्पते ॥ १ ॥**

પછી અમે સમુદ્રમાં સ્નાન કર્યું. આવી રીતે છત્રીસ વાર કરવાનું માહાત્મ્ય છે પણ હમે તો ત્રણજ વાર કર્યું. પછી કોરાં વસ્ત્ર પહેરી બેઠા કેડે સુવર્ણના ધનુષ્યનું પૂજન કરાવ્યું. એ ધનુષ્ય પંડયાજી પોતાને ઘેરથી લાવે છે અને તેની કીમત યજમાનની શ્રદ્ધા પ્રમાણે લે છે. આ ઠેકાણે ભૂમિદાન, વસ્ત્ર દાન, ગૌદાન વગેરેના સંકલ્પ કરાવે છે. દાન પુન્ય કર્યા પછી ગોર સમુદ્રમાંથી ત્રણ ખોબા ભરી રેતી આપે છે અને જેને વધારે જોઇએ તેને વધારે પણ આપે છે. તે રેતી રામેશ્વરના મંદિરમાં સેતુ માધવ આગળ પૂજન કરાવી ત્રણ ભાગે વહેંચે છે. તેમાંથી એક ભાગ સેતુ માધવને અર્પણ થાય છે, બીજો ગોર લે છે, તથા ત્રીજો યાત્રાળુને મળે છે. આ ભાગ સાચવીને પ્રયાગ આગળ ત્રીવેણીમાં પધરાવેથી જેટલા રેતીના કણ હોય તેટલી ગાયોનું ફળ લખેલું છે.

ઉપર પ્રમાણે સમુદ્ર કાંઠે સ્નાન પૂજન વગેરે કરી હમે પાછા ફર્યા, અને રસ્તે સમુદ્રથી ત્રણ મૈલપર વિશાળ ધર્મશાળા છે, ત્યાં મુકામ કર્યો. આ ધર્મશાળામાં સદાવ્રત મળે છે તેમજ તેની પાસે મોદીની દુકાનો છે, ત્યાંથી ઘઉંના લોટ વગર બધી ચીજો

મળેછે. અહિં રસોઇ જમીને સાંજના હમે નીકળ્યા તે રાતના નવ વાગ્યાને સુમારે રામેશ્વરમાં અમારા મુકામપર પહોચ્યા. રાત્રે સૂઇ રહી સવારે દર્શન કરીને આવ્યા એટલે અમારો ગોર ચોપડો લઈને નામ લખાવા તૈયારજ હતો. હમારી પાસેથી તેના ચોપડામાં લેખ કરાવી લઇને પછી અમારી વિદાયગીરીની ભાંજગડ ચલાવી. રાત્રે નક્કી કરી ગોરને દક્ષિણા આપ્યા બાદ તેણે અમને વિભૂતિનો પ્રસાદ આપ્યો. અહિંના ગોર જો કે યજમાનની પાસે તાણ કરીને માગે છે તોપણ બીજા તીર્થના ગોર કરતાં વધારે સંતોષી છે. ગોરનો ગુમાસ્તો જે મારી સાથે હતો તે બીજે દહાડે સવારે હમારા સારૂ બળદગાડીઓ ભાડે કરી લાવ્યો; તેટલામાં ગોર આવીને અમને જે ચોવીસમું તીર્થ એટલે કોટિતીર્થના કુવાનું સ્નાન રહી ગયું હતું ત્યાં લઈ ગયા. અહિં ગોર સંકલ્પ કરાવે છે તે પછી એક બ્રાહ્મણ કુવામાંથી પાણી કાઢી લાવી નવરાવે છે અને તે બદલ તે માથાદીઠ એક એક પૈસો લેછે. આનું ફળ એવું છે કે આ ટાપુ ઉપર જાણતાં અજાણતાં જે કાંઇ પાપ થયું હોય તે આ સ્નાનથી નિવારણ થાયછે તેથી આ સ્નાન નીકળતી વખતનુંજ છે.

રામેશ્વરમાં એક મારવાડી અજમેરનો મોદી છે તે ઘઊંનો લોટ તથા પકવાંન વગેરે આપણા લોકને અનુકૂળ પડે તેવો ખાધાનો સામાન રાખેછે. આ ટાપુ ઉપર હિંદુસ્તાની ભાષા બોલનાર ઘણા મળેછે. ચલણમાં રૂપાનાણું આપણા જેવુંજ છે પણ ત્રાંબા નાણામાં બે પાઈની કીમતનો સિંહલદ્વિપનો એક શિક્કો ચાલે છે, તે ઉપર એક તરફ ખજુરીનું ઝાડ કાઢેલું હોયછે. પાઈ પણ આવાજ શિક્કાની હોયછે. આ ત્રાંબા નાણું તે આ બેટ વગર બીજે કોઈ ઠેકાણે આપણા દેશમાં ચાલતું નથી.

સવારના આઠ વાગતાં ઉપર જણાવ્યું તેમ કોટિતીર્થનું સ્નાન કરી રામેશ્વરનાં છેલ્લીવારનાં દર્શન કરી તથા પંડયાજીની આજ્ઞા લઈ આ સ્થળ અમે છોડયું. દોઢ કલાકના અરસામાં અમે ખાડીએ આવી પહોચ્યા અને પહેલાં મુકામ કર્યો હતો તેજ ધર્મશાળામાં મુકામ કર્યો બાદ સામેપાર ઉતર્યા.

અહિંથી દશ કોશપર નવ પાષાણુની યાત્રા છે ત્યાં બળદ ગાડીઓમાં અમે ગયા. આ સ્થળ પણ સમુદ્રને કિનારે છે અહિં રામચંદ્રજીએ સેતુ બાંધતી વખતે નવે ગ્રહનું સ્થાપન કરેલું છે તેમનાં દર્શન છે. અહિં પણ ધનુષ્યપૂજન કરાવે છે. આ યાત્રા પૂર્ણ કરી પાછા ખાડીને કીનારે આવવું પડેછે.

અમારે હવે મલબાર તરફ ત્રિવાનદ્રામ શહેરમાં પદ્મનાભની યાત્રાએ જવાનું હતું. આ શહેર જતાં તીનાવલી સુધી રેલવેનો રસ્તો છે ને મદુરા થઈને જવાયછે. આવતી વખતે મદુરાથી પગ રસ્તે અમને ઘણીજ અડચણો નડવાથી તદન કંટાળેલા હતા તેથી અમે તે રસ્તા સિવાય બીજા રસ્તાની શોધ કરી. આખરે અમને જળમાર્ગ માલમ પડયો. આ કીનારાથી સમુદ્રને રસ્તે ૮૦ મૈલપર ટીટીકોરીન કરીને મહોટું બંદર છે ત્યાં જવાનું અમે નક્કી કર્યું. વાહાણવાળાએ ચઉદ કલાકમાં અમને ત્યાં પહોચાડવાનું માથે લીધું તે સાથે રસ્તામાં દર્ભસેન ભગવાનની યાત્રા કરાવવાનું પણ કબુલ કર્યું. બાર ઉપર ચાર વાગ્યાને સુમારે અમારૂં વહાણ ઉપડયું. વાહાણમાં અમારી સોબતનાં વીસ માણુસ તથા સોલાપુરનો એક વકીલ યાત્રાએ આવેલો હતો તેની સાથેનાં આઠ માણુસ મળી એકંદર ૨૮ માણુસ હતાં. હવા શાંત હોવાથી આ મુસાફરી અમને ઘણીજ સંતોષ આપનારી થઇ પડી. રાતના નવ વાગ્યાને સુમારે વીસ મૈલપર દર્ભસેન ગામથી

ત્રણ મૈલપર કીનારો છે ત્યાં વહાણે લંગર કર્યું. રાત હોવાથી આખી વાત વાહાણપરજ સુઇને કાઢ્યા પછી સવારે અમને કીનારે ઉતાર્યા. આ કીનારે ચડમાં પુષ્કળ તાડની ઝાડીવાળા મેદાનમાં એક વિશાળ ધર્મશાળામાં અમે મુકામ કર્યો અને ત્યાંથી ત્રણ મૈલપર એજ નામના ગામમાં ગયા. આ યાત્રાએ પગરસ્તે પણ જવાય છે.

**દર્ભસેન.**—આ એક સુંદર ગામ આશરે હજાર ઘરની વસ્તીનું છે. ગામમાં મોદી વગેરેની દુકાનો છે તેમજ સગવડવાળી ચાર મહોટી ધર્મશાળાઓ છે. આ વખતે અમારી સાથે પંડ્યાનો ગુમાસ્તો નહોતો તેથી આ દેશની તદન અજાણી બોલીને લીધે અમને ઘણી અડચણ પડવા લાગી; તોપણ શરૂઆત જેટલી અડચણો ના નડી, કેમકે ઘણા દિવસથી આ લોકના સહવાસને લીધે ખપ જેટલા શબ્દનો માહાવરો અમને થએલો હતો. તેમજ ગામમાં પેઠા એટલે આ સ્થળનો ગોર અમને મળ્યો તે અમારી સાથે હિંદુસ્તાનીમાં વાતચીત કરવા લાગ્યો. પછી ગોરે અમને નીચે પ્રમાણે યાત્રા કરાવી.

આ ગામમાં સ્નાન કરવાની મુખ્ય ચાર યાત્રાઓ છે. ૧ રામ તીર્થ નામનું એક નાહાનું તળાવ છે. ૨ તેની નજીક ચક્રતીર્થ નામનું બીજું વગર બાંધેલું ખાડાના આકારનું તળાવ છે. ૩ વરૂણ તીર્થ નામનો એક કુવો છે. ૪ અગસ્તિ તીર્થ એ નામનું એક નાહાનું તળાવ છે.

પછી ગોર અમને મંદિરમાં લઈ ગયા. આ દેશના રીવાજ પ્રમાણે આ પણ એક મહોટું મંદિર છે. મંદિરમાં પેસતાં સન્મુખ જગન્નાથજીનાં દર્શન છે. નજીકના મંદિરમાં જે વખતે રામચંદ્રજીએ સમુદ્ર પાસે લંકામાં જવાને રસ્તો માગ્યો ને સમુદ્રે

ગણકાર્યું નહિ તે વખતે તે ( શ્રી રામચંદ્રજી ) ઉપવાસ કરી ત્રણ દિવસ સુધી દર્ભની સય્યા ઉપર પોઢી રહ્યા હતા એવા ભાવની વીશાળ મૂર્ત્તિ છે. પછી લક્ષ્મણજીએ ધનુષ્ય ચઢાવ્યું એટલે સમુદ્ર હાથ જોડીને સામે આવ્યો છે તેવા ભાવની સમુદ્ર સુદ્ધાંતની મૂર્ત્તિઓ પણ છે. ત્યાર બાદ રામચંદ્ર જય મેળવીને પાછા આવ્યા તે વખતની સીતા સહીતની પટ્ટાભિરામની મૂર્ત્તિ છે. અહિં સંતાનગોપાળ તથા લક્ષ્મીજીની મૂર્ત્તિઓ જુદા મંદિરમાં છે. આ પ્રમાણે હમે અહિંની યાત્રા પૂર્ણ કરી તથા કેટલુંક રીધુ સામાન વગેરે લેઈને કીનારે અમારા મુકામપર આવી રસોઇ કરી જમ્યા. પછી સાંજના ચાર વાગ્યે પાછા વાહાણમાં બેઠા. અમારૂં વાહાણ ઉપડીને બે મૈલ પણ ગયું નહિ તેટલામાં સમુદ્રે પોતાનું રૂપ બદલ્યું. મહોટા જોસથી પાણીનાં મોજાં ઉછળવા લાગ્યાં તેથી વાહાણ ચારે તરફ ડોલવા મંડયુ અને છોળોવડે તેની અંદર પણ પાણી આવવા લાગ્યું. આ વખતે વાહાણપરના અમે બધા માણસો ભયભીત થઇ ગયા અને સર્વનો જીવ જોખમમાં છે એવી બધાને ધાસ્તી લાગી. કેમકે અમારામાંના કોઇએ પણ વાહાણમાં મુસાફ઼રી કરેલી નહોતી તેથી આજ પહેલવહેલી મુસાફ઼રી હતી, ને તેમાં વળી આ તોફ઼ાન લાગ્યું. તેની સાથે દરેક માણસને અથાગ ઊલટી શરૂ થયેલી હતી તેથી આ વખતે બધા પરમેશ્વરને સંભારવા લાગ્યા. વાહાણવાળાને પુછીએ તો તેના તરફ઼થી કાંઇક ધીરજ મળે પણ એતો અમારી બોલીથી તદ્દન અજાણ્યોજ હોવાથી કાંઈ પણ ઉત્તર આપ્યા વગર બેસી રહેતો. આખરે જ્યારે એ વાહાણવાળાની પણ નજર ના પહોચી ત્યારે તેણે એક ઉજ્જડ ટાપુ તરફ઼ વાહાણ હંકાર્યું અને રાતના સાડા સાતના સુમારે એ ટાપુને કીનારે જઇ લંગર

નાંખ્યું. અમે બધા માણસો વહાણમાંથી કીનારે ઉતરીને ત્યાંજ મુકામ કર્યો. રાત્રે બાર ઉપર ત્રણ વાગ્યાને સુમારે દરીઓ શાંત થયો તે વખતે વાહાણ પાછું હંકાર્યું. અમારામાંના કેટલાકે તો વાહાણમાં લાંબી મુસાફરી ફરીથી નહિ કરવી એવા સોગન પણ ખાધા. પહેલા દિવસે અમારાથી મુસાફરી કરતી વખતે જલદીથી પહોચાયાને વાસ્તે દરેક જણ માંહોમાંહે આ રસ્તાનાં વખાણ કરતા હતા, તેના તેજ આજે આ મુસાફરીને વાસ્તે એક બીજાને બદલામી આપવા લાગ્યા. બીજે દહાડે સવારે આઠ વાગ્યાને સુમારે પરમેશ્વરની કૃપાથી અમારૂં વાહાણ **ટીટીકોરીન** જેને અહિંના લોક **ટુટકડી** કહે છે તે બંદર ઉપર સહીસલામત પહોચ્યું. આ બંદર મ્હોટું હોવાથી ડક્કા તથા ગોદીઓ બરાબર બાંધેલી છે તેથી ઉતરનારને કાંઈ પણ અડચણ પડતી નથી. કીનારે ઉતર્યા બાદ એક ઇંગ્રેજી ભણેલા ભોમિયાને લઇને અમે ગામમાં ગયા અને ત્યાં સ્ટેશન નજીક એક મુકામમાં ઉતારો કર્યો.

**ટીટીકોરીન.**—આ દક્ષિણ હિંદુસ્તાનનું એક પ્રખ્યાત બંદર છે. ચીન વગેરે જતાં સ્ટીમરો અહિંજ મુકામ કરે છે. અહિંથી આગબોટમાં ફરતે બાવીસ કલાકમાં સીલોન જવાય છે. અને તેના ત્રીજા વર્ગનું ભાડું ૩-૦-૦ છે. મારે જવાને ઘણીજ ખાયશ હતી, પણ પહેલા દિવસનું તોફાન યાદ આવતું હતું, તેમજ જોડે સ્ત્રી વર્ગ વધારે હોવાથી બધાની મરજી ઉલ્લંઘન કરી જવાનું બની શક્યું નહિ.

આ બંદરથી સાઠ મૈલ છેટે મનારના અખાતમાં **મોતીસલેપનો** ટાપુ છે કે જેમાં દર ત્રીજે વરસે મોતીનો પાક ખાડીમાં થએલો હોય છે તે કઢાવાય છે. આનો મ્હોટો વેપાર આ બેટ ઉપર ચાલે છે. પવન અનુકૂળ હોય તો

છ કલાકમાં વાહાણ ત્યાં પહોચાડે છે. કલકત્તા વગેરેથી મ્હોટા મ્હોટા ઝવેરીઓ આ બેટપર વેપારને અર્થે આવે છે. ત્રીજે વરસે મોતી નીકળે છે તેમાંનું આ પણ ત્રીજું વરસ હતું આ રોજગાર ફક્ત ફાગણથી વૈશાખ સુધીજ ચાલે છે· આ સાલમાં મોતી ઘણાંજ ઉત્તમ નીકળ્યાં હતાં. એ મોતીની જાતને આપણા દેશમાં **કોયલના** નામથી ઓળખે છે.

તે સિવાય આ બંદરપર કાંઇ ઘણીજ વખાણવા લાયક ઈમારતો નથી. બજારમાં પુષ્કળ સ્વાદીષ્ટ લીલો મેવો સસ્તો મળે છે, તેમજ ઘઊંના લોટ શિવાય દરેક ચીજ મળે છે. ત્યાં ઇંગ્રેજી ભણેલા મળવાથી આપણા દેશના મુસાફરને કાંઈપણ અડચણ પડતી નથી.

આ બંદર એ આખા હિંદુસ્તાનની દક્ષિણ મર્યાદાએ રેલવેનું છેલ્લું સ્ટેશન છે.

હવે અમારે **પદ્મનાભ**ની યાત્રાએ જવાનું હતું તેથી **તીનાવલી** સુધી આ સ્ટેશનથી રેલવેમાં મુસાફરી કરી આશરે બે કલાકમાં અમે **તીનાવલી** ઉતર્યા. **તી**નાવલી જતાં રસ્તામાં **મીયાંનચી** જંકશને ગાડી બદલી તીનાવલીની શાખાની ગાડીમાં બેસવું પડયુ. હમે તીનાવલી પહોચ્યા ત્યારે બાર ઉપર બે વાગ્યાનો સુમાર થયો હતો, તેમજ આગળ જવાનો રસ્તો પણ તે હોવાથી અમે **તી**નાવલી ગામમાં ન જતાં સ્ટેશન નજીકમાં તીનાવલીને પાલમકોટાની વચ્ચે એક સુંદર ને સગવડતા ભરેલી ધર્મશાળા છે તેમાં મુકામ કર્યો.

ધર્મશાળાથી તીનાવલી શહેર બે મૈલને અંતરે છે ત્યાં જવાનો રસ્તો પાકો સડકનો બાંધેલો છે તેમજ તે ઉપર રોજ છંટકાવ થાયછે તથા રાત્રે રોશની કરવાને ફાનસો પણ છે. એવીજ

રીતે બીજી તરફ પાલમકોટા પણ બે મૈલને અંતરે છે ત્યાં જવાનો પણ રસ્તો બાંધેલો છે. પણ એ તરફ પોણા મૈલપર તામ્રપર્ણી નામની નદી ઉતરવી પડેછે. આ નદી ઉપર શોભાયમાન મહોટો પુલ બાંધેલો છે તે ઉપરથી બળદ, ગાડાં તથા આદમીને જવાનો રસ્તો છે. તામ્રપર્ણી નદીમાં સ્નાનનું બહું ફળ કહેવાયછે. વળી પુરાણાદિકમાં લખેછે કે કળિયુગના અંતે ભાગીરથી ગંગાનો અધિકાર આ નદિને મળશે ત્યારે તે દક્ષિણ-ભાગીરથી કહેવાશે. માટે આ નદીને કીનારે શ્રાદ્ધ તથા પુણ્યદાન કરવાનું બહુ મહાત્મ્ય છે.

આ નદીમાંથી એક મહોટી નહેર બાંધી આસપાસનાં ખેતરમાં પાણી પૂરૂં પાડવામાં આવેછે.

સ્ટેશન નજીક કેટલીક મેવાવાળાની તેમજ મોદી વગેરેની દુકાનો છે તેથી જોઈતી ચીજ મળે છે પણ એ લોકોની સાથે બોલીની ઘણીજ અડચણ પડેછે. આખો દિવસ અમે આ ઠેકાણે ગાળ્યો.

બીજે દિવસે બળદગાડી કરી અમે તીનાવલ્લી શહેરમાં ગયા કેમકે અમારે હવે અહિંથી બળદ ગાડીએ સો મૈલની મુસાફરી કરવાની હતી અને મુસાફરીનો રસ્તો સડકનો હોવાથી આ રસ્તે ટપાલ ગાડીઓ ચાલેછે. જુદા જુદા વેપારીઓએ કેટલીક ગાડીઓ કરી રાખીછે. દરેક ૭ મૈલે બળદ બદલવાનો પણ ઠરાવ કરી રાખ્યો હોયછેજ. આ ગાડીઓ આપણા દેશની સીગ્રામ ગાડી જેવીજ હોયછે પણ લંબાઈમાં આપણા સીગ્રામથી બમણી તથા પહોળાઈમાં દોઢી હોય છે. તેમાં આઠ માણસ ખુશીથી બેસી શકેછે. આનું ભાડું સો મૈલના ૮—૦—૦ એક ગાડીના લે છે. પછી વખત પ્રમાણે રૂપીઆ વધારે ઓછો બેસે છે. કમાનવાળીનો એક રૂપીઓ જ્યાદે બેસે છે. આવી ભાડાની ગાડીઓની દુકાનો તીનાવલીમાં ઘણે કે-

કાણે નજરે આવેછે. આ ગાડી માથે રાખેલી હોયછે તો રસ્તે જ્યાં ઉતરવું હોયછે ત્યાં ઉભી રાખેછે તેમજ બપોરે રસોઇ કરવાને પણ મુકામ કરવો હોય તો કરવા દે છે. બાકી રાત્રી દિવસ ચાલેછે. ઘણું કરી રોકાતના વખત સાથે બત્રીશથી પાંત્રીસ કલાકમાં મુકામે પહોચાડે છે.

અમારો મુખ્ય હેતુ આ ગાડી ભાડે કરવાનો તેમજ રસ્તા સારૂ સીધુ સામાન લેવાનો હતો તેથી અમે ગામ તરફ ચાલ્યા. ભાડાની ગાડીવાળાએ શહેરમાં એક પ્રખ્યાત દેવીનું મંદિર છે ત્યા અમને ઉતાર્યા.

અમે બોલીના અજાણ્યા તેથી કેઇ તરફ જવું તે વિચારમા હતા તેવામાં હમારી સાથે જે સુરતના જોઇતારામ કરી ખેડાવાળ બ્રાહ્મણ હતા તેમના ઘણે દૂરના સગા ને મૂળ **નડિયાદ**ના વતની પણ કેટલીક પેઢી થયાં આ શેહેરમાં આવીને વસેલા છે. તેમનું નામ યાદ આવવાથી અમે તેમનું નામ પુછતા પુછતા તેમને ઘેર ગયા. આ ગૃહસ્થ આ શહેરમાં ઝવેરીનો રોજગાર કરેછે તેમજ પ્રખ્યાત હોવાથી ફકત તેના નામથીજ આવા મ્હોટા શહેરમાં તેનું મકાન જડયું. અમને દેખ્યા કે તરતજ તેણે જોઈતારામને ઓળખ્યા કેમકે પાંચ સાત વરસ ઉપર કાંઈ કામને લીધે તે તેમને ઘેર સુરત આવેલા હતા.

ઘણાં વરસ તથા પેઢીઓ વિતેલી તેથી આ લોકો ગૂજરાતી બોલી બોલેછે પણ આપણાથી તે બરાબર સમજાતી નથી. તોપણ આ ગ્રહસ્થનો મેળાપ અમને ઘણોજ ફાયદાકારક થઇ પડયો. આ ગ્રહસ્થે પોતાના બે છોકરાને અમારી સાથે બજારમાં મોકલ્યા. આ બન્ને ભાઇ ઇંગ્રેજી ભણેલા હતા તેમજ ઘણાજ માયાળુ સ્વભાવના હોવાથી તેમણે આખો દહાડો અમારી સાથે ફ-

રીને શહેર દેખાડ્યું. તેમજ અમને ગાડીઓ ભાડે કરી આપી તથા જોઈતો સામાન પણ અપાવ્યો.

**તીનાવલી.**—આ એક પ્રખ્યાત શહેર તામ્રપરણા નદીના કીનારાપર આવેલું છે. આ શહેરની વચ્ચોવચ મહોટું બે દરવાજા ઉપર કોયલો વાળું દેવીનું મંદિર છે અને તેની આસપાસ ચારેતરફ બજાર આવી રહેલું છે. શહેરમાં એક તરફ તારહાફિસ તથા ટપાલ હાફિસ છે ને તેના સામે રસ્તે જતાં કોલેજ તથા હાઇસ્કુલનું મકાન છે. આ શહેરમાં મ્હોટા મહોટા વેપારીઓ છે.

અહિંનો પહેરવેશ એવો છે કે ભાયડા ધોતીયું પહેરે છે તથા ઉપર ખભા સુધી પછેડી ઓઢે છે ને માથું ઉઘાડું રાખેછે. ગ્રહસ્થ લોકો બાહાર જતાં ફ્કત એક પહેરણુજ વધારામાં પહેરે છે બાકી માથું ઢાંકવાનો રીવાજ તો મુદ્દલ પણ નથી. બાઈડીઓમાં જે ઉંચ વર્ગની હોય તે એક સાડી પહેરે છે પણ તેમાં ચોળી કે કાંચળી પહેરતી નથી અને માથું ઢાંકવામાં અહિંના લોક સમજતાજ નથી એમ કહીઓ તો ચાલે. બ્રાહ્મણ શિવાય હલકી જાતની સ્ત્રીઓ તો ફ્કત ચાર હાથનુંજ એક કપડું કમર સુધી પહેરે છે અને કમરથી ઉપરનો શરીરનો તમામ ભાગ ખુલ્લોજ રાખે છે.

આ શહેરમાં બોલી મલીઆરી ચાલે છે. મદ્રાસની આરબી બોલી આવડતી હોય તેને આ બોલી સમજવાને કાંઇ હરકત નથી. ઉંચ જાતની બાઈડીઓ ઘરાણામાં ખોટાં કે ખરાં સોનાનાં મહોટાં મહોટાં ચકતાં માથા ઉપર ચોટલામાં ઘાલે છે તથા કાને મહોટી મહોટી અકોટીઓ પહેરે છે. તેમજ પુરૂશો હાથે પાટલીઓના ઘાટની સોનાની કલ્લીઓ પહેરે છે તથા કાને બૂટો વીંધાવી

તેમાં સોનાનાં લવીંગ પહેરે છે. આ શહેરમાં હાલ ઇંગ્રેજ સરકારની સત્તા ચાલેછે. ગાડીઓ વગેરેનો બંદોબસ્ત તૈયાર હતો તેથી હમે રાતના અગીઆર વાગ્યે તીનાવલી છોડયું. દરેક ગાડીની આગળ હાકનારને બેસવાની પેટી હોય છે જેને ઇંગ્રેજીમાં ( CauchBox ) કહેછે તે ઉપર ગાડીવાળાનો સીપાઇ બેસે છે. છ મૈલપર જ્યાં બળદ બદલાવાનો મુકામ આવેછે ત્યાં થોડેક છેટેથી હાકનારો સીપાઇ પોતાની પાસે રાખેલું તતુડું વગાડે છે એકલે મુકામ ઉપરનો નોકર બળદ તૈયાર કરી સડક ઉપર આવી હાજર થાયછે અને પ્રથમના જોડેલા બળદ છોડી લેઇને તેને બદલે બીજા બળદ જોડી આપે છે એટલે હાકનારો ગાડી આગળ ચલાવેછે. બળદ બદલાયછે પણ હાકનારો બદલાતો નથી. આવી રીતે મુસાફરી કરતાં સવારે ત્રીસ મૈલપર **નાનગનેરી** કરી એક શહેર આવ્યું. આ શહેરમાં **તોતાદ્રી** ભગવાનની યાત્રા છે, તેથી અમે તોતાદ્રીના નજીકની ધર્મશાળામાં મુકામ કર્યો. અમારે તેજ દિવસે ચાલવાનું હતું તેથી રસોઇ ચાલતી કરાવી જલદીથી અમે અહિંની યાત્રા કરવા માંડી.

**તોતાદ્રી**—આ નાહાના ગામમાં બજારમાં ટપાલ હોફિસ તેમજ તાર હોફિસનાં મકાન છે. એક નાના મંદિરના થડમાં બે મહોટી ધર્મશાળાઓ છે. તેના નજીકમાં તોતાદ્રી ભગવાનના મહોટા મંદિરમાં એજ નામના ભગવાનની ચતુર્ભુજ મૂર્ત્તિ છે. આ મંદિર ઘણુંજ મહોટું છે. દક્ષિણનાં મંદિરની પેઠે આ દેશનાં મંદિરમાં અંધારૂં હોતું નથી. આ ભગવાન નિત્ય તેલથી સ્નાન કરે છે તેથી યાત્રાળુ લોક પોતે પોતાની શ્રદ્ધા પ્રમાણે તેલ તેમને ચઢાવે છે. આ તેલ મંદિરની અંદર એક ચોરસ કુવાના આકારનો ખાડો છે તેમાં ભેગુ થાય છે તેમાંથી યાત્રાળુને જોઇએ

તેટલું ત્યાંનો નોકર દોરી લોટેથી કાઢી આપે છે. આ તેલનું શરીરે મર્દન કર્યાથી માથું દુખતું હોય, ચુંક આવતી હોય, છાતીમાં કરોળીઆ નીકળતા હોય, તથા કોડ હોય તો તે તમામ રોગનો નાશ થાય છે.

તોતાદ્રી ભગવાનને બે પાસા તરફ સૂર્ય ચંદ્ર છે તથા મંદિરમાં આસપાસ માર્કંડેય રૂષિ, ભ્રગુરૂષિ, ગરૂડ, લક્ષ્મિજી, તથા સેનાપતિ વિશ્વસેન ભૂદેવી એટલાં દર્શન છે.

આ તોતાદ્રી ભગવાનના દર્શન કરવાથી તેમજ આ ગામમાં એક રાત્રી રહેવાથી મનુષ્યને ફરી જન્મ પ્રાપ્ત થતો નથી એવું મહાત્મ્ય કહેવાય છે.

આ દેશનાં તમામ મંદિરોમાં માત્ર એક ધોતીયું પહેરીને-જ દર્શન કરવા જવાદે છે, તો પણ ઓઢેલા વસ્ત્રનો બાધ લેવામાં આવતો નથી.

તોતાદ્રીમાં રામાનુજ આચાર્યની મુખ્ય ગાદી છે. એ આચાર્ય ત્રીદંડી સંન્યાસી છે.

તોતાદ્રીના મંદિર પાસે ક્ષીરસાગર નામનું મ્હોટું તળાવ છે તેમાં સ્નાનનું ઘણુંજ ફળ કહેવાય છે.

તોતાદ્રી ભગવાનની ભોગમૂર્ત્તિ બીજી છે તેનું વિધી પૂર્વક પૂજન થાય છે.

આ યાત્રા પૂર્ણ કરી હમે આગળ ચાલ્યા. રસ્તામાં આ ગામથી ચાર ગઉપર સડકના રસ્તાથી ડાબે પાસે એક મૈલપર **લંબેનારાયણની** યાત્રા છે. આ ઠેકાણે મુખ્ય યાત્રા લંબેનારાયણની ઘણીજ લાંબી ઊભી મૂર્ત્તિ છે તેની છે.

તેમની પાસે નાહાનાં નાહાનાં મંદિરોમાં નીચે પ્રમાણે દેવ બિરાજે છે.

૧. **બેઠેનારાયણની** ચતુર્ભુજ પુષ્ટ મૂર્ત્તિ બેઠેલી છે.

૨. **સુતેનારાયણ** શેષ નાગ ઉપર સુતેલા છે.

૩. **છોટેનારાયણની** વામન અવતારની મૂર્ત્તિ બ્રહ્મચારી સ્વરૂપે છે.

૪. **વિશ્વેશ્વર** માહાદેવનું મંદિર જુદું છે.

૫. રામાનુજ આચાર્યની મૂર્ત્તિ જુદા મંદિરમાં છે. આ મંદિર અહિંઆંની સીંધુ નામની નદીના કીનારાપર છે.

અહિંથી આગળ ચાલતાં રાત્રીના આઠ વાગ્યાને સુમારે અમે **પનગુડી** મુકામે પહોચ્યા.

આ મુકામ મૂકી આગળ બે મૈલપર ઇંગ્રેજ સરકારની તથા તીવાંદ્રામનો રાજા જે **રામરાજા** કહેવાય છે તેની હદ ભેગી થાય છે. આ ઠેકાણે ચોરીનો ભય હોવાથી બળદ વાળાએ સવારે ચાલવા કહ્યું પણ મારી સાથનાનો મત ના હોવાથી અમે એક કલાક રોકાઈ આગળ ચાલ્યા. આગળ ચાલ્યા એટલે ડર છે એ વાતની હમને સાબીતી મળી પણ ઇશ્વ કૃપાથી સહી સલામત હમે રામરાજાની હદમાં જઈ પહોચ્યા. સવાર થતાં આરામની મુકામે પહોચ્યા. આ રાજમાં પેઠા એટલે રામરાજાના નાણાનું ચલણ શરૂ થયું. બપોરે એક નદી આવી ત્યાં આગળ નદી ઉતરવાના દાણ બદલ દર બળદ ગાડી દીઠ સાત **ચક્રમ** ( રામરાજાનો શિક્કો ) લે છે. સામેપાર ચાર ગઉપર **સુંદરેશ્વર** માહાદેવના ગામમાંજ માહાદેવજીના દેહેરામાં જઇ અમે મુકામ કર્યો.

સાંજના અહિંથી નીકળ્યા તે રાત્રે બાર ઉપર ત્રણ વાગ્યાને સુમારે તીવાંદ્રામ જે રામ રાજાની રાજ્યગાદીનું શહેર છે અને જેની અંદર પદ્મનાભની યાત્રા છે તે શહેરમાં સહીસલામત પ-

હોચ્યા, અને હમારે ગામમાં જવાના રસ્તા ઉપરજ નદી કીનારે રામરાજાની બંધાવેલી વિશાળ ધર્મશાળા છે તેમાં મુકામ કર્યો.

**તીવાંદ્રાંમ.**—આ એક પ્રખ્યાત મહોટા વિસ્તારવાળું શહેર છે. ધર્મશાળાથી તે ઠેઠ રાજાના મહેલ સુધી એક મૈલ લંબાઇનો સળંગ ભપકાદાર બજાર આવી રહેલો છે. બજારમાં તરેહતરેહના કાપડ વગરેની મુંબાઈના બોજા વગરે મુસલમાન વેપારીઓએ રસ્તા ઉપર દુકાનો માંડેલી અમારી નજરે પડી. આ અજાણ્યા દેશમાં આપણા દેશની બોલી સમજનાર આટલા બધા માણસો જેની અંદર કેટલાક મુંબાઈના કપોળ વાણીઆ ગુમાસ્તા જોઈ અમને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો. બજારની શોભા તથા રસ્તો જોતા જોતા હમે ઠેઠ મંદિરના થડમાં પહોચ્યા. અહિં એક ઉંચા કોટવાળા મકાનમાં એક બાજુએ રાજાજીનો મહેલ છે અને બીજી બાજુએ મંદિર આવી રહેલું છે. દરવાજાપર સંત્રી પેરેગીર ઉભો રહે છે ને દર્શનના વખત શિવાય કોઈને અંદર જવા દેતો નથી. એ દર્શન સવારે આઠ વાગ્યા સુધીજ થાય છે. આ વાતના તદન અજાણપણાને લીધે અમને દર્શન થયાં નહિ કેમકે હમે બધા બજાર જોતા જોતા ધીમે ધીમે ગયા હતા. આ શહેરમાં કેળાં તથા નાળીએર બહુજ સસ્તાં મળે છે. આશહેરનું ચલણ નીચે પ્રમાણે છે.—

૧ રૂપાના નાના નાના બાબાસી રૂપીઆ જેવા ઘાટના ચક્રમ થાય છે તે આપણા મુંબાઇગરા રૂપીઆના સાડી અઠાવીસ મળેછે. આવા ચાર ચક્રમનો એક શિક્કો પણ થાય છે. આ શિવાય બીજું રૂપાનાણું નથી.

૨ ત્રાંબા નાણામાં આપણા પૈસા ચાલે છે. તો પણ ઉપર જે ચક્રમ કહ્યા તેનાજ જેવા ત્રાંબાના શિક્કા થાય છે જેને કાશ

કહે છે ને તે એક ચક્રમના સોળ ચાલે છે. આ શહેરમાં ઘઉંના લોટ શિવાય દરેક ખાધાની ચીજ મળે છે. હમારા સારા નસીબે મુંબાઇનો એક કપોળ વાણીઓ અહિં અમને મળ્યો તેની મદદથી બજારમાંથી ઘઉં વેચાથા લીધા અને દળાવી લોટ કરાવ્યો. આ દેશમાં નાણાની ઘણીજ અછતને લીધે જણશ ઉપર ઓછામાં ઓછું બેટકાનું વ્યાજ ઉપજે છે. અહિં સ્ત્રીઓને શરીર ઉઘાડું રાખવાનો વિશેષ ચાલ છે. પુરૂષ પોતાની ચોટલી કપાળ ભણી રાખે છે એટલે જ્યાં આપણે હજામત કરાવીએ છીએ ત્યાં તેમની ચોટલી હોય છે ને જ્યાં આપણી ચોટલી હોય છે ત્યાં તે લોકો હજામત કરાવે છે. પુરૂષ તેમજ સ્ત્રીઓ ચાર હાથનું કપડું ધોતીઆંની માફક કાછડી ખોસ્યાવિના પહેરે છે તે શિવાય તમામ શરીર ઊઘાડું રાખે છે. ફક્ત બ્રાહ્મણ વર્ગમાં સ્ત્રીઓ પોતાની છાતી ઉપર એક લૂગડાનો કડકો ઢાંકે છે. આ દેશમાં તાપ ઘણો જ સખ્ત પડે છે, તેમ શિયાળાની રૂતુ બિલકુલ નથી તેથી આ દેશના રહેવાશીઓનો વર્ણ ઘણોજ શ્યામ છે. આ શહેરમાં મહોટા અમલદારો પણ કચેરીઓમાં જતી વખત જોકે ઘોડાની ગાડીઓમાં સ્વારી કરે છે તો પણ માથું તો ઉઘાડુંજ રાખે છે. તેમજ અંગરખું કે પેરણ કાંઇ પણ ઉપયોગમાં ન લેતાં એક ઉપરણો ઓઢી લેછે. સ્ત્રીઓ નાહાનપણથી પોતાના કાનની બુટ ઉભી ચીરાવેછે પછી તેમાં ભારે વજનના અંગુઠીઓ જેવા સીસાના વેઢ પેહેરેછે, અને એમ ભાર લટકાવી લટકાવીને આખરે બુટોને એટલી બધી લાંબી વધારેછે કે તે લટકીને ખભે અડકેછે. મેં ત્યાંના એક વતનીને આનું કારણ પુછવાથી તેણે જણાવ્યું કે અમારા દેશમાં જો આમ કાન ન વધારે તો એ કન્યાને કોઈ પરણે નહિ, તથા આવા કાન વગરની સ્ત્રી વેશ્યા વર્ગમાં ગણાયછે.

આ દેશમાં તમામ ભાષા મલીહારી ચાલેછે. પરદેશી મુસાફરોને ભાષાની હરકત ના પડે તેને સારૂ રાજા તરફથી ચાર દુભાશીઆ રાખેલા છે. આ દુભાશીઆઓ મલીહારી તેમજ હિંદુસ્તાની ભાષા સમજે છે; દર રોજ બપોરે આ લોકો ધર્મશાળાએ મુસાફરોની તજવીજ કરવા આવે છે. સાધુ સંત વગેરે જેમને સદાવ્રત લેવાની મરજી હોયછે તેમને સાથે લઈ જઈ દરબારમાંથી તે અપાવે છે. આ કામ બરાબર કરે છે પણ બીજા કામમાં તો ફક્ત સુખને બદલે યાત્રાળુને દુઃખ રૂપજ છે. આમની મુલાકાતથી એટલોજ લાભ થાય છે કે, આમને દક્ષિણા આપ્યા વગર દર્શન કરવા મંદિરમાં જઇએ ત્યારે આમની રજા વગર સિપાઈ અંદર પેસવા દેતો નથી, કેમકે સિપાઇને એની ભાષામાં ગમે તો આપણા દેખતાંજ ગમે તે સમજાવે તોપણ આપણે કાંઈ સમજી શકીએ નહિ. પછી એનું બળીદાન થએથીજ આપણો છુટકો થાય છે. બાકી આવાની મુલાકાત લીધા વગર જો અંદર મુંગા મુંગા ચાલ્યા ગયા તો કોઈ નામ પણ લેતું નથી. આ ગામમાં મંદિર તથા રાજાનો મહેલ એકજ કંપાઉન્ડમાં છે તેથી બે વખતે દર્શનના વખત સિવાય અંદર પેસવા દેતા નથી. દરરોજ સવાર સાંજ બે વખતે ત્રણ ચાર હજાર બ્રાહ્મણ ભોજન આ મંદિરમાં થાય છે. દેવને ભાત, ખીચડી તથા આંબલીના પાણીનું નૈવેદ્ય થાયછે તે પ્રસાદી એ બ્રાહ્મણોને પીરસાય છે. તેમજ આ રાજાના રાજ્યમાં ઘણીજ ધર્મશાળાઓ તથા સદાવ્રત રાજ્ય તરફથી છે. આ રાજ્યની વાર્ષિક ઉપજ આશરે સિત્તેર લાખ રૂપીઆની છે તેમાંથી ચાલીસ લાખ ધર્માદામાં વરેછે, આવું ધર્મિષ્ટ રાજ્ય બીજું હિંદુસ્તાનમાં મારા જોવા-

માં આવ્યું નથી. આપણા લોકમાં કહેવાય છે કે

" અગાડી ચલે રાંમ રામ, પછાડી સંતનકી ફોજ "

ખરેખર આ વાત આ રાજાને લાગુ પડે છે. આટલી બધી સાબાશી સાથે અંધેર પણ એટલું છે કે કોઇએ રાજાની મુલાકાત સારૂ કહેવરાવ્યું હોય તે ખાસ હજુરથી હુકમ થાય કે કાલે તમને બોલાવીશું તો ઓછામાં ઓછા છ મહીના તો સમજવા. આવા જ્યારે રાજાનાજ રીવાજ તો પછી અધીકારીઓ પાસેથી ઈનસાફ પણ કેવો મળતો હશે તે સહજ અટકળી શકાય.

બીજે દહાડે સવારે અમે દર્શન કરવા ગયા. મંદિરના ચોકીદારે તે દેશના રીવાજ પ્રમાણે ધોતીઆ શિવાય અમારાં તમામ લૂગડાં ઉતરાવી બાહાર મુકાવી અમને અંદર જવા દીધા. આની અંદર મહોટા મંદિરમાં અનંત શયન પદ્મનાભ ભગવાને શેષનાગ ઉપર શયન કરેલું છે. આ ભગવાનના આગળ ભીંત ચણેલીછે તેને ત્રણ દરવાજા છે. ડાબી તરફના દરવાજાથી ભગવાનના મુખારવિંદનાં દર્શન થાયછે, વચલે દરવાજેથી ભગવાનની ભોગમૂર્તિનાં તથા પોઢેલા ભગવાનની નાભીનાં દર્શન થાયછે, અને છેલ્લે ત્રીજે દરવાજેથી ચરણારવિંદનાં દર્શન થાયછે. ભગવાનના ચર્ણ પાસે **શ્રીદેવી** તથા **ભૂદેવીની** મૂર્તિઓ ઉભેલીછે. રાજાની હવેલી સામે પદમનાભકુંડછે. આ મંદિરની પ્રદક્ષિણામાં એક નૃસિંહજીનું તથા બીજું રૂપાના હનુમાનજીનું દર્શન છે. નાહાના મંદિરમાં ગણપતિ છે. આ મંદિરથી અડધા ગાઉ ઉપર વરાહજી ભગવાનનાં દર્શન છે. ત્યાંથી થોડે છેટે મચ્છતીર્થ છે ત્યાં એજનામની નદી વહેછે. અનંતશયન પદ્મનાભ ભગવાનનાં દર્શન કરવાથી મોક્ષ થાયછે એવું નીચે લખેલા શ્લોકમાં કહેલુંછે.

## श्लोक

अनंतशयनंनामदक्षिणांबुनिधेस्तटे ।
यत्रशेतेस्वयंविष्णुःदर्शनान्मुक्तिदोनृणाम् ॥

આ શિવાય આ શહેરમાં બીજું કાંઇ વધારે જોવા લાયક નથી. શહેરથી દોઢ મૈલને છેટે પોષ્ટ ઓફિસ છે. પણ શહેરમાં બજાર વચ્ચે કાગળ નાંખવાની પેટી છે તેથી કાંઇ હરકત પડતી નથી. મુંબાઇના શેઠ મુલજી જેઠાભાઈએ આ શહેરમાં પોતાની દુકાન રાખી છે તેનું મકાન મ્હોટું બંધાવ્યું છે ને તેમાં આપણા દેશના યાત્રાળુને ઉતરવા દે છે. હવે અહિં અમારે કાંઇ યાત્રા રહી નહિ તેથી આ શહેરથી પચીસ મૈલને અંતરે જનારદન ભગવાનની યાત્રા છે ત્યાં જવાને નીકળ્યા. આ દેશમાં નહેરો ઘણીજ ચાલે છે. **કોચી** તથા **આલપાઈ** વગેરે બંદરો આ રાજાનાં છે. તેમજ નહેરને રસ્તે પણ બહોળો વેપાર ચાલેછે. કોચી તથા આલપાઇમાં આપણા દેશના ઘણા ભાટીઆ વેપારને અર્થે આવી રહેલાછે.

જનારદન પણ નહેરને રસ્તેજ જવાયછે. પગ રસ્તો છે પણ તે ઘણોજ ખરાબ છે. એ નહેર પોળાઇમાં પચીસ ફીટ છે અને કોઈ કોઇ જગાએ બીજી નહેરોના સંગમ વખતે વધારે પહોળાઈ પણ હોયછે. તથા ઊંડાઇમાં છ સાત ફીટથી કોઈ જગાએ વધારે પાણી હોતું નથી તેથી વાંસડાથી ઠેલીને હોડીઆં (મછવા) ચલાવેછે. એ હોડીઆં અઢી ફીટ પહોળાઇનાં તથા પંદરથી પચીસ ફીટ લંબાઈનાં એકજ લાકડાંનાં કોચેલાં હોય છે. આવાં હોડીઆં જનારદન સુધી જતાં ચઉદ કલાક લાગે છે. માણસ દીઠ ચાર ચાર ચક્રમ ભાડાના આપવા પડે છે. અમે પણ આવા

હોડીઆમાં બેશી ચાલ્યા. નહેરની આસપાસ બે તરફ નાળીએર તથા કાજુનાં ઝાડ એટલાં બધાં આવી રહેલાં છે કે તેના વનની ઘટા વચ્ચે સૂર્યનારાણ પણ દેખાઈ શકતો નથી. બે પાસે કિનારા ઉપર લોક ટોપરાં કાઢી સૂકવતાં તથા દોરડાં વણતાં માલમ પડે છે. આ દેશના મોહોટા બંદરોમાં પણ મુખ્ય વેપાર નાળીએર, ટોપરાં, અને દોરડાંનોજ છે. આસપાસ નાહાનાં નાહાનાં થોડાં ઝુપડાંના ગામમાં ખ્રિસ્તી ધર્મના લોકોની વસ્તી છે. અમે જે નહેરમાં મુસાફરી કરી તેને **વરડીકટ** ના નામથી ઓળખે છે. આ મુસાફરી ઘણું કરી રાત્રે કરવા લાયક છે, કેમકે હોડીઆમાં સૂવાની સગવડ બનેછે. દિવસે આસપાસ મહોટાં તેમજ નાહાનાં માણુસો ઉઘાડે શરીરે કામ કરતાં દેખી આનંદ પેદા થાયછે. આ દેશમાં ફકત આંખે જોઇને આનંદ માનવાનો છે; બાકી કાને સાંભળીને કાંઇ પણ ખુશી થવા જેવું નથી; કે કારણ આપણી અને આ દેશના લોકની ભાષા અરસ્પરસ સમજી શકાતી નથી. અહિંના ગરીબ લોક આપણાથી ઘણાજ ડરેછે અનેગનતાસુધીઆપણીપાસેપણ નથી આવતા. આગગાડીમાં જે ખાનામાં આપણે બેઠા હોઈએ એ ખાનામાં બનતા સુધી કોઇ માણુસ બેસવા નથી આવતો અને કદાપિ પરાણે કોઇને બેસારે તો તે એક ખુણામાં એવો સજ્જડ ઉભો રહેશે કે બીજું સ્ટેશન આવતાંજ ઉતરીને નાશી જશે. જેવી રીતે આપણા દેશમાં નાહાના ગામડામાં કોઈ યુરોપીઅન આવે છે તેને જોઇને જેટલા લોક ડરે છે તેટલાજ આ આખા દક્ષિણ હિંદુસ્તાનના લોક આપણાથી ડરેછે. અમે ઘણા માણુસ હતા તેથી જોડે રહેવા માટે મોટા હોડીઆમાં બેઠા પણ એવું મોટું હોડીયું આ છાછરી નહેરમાં ઉતાવળું ચાલી શકતું નથી તેથી બીજે દિવસે બાર વાગ્યાને સુમારે પહોચ્યા. નાના

મોટા હોડિયાની ચાલથી અમે અજાણ્યા હતા તેથી એવી ભૂલ કરી. જનારદન પહોચ્યા અગાઉ એક મહોટા પાહાડને ફોરીને તેના નીચેથી નહેર જાયછે અને હોડીયાં પણ આ સુરંગમાંથીજ ચાલેછે.

**જનારદન.**—આ નહેરના કીનારાથી જનારદન આશરે એક મૈલ દૂર છે. અહી કેટલાંક ઝુંપડાં છે તેમજ પચીસ ત્રીસ ઝુંપડાં પાહાડ ઉપર છે. કુંડના કીનારે એક સારા છત્રમાં હમે મુકામ કર્યો. આ યાત્રામાં જો સીધુ સામાન પાસે ના હોય તો અહિં પૂરી હરકત પડેછે. હમને ચોખા મેળવતાં મેળવતાં પણ ઘણી મુશીબત પડી.

પાહાડ ઉપર વાસુદેવ ભગવાનની મૂર્ત્તિ ઉભી છે. આ ભગવાનનું મંદિર નાનું છે. આ મંદિરમાં બીજા મંદિરમાં શિવજીનાં દર્શન છે. નીચે **ચક્રપાદ તીર્થ** નામનો કુંઠ છે, તેમાં સ્નાનનું ઘણુંજ મહાત્મ્ય છે.

સમુદ્ર કિનારે એક પર્વત છે તે ઉપર બ્રહ્માએ યજ્ઞ કર્યો છે તે જગાને બ્રહ્મકુંડ કહેછે. એ પાહાડમાંથી ચીકણા રાળ જેવા કાંઇ પદાર્થના ગાંગડા નીકળેછે તે આ દેશના ગરીબ લોકો કાઢી લાવેછે. આને જનારદન ધૂપ કહેછે. આ ધુપ મોંઘા ભાવથી વેચાયછે. એની ધુણીથી ભૂત ડાકણ જાયછે એમ કહેછે.

આ શિવાય આ ઠેકાણાના ઢેડ લોકો કંડીઆ વગરે ઘણોજ સામન નેતરનો બનાવેછે.

ઉપર કહેલા પર્વતમાંથી સમુદ્ર કિનારે જળની જૂદી જૂદી ધારાઓ નીચે પ્રમાણે પડેછે તેમાં સ્નાનનું ઘણુંજ માહાત્મ્ય છે.

૧ શોકવિનાશની. ૨ ઋણવિમોચની. ૩ ગાયત્રી. ૪ સાવિત્રી. ૫ ગંગા ૬ યમુના. ૭ સરસ્વતિ. ૮ કોટીતીર્થ. ૯ પાપવિનાશની.

આ ધારામાં ક્રમે ક્રમે સ્નાન થાયછે. સ્નાન વખતે અહિંનો ગોર નિચે પ્રમાણે સંકલ્પ કરાવેછે.

**संकल्पः**

**निरोहोदक्षिणेदिग्भागेदक्षिणाम्बुधेरुत्तरेकूलेपञ्चक्रोश प्रदेशेगजारण्ये असीवर्णयोर्मध्ये ब्राह्मणःशमशपामेकण्वाश्रमसमीपेनमःभजेश्वरसन्निधौचक्रातीर्थादिषट्षष्टिकोटी तीर्थसहितपापविनाशिनिशोकविनाशिनीऋणविमोचनीगायत्रीसावित्रीसरस्वतिगंगायमुनाकोटितीर्थे स्नानमहंकरिष्ये ॥**

આ તીર્થમાં સ્નાન કરી ગામથી પાસેલપર આચાર્યજી મહાપ્રભુજીની બેઠક છે ત્યાં ગયા. અહિં કચ્છી, અલપાઈના વેપારીઓ તરફથી સદાવ્રત અપાયછે. અહિંનો પૂજા કરનાર દ્વારકાનો ગુગળી બ્રાહ્મણછે.

આ ઠેકાણાનાં તમામ દર્શન કરી હમે પાછા નહેરમાંજ ત્રીવાંન્દ્રામ આવ્યા. ત્યાંની તમામ યાત્રા હમે કરેલી હતી તેથી અહિંથી સાંજના આવતાની માફકજ ટપાલ ગાડી કરી. આ વખતે અમારે અમારી અમદાવાદની સોબત છોડવી પડી, કેમકે તે લોકોનો ધીરે ધીરે ફરવાનો વિચાર હતો; તેથી સુરતના ખેડાવાળ બ્રાહ્મણ જેમનો હમારે રામેશ્વરથીજ સંગાત થયો હતો તેમને તથા અમદાવાદના શિવશંકર શાસ્ત્રી તથા તેમની સાથેના બે નાગર ગૃહસ્થને મુકીને ચાલ્યા તે બીજે દહાડે બપોરે આશામની મુકામે પહોચ્યા. અહિં આગાડી તથા આખા દેશમાં માકી કેરી આ વખતે પુષ્કળ મળતી હતી.

કેટલાક આ રસ્તે ના આવતાં જનારદનથી નહેરમાં સુરનોર સુ-
ધી ત્રણ ચાર દહાડા વાહાણની મુસાફરીએ ને બે દહાડા બળદ
ગાડીએ જાય છે, ત્યાંથી રેલગાડીમાં કોઈમતુર ઉપર થઈ ઇરોડ
જંકશનથી પાછા ત્રીચીનાપલ્લી આવેછે તથા કેટલાક ઈરેડથી
બારોબાર આરકાંનમ જાયછે. પણ હમારે તો એજ રસ્તે પાછા
વળવું હતું કેમકે આ કરતાં એકે બીજો રસ્તો સરસ નથી તેથી
પાછા તીવ્રાંનદ્રામ આવ્યા.

આ મુકામથી સાત મૈલ ઉપર કુંવારી કન્યા કે જે ભૂગોળ
માં કન્યાકુમારી ભૂશીરના નામથી પ્રસિદ્ધ છે તે યાત્રા છે. અહિં
સમુદ્રના કીનારા ઉપર કુંવારી કન્યાની તેજસ્વી મૂર્ત્તિ છે. આ ઠે-
કાણે પથ્થરના કકડા ઝીણા ચોખાના આકારના થાયછે તેને યા-
ત્રાળુ ચોખા ગણી ઘેર લાવેછે. આ વિશે એવો વેહેમ ચાલેછે કે,
કોઇ સ્ત્રીને પ્રસવ ના થતો હોય તો આ ચોખા ધોઈને પાયેથી
તરત પ્રસવ થાયછે. આથી યાત્રાળુઓ અહિંથી નીકળતી વખતે
પોતાની સાથે થોડા એવા ચોખા ઘેર લેઇજવા લેઈલેછે. આ કન્યા
કુમારી કેમ રહી તે વિશે નીચે પ્રમાણે દંતકથા ચાલે છે.

કથા.

મહાદેવજીના પુત્ર કાર્તિકસ્વામી સાથે આ સમુદ્રની કન્યા-
નો વિવાહ કર્યો હતો. એક વખતે કાર્તિકસ્વામીએ પોતાની મા-
તા પાર્વતિને આ કન્યાનાં રૂપ ગુણ વિશે પુછયું. તે ઉપરથી પા-
ર્વતિજીએ કહ્યું કે રૂપ ગુણમાં તો મારી બરોબર છે. આ સાંભ-
ળી કાર્તિકસ્વામી બોલ્યા કે માતાજી આ દુનીઆમાં તો રૂપ ગુ-
ણમાં તમારી બરાબર કોઇ નથી, તે તમે કહોછો કે એ તમારા
જેવી છે માટે એ તો મારી માતા બરાબર થઈ, તેથી એની
સાથે મારાથી પરણાય નહિ. આવી વાત જ્યારે કન્યાએ સાંભ-

ળી ત્યારે તે કહે કે જે મારો પતિ કહેવાયો તેણે મારી સાથે લગ્ન ના કર્યું તો હું બીજાને પરણનાર નથી. તેથી આ સમુદ્રની કન્યા કુંવારકા રહ્યાંછે તથા લગ્ન વખતના ચોખા તથા કંકુ પડી રહેલાં તે આ ચોખા છે. આ કુંવારી કન્યાનાં દર્શન જે સ્ત્રી કરે તેને વિધવાપણું પ્રાપ્ત થતું નથી. આ ગામની હવા ઘણીજ સુંદર અને સુખકારક છે. તેથી રોગનો નાશ થાય છે. આસપાસના ગૃહસ્થ લોકો અહિં હવા ખાવા આવેછે. આરામનીથી બીજે દિવસે અગીઆર વાગ્યાને સુમારે અમે તોતાદ્રી પહોચ્યા. જતી વખતે અહિંથી અમે તેલ લીધેલું નહોતું તે આ વખતે લેઈ લીધું. ત્યાં રસોઇ જમી સાંજના નીકળ્યા તે રાત્રે અગીઆર વાગ્યાને સુમારે તીનાવલી પહોચ્યા. ધર્મશાળાના જાણીતા હોવાથી વગર મહેનતે રાત હતી તોપણ અમને મુકામ મળ્યો.

બીજે દિવસે સવારે ઉઠી તીનાવલી ગામમાં અમારા ઓળખાણવાળા ગૃહસ્થની મુલાકાત લેવા ગયા. આ ગૃહસ્થ અમને પોતાની ગાડી લઈ સ્ટેશન સુધી વળાવવા આવ્યા. રસોઇ જમીને બાર ઉપર એક વાગતાં અમે આ મુકામ છોડયું. આવતી વખતે મીયાંનચી જંકશને ગાડી બદલી હતી તેજ જંકશને ગાડી બદલીને ટીટીકોરીનથી આવતી ગાડીમાં બેઠા.

સાંજે મદુરા આવ્યું એટલે અમારી સાથેના સુરતવાળા પણ ત્યાં તેમના આડતીઆ હોવાથી ઉતર્યા. અમે થોડીવારે મદુરા સ્ટેશન મૂકી આગળ ચાલ્યા. થોડા કલાકની મુસાફરી બાદ ત્રીચીનોપલી જંકશનનું સ્ટેશન આવ્યું.

ત્રીચીનોપોલીથી બીજી શાખા ઇરોડ તરફ ચાલે છે. ઈરોડ અહિંથી જવાય છે તેમજ ઇરોડથી બીજી શાખા મદ્રાસ નજીક આરકોનમ છે ત્યાં પણ જાય છે.

ઇરોડ સુધી મુસાફરી કરતાં રસ્તામાં પ્રખ્યાત ગામ એકે આવતું નથી. ઈરોડથી નીલગીરી જતાં રસ્તામાં કોઇમતુરનું સ્ટેશન આવેછે. આ દેશના પ્રમાણમાં આ શહેરનો દેખાવ વખાણવા લાયક છે. અહિંથી આગળ નીલગીરીનું સ્ટેશન આવે છે. મુંબાઈથી દરિયા રસ્તાની મુસાફરી કરનારને બીપોર ઉતરવું પડે છે. બીપોર સુધી આવતાં મુંબાઇથી સ્ટીમરને ચાર દહાડા લાગે છે. બીપોરેથી પોથાનુર જંકશન થઇ કોઇમતુર જવાય છે. અહિંથી પાછા આજ રસ્તે નીલગીરી જવાય છે. પાહાડનો ચઢાવ ૨૦ મૈલનો છે. રસ્તો સારો હોવાથી ટાંગા, ગાડીઓ, તેમજ ટટુ ઉપર જવાય છે· આ પાહાડ ઊપર ઉન્હાળામાં પણ ઘણીજ થંડી હવા રહેછે. ઉન્હાળાની મોસમમાં આપણા દેશના લોકો જેમ આબુ કે મહાબળેશ્વરના પાહાડ ઊપર હવા ખાવા જાય છે તેમ આ દેશના ગ્રહસ્થો આ પાહાડ ઉપર હવા ખાવા જાય છે. આ પાહાડ ઘણોજ ઉંચો હોવાથી કવીનાઇન ( Quinine ) જેને સાધારણ રીતે આપણા લોક 'કોઇદન' કહેછે અને જે તાવ ઉપર રામબાણ દવા ગણાયછે તે જે છોડવાનું સત્વ છે તે છોડવા આ પાહાડ ઊપર થાય છે.

આ સ્ટેશનથી આગગાડીની બીજી એક શાખા કેલીકટ સુધી જાય છે. કેલીકટ વાહાણ રસ્તે પણ મુંબાઇથી જવાયછે. આ શહેર મલબાર દેશનું એક પ્રખ્યાત બંદર છે. મુંબાઈના વેપારીની આશરે બસો દુકાનો આ બંદરમાં છે. મુખ્ય વેપાર ટોપરાં, મરી તથા કાથાનો છે. આ લાઈનની મુસાફરી કરી પાછા ઈરોડને સ્ટેશન આવવું પડે છે. અહિંથી રેલવેની એક શાખા સેલમ તરફ જાય છે. સેલમ શહેર જોવા લાયક છે, તેમજ તે રેશમી ધોતીજોટા વગેરે કાપડ આખા દેશને પુરૂં પાડે છે. સેલમની સા-

ડીઓ તથા પેસ્તીજોટ્ય નાગપુરના માલ સાથે સરખાવી જોતાં મને તો કાંઈપણ પોસાણમાં ના લાગ્યા, પણ આ દેશમાં એનાથી બીજો સારો માલ નથવાથી અહિંના લોકો તો તેને બહુ વખાણે છે. શેલમની આગળ જાલરાપેટ જંકશનનું સ્ટેશન આવે છે. અહિંથી એક શાખા બેંગલોર તરફ જાય છે બેંગલોર શહેરમાં વચ્ચોવચ્ચ એક સુંદર બગીચો છે તે જોવા લાયક છે. તેમજ આ શહેરનું રેલવેનું સ્ટેશન ઉન્હાળાના દહાડામાં ઘણોજ અચંબો પમાડે એવા ઘાટનું છે. આ શહેરથી આગળ મહીસોરની રાજ્યધાની સીરંગાપટ્ટમ આવેછે.

**સીરંગાપટ્ટમ**—ટીપુ સુલતાનની રાજધાનીનું આ પ્રખ્યાત શહેર કાવેરી નદીના કીનારા ઉપર આવી રહેલું છે. કાવેરીનો પુલ ઘણોજ જોવા લાયક છે. આ શહેરમાં દરિયાદોલત નામનો બગીચો તેમજ હૈદરઅલ્લીની તથા ટીપુ સુલતાનની મસીદો બહુ વખાણવા લાયક છે. શહેરમાં વસ્તી દરેક જાતની છે. વેપાર રોજગાર તૂટી ગયેલો છે. અહિંથી પાછા ઝાલરાપેટ આવવું થાય છે. ઝાલરાપેટથી એક શાખા આરકોનમ જાય છે તેમજ બીજી શાખા ઇરોડ થઇને ત્રીચીનોપલી જાય છે. આરકોનમાં જતી વખતે ઘણીજ હરકતો પડવાથી અમારો એવો નીશ્ચયજ હતો કે જેમ બને તેમ કરી આરકોનમ ના ઉતરવું તેથી ત્રીચીનોપલીથી મદ્રાસ તરફ ચાલ્યા. રાત્રિના અગીઆર વાગ્યે ત્રીચીનોપલ્લીથી અમે આગગાડીમાં બેઠેલા હતા તે બીજે દહાડે બાર ઉપર ચાર વાગે ચીંગલપટના સ્ટેશને આવ્યા. અહિંથી આ ગાડી મદ્રાસ સુધીજ જવાની હતી તેથી આગળ જનાર ઉતરીને આરકોનમ શાખાની ગાડી તૈયાર હતી તેમાં બેઠા. હમારે મદ્રાસ જવું હતું તેથી અમે એનીએજ ગાડીમાં બેશી રહ્યા. પોણો કલાક આ

સ્ટેશને ગાડી થોભ્યા બાદ ત્યાંથી ચાલી. જોકે અહીંથી મદ્રાસ જતાં વચ્ચે સાત નાનાં સ્ટેશનો આવેછે પણ આ ટપાલગાડી હોવાથી તેમાંના એકે સ્ટેશને ઉભી નારહેતાં સવા કલાકમાં અમને મદ્રાસ ઉતાર્યા. અમે મદ્રાસ ઉતર્યા તે વખતે સાંજના ૬૭ વાગ્યા હતા. આ શહેરમાં બોલી તો આરબી ચાલેછે પણ દરેક રેલઉપર ગાંસડી ઉપાડનાર મજુર તેમજ ભાડાની ગાડીઓવાળા સુદ્ધાં ઈંગ્રેજી વાત કરેછે. અમારી પાસે આ શહેરમાં ઉતરવાને ભલામણોના કાગળો હતા તેમજ હમારા સગા પણ હતા તે છતાં ગાડીવાળાએ જણાવ્યું કે એક મારવાડીની ઘણીજ સગવડવાળી ધમશાળાછે તેથી બીજે મકાન શોધવાની ખટપટ મુકીદઈને હમે ગાડીઓ ભાડે કરી તે ધર્મશાળામાં ગયા. આ રેલના સ્ટેશનથી ગૂજરાતી પેડ કરીને એક બજાર દોઢ મૈલને છેટે શહેરમાં છે ત્યાં તમામ ગૂજરાતી તથા મારવાડી લોકની વસ્તીછે. આ ધર્મશાળા પણ એજ બજારમાંછે તેથી હમે ત્યાં ગયા. ધર્મશાળા ઘણીજ સગવડવાળી છે. ત્યાંના નોકરે અમને જણાવ્યું કે શેઠની રજા વગર તમને ઓરડો નહિ મળે તેની સાથે તેણે એ પણ જણાવ્યું કે આ ધર્મશાળા મારવાડી શેઠની બંધાવેલીછે ને શેઠનું ઘર અહિં નજીકજ છે એમ કહી તે ઘર તેણે મને બતાવ્યું. હું તે શેઠને મળ્યો. તે ઘણોજ માયાળુ સ્વભાવનો છે. તેની સાથે વાતચીત કરતાં અમને ઓરડીઓ આપવાનો તેણે હુકમ આપી પોતાના શિપાઈને મારી સાથે મોકલ્યો, તેથી તેણે હમને જોઈતી જગા પૂરી પાડી. પછી તો ધર્મશાળાનો નોકર પણ હમારી પાસેને પાસેજ રહ્યો તેથી હમને આ શહેરમાં કોઇ રીતે હરકત ના પડી. ગમેતે મુસાફરને ઉતરવાને આ ધર્મશાળામાં મના નથી. તેમજ ગમે તેટલા દહાડા રહે તો પણ કાંઈ હરકત નથી. ફક્ત

ઓરડો જોઇએ તો શેઠ પાસે જવું પડેછે.

**મદ્રાસ.**—આ દક્ષિણ હિંદુસ્તાનનું એક મુખ્ય બંદર તેમજ મદ્રાસ ઈલાકાની રાજધાનીનું શહેર દરીઆકિનારે છે. સવારે હમે દરીએ ગયા ત્યાંથી આવતાં શાક બજાર વગરે જોયાં. આ દેશના મુસાફરને આ શહેર આનંદ પમાડે તેમાં નવાઇ નથી, પણ આપણા દેશના માણસો જેમણે મુંબાઈ જોયેલું હોય તેમને તો આ શહેર પસંદ નાજ આવે. આ શહેરમાં ખાવાપીવાની બધી ચીજો મળેછે. ફક્ત ઘઉંના લોટની અછત માલમ પડેછે, પણ તે મળેછે ખરો. આ દેશ ગરમ હોવાથી અહિં ઘઉં ખાવાનો રીવાજ નથી. બપોરે છાશ પીવાનો અહિંના રહીશોમાં ઘણોજ ચાલછે તેથી શહેરમાં છાશ વેચનારા આખો દહાડો ફરતા નજર આવેછે. તેમજ આ દેશનાં આગગાડીનાં સ્ટેશનો ઉપર પણ બીજું ના મળે તોપણ છાશ વેચનારા તો હાજરજ હોયછે. આ શહેરમાં બહારનાં સરકારી મકાનો શિવાય લોકોનાં ઘર કાંઇ વખાણવા લાયક નથી. ત્રણ માળનું તો ભાગ્યેજ કોઈ ઘર નજર આવેછે, તેથી અંદરનો દેખાવ તો ગામડાજેવો લાગેછે. સાંજના હમે જે બજારમાં ઉતર્યા હતા તેમાંજ હમારી ભલામણો વાળા તથા નાતના પણ રહેતા હતા તેથી તેમની મુલાકાતો લીધી. આ બજારમાં તમામ આપણા દેશી હોવાથી બોલી પણ ગૂજરાતીજ ચાલેછે. આ બજારમાં ગૂજરાતના સોજીત્રા તથા તેની આસપાસના ચરોતરના ગામોના આશરે પાંચસોથી વધારે તો ખેડાવાળ બ્રાહ્મણોજ છે. તેમજ તેજ દેશના મારી જ્ઞાતના એટલે વિસામોઢ વાણીઆનાં પણ કેટલાંક ઘર છે. આ તમામ લોકો પૈસેથી પડતી હાલતમાં સ્વદેશ છોડી આ દેશમાં આવેલાછે તેમાં કેટલાકની તો બબ્બે ત્રણ ત્રણ પેહેડીઓ પણ થઈ ગઈછે; છતાં હજી લગ્ન વગેરે

તો પાછા પોતાના દેશમાંજ આવીને કરેછે.

આ બજારમાં મુખ્ય ધંધો જે પૈશાવાળા છે તે કાપડનો કરે છે. બાકી થોડી મુંડીવાળા વ્યાજનો ધંધો કરેછે. આ શહેર ઈલાકાનું મુખ્ય હોવાથી સરકારી ખાતાં ઘણાંજ છે તેમજ તમામ નોકરો સિપાઈથી તે મોહોટા હોદ્દેદાર બધા ઉડાઉજ છે. આ શહેરના વતનીઓમાં પણ જે રાખ્ય ( જેને મોઘમરીતે અંગવસ્ત્ર કહેછે તે) ના રાખે તે આબરૂદાર ના ગણાય, તેથી તેમને પૈસાની ઘણીજ ગરજ પડેછે. કાપડમાં બનારસી સાડીઓ વગરે અહિં બહુ ખપેછે. એકનો દોઢ થાયછે પણ ઉધાર ધીર્યા વગર કોઈ લેનાર નામળે. ઊધાર લેનાર દર સેંકડે ચાર પાંચ ટકાનું વ્યાજ કરી ખત લખી આપે છે. સો રૂપીઆ લે ને દસ દસ રૂપીઆ ભરવાના હોય તો ચાર ટકા પ્રમાણે ચાલીસ વ્યાજના કાપીને બાકીના લઈને સોનું ખત કરી આપેછે. પછી પગારે ને પગારે હપતો ભરે ને બે ચાર હપતા આપ્યા પછીથી નથી આપતા ત્યારે તેમના ઉપર દાવો કરેછે ત્યારે વળી થોડા બીજા રૂપીઆ લઇને બસેંનું નવું ખત કરીઆપેછે. એમને એમ ચાલ્યા જાયછે. ઘણી અકળામણ થયેથી લા લેવામાં એટલે કાયદા પૂર્વક દેવાળીયા નાદાર ( Insolvunt ) થવામાં અહિંના લોક હરકત ધારતા નથી. આ વેપારમાં જો નશીબ સારૂં હોય ને ઘાલનાર થોડા મળે તો પૈસો થતાં વાર લાગતી નથી. બાકી પણ પૈસાવાળાને માલ ઉપર દોઢ બે ટકાનું વ્યાજ ઉપજવું મુશ્કેલ નથી. પણ અહિંની હવા આપણા દેશના માણુસોને માફક આવે એવી ના હોવાથી સારી હાલતવાળાને રહેવું પસંદ પડે તેમ નથી. અમારા નાતીલાથી તેમજ દેશી વેપારીની મુલાકાતથી આ દેશની તમામ રીત ભાત જાણી. હવે હમારે આશહેરની પ્રખ્યાતી જોવાની રહી.

બીજે દહાડે ગાડીઓ ભાડે કરી હમે શહેર જોવા નીકળ્યા. પ્રથગ હમે હમારા ઉતારાથી થોડે દૂર દક્ષિણ મદ્રાસ રેલવેનું સ્ટેશન જોવા ગયા. આ સ્ટેશન દક્ષિણ હિંદુસ્તાનની રેલનું સ્ટેશન જેમાં હમે આવ્યા તેના કરતાં ઘણુંજ ભભકાદાર છે. તેની બાંધણીનો તમામ ઘાટ મુંબાઇના બોરીબંદરના સ્ટેશનને મળતો છે, પણ કારીગરીમાં ઘણો તફાવત છે. સ્ટેશન ઉપર ચારે તરફ વાગતું ઘડીઆળ છે.

ત્યાંથી આગળ જાહેર બાગ જોવા લાયક ગણાયછે. આ બાગનો વિસ્તાર ઘણોજ છે. અંદર જોવા લાયક કાંઇ વધારે નથી. ફક્ત એક કુવામાં ચાર મગર છે તથા વચ્ચે પાણીની નહેર છે તે ઉપર પૂલ છે. તેની સામી બાજુએ બંધ મકાનમાં વાઘ, કૂતરાં, બિલાડાં વગેરે કેટલાંક જનાવરનાં પાંજરાં છે તે જોવાનો માણુસ દીઠ અડધો આનો લેછે. મદ્રાસથી છ મૈલપર બ્રહ્મખેડ આગળ બાગ છે તેમાં ફુલ ઝાડ વગેરેનો દેખાવ મનોરંજક છે. અહિંથી અમે ફોર્ટસેન્ટજોર્જ નામનો પ્રસિદ્ધ કિલ્લો જોવા ગયા. આ કિલ્લો ઘણોજ મજબુત તથા ઘણોજ વિસ્તારવાળો છે. એને ફરતા બે પહોળા કોટ છે અને તે દરેક કોટની પાછળ ઉંડી ખાઈઓ આવી રહેલી છે. અંદર કેટલાંક પૂતળાં છે. માંહે એક બાજુપર સોલજરોને રહેવાની બરકો છે તેમજ બીજી બાજુપર શહેરની તમામ સરકારી કોર્ટો છે. આ કિલ્લાના મેદાનમાં ટીપુ સુલતાન પાસેથી લીધેલી તોપો ખુલ્લી પડેલી જોવાની છે.

કિલ્લાની બાહાર થોડે છેટે કર્નાટકના નવાબને રહેવાની જગા છે. આ સ્થળ દેખાડી અમને બંદર કાંઠે જોવા લઇ ગયા. ત્યાં વાહાણોમાંથી માલ ઉતારી લાવવા દરિયામાં પોણા મૈલ સુધી પુલ બાંધેલો છે તે ઉપર રેલવે ગાડી જાયછે તે જોવાનું છે. ત્યાં-

થી આવતાં રસ્તામાં દીવાદાંડી જોવાની છે. દરેક જણ દીઠ અડધો આનો લઇ આ દીવાદાંડી ઉપર ચઢવા દે છે. આ જોઇને ઘેર આવતાં રસ્તામા એક મહોટો બજાર આવેછે. આ બજારમાં દર સાંજે ગુજરી ભરાયછે તે વખતનો દેખાવ બહુ શોભાયમાન લાગેછે આ શિવાય આ શહેરમાં કાંઈ વધારે જોવા લાયક જગા નથી. ગૂજરાતી પેઠ શિવાય શહેરના બીજા ભાગમાં ગૂજરાતી બોલી સમજનાર માલમ પડતું નથી. આ શહેરનો તમામ ભાગ જોઈ મુકામે આવી સાંજના છ વાગતાં મુંબાઇ તરફની આગગાડીમાં બેસી અમે અમારી મુસાફ્રી શરૂ કરી. દોઢ કલાકની મુસાફ્રી કરી પાછા આરકોનમ જંકશને અમે આવ્યા. ત્યાં અડધો કલાક ગાડી રોકાઈને આગળ ચાલી. અમારે હવે આ દેશમાંની એકે યાત્રા રહી નહોતી. અમારે દક્ષિણ મરાઠા રેલવેમાં હાસપેટ સ્ટેશને જવું હતું તેથી મદ્રાસથીજ અમે ત્યાંની ટીકીટ લીધી હતી. આખી રાત ગાડીમાં કાઢી સવારે ગંટાકલને સ્ટેશને ગાડી બદલીને આ લાઇનની મુસાફ્રી મુકી અમે દક્ષિણ મરેઠા લાઇનની મુસાફરી શરૂ કરી.

અહિંથી પાછી અમારે નાહાની ગાડીમાં મુસાફ્રીશરૂ થઇ. ત્રણ કલાકની મુસાફરી બાદ બેલારી કરી પ્રખ્યાત શહેર આવ્યું. જેમ જેમ આ દેશમાં આવતા ગયા તેમ તેમ હિંદુસ્તાની ભાષા સમજનારની છત વધતી ગઈ. બેલારી શહેર પુરાતન છે. તેમાં લશ્કરી છાવણી રહે છે. શહેરમાં પડી ગએલો કિલ્લો જોવા લાયક છે. અહિંથી મદ્રાસ ૩૦૫ મૈલ રહે છે.

અહિંથી દોઢ કલાકની મુસાફ્રીએ અમે હાસ્પેટને સ્ટેશને ઉતર્યા. ગામ સ્ટેશનથી એક મૈલ છે. સ્ટેશન ઉપર બળદ ગાડીઓ ભાડે મળેછે. હમે ગામમાં ના જતાં બારોબાર અહિંથી

સડકને રસ્તે સાત મૈલપર કીષકંધાની નજીક હંપી ગામ છે ત્યાં ગયા. આ હંપી ગામ જોકે વિસ્તારમાં ઘણુંજ નાહાનું છે તોપણ ઘઉંના લોટ સુદ્ધાં ખાવા પીવાની તમામ ચીજ સસ્તી મળે છે. આ ગામ તુંગભદ્રા નદીના કીનારાપર છે. ગામમાં પંપેશ્વર મા-હાદેવનું મહોટું દેરૂં છે તેમાં મુસાફરોને ઉતરવાને ઘણીજ સગ-વડ છે. અમે પણ આજ માહાદેવના દહેરામાં મુકામ કર્યો ને છેક સાંજ પડી ગઈ હતી તેથી રસોઇ જમી રાત્રે ત્યાંજ સૂઇ રહ્યા.

સવારે એક ભોમીઆ બ્રાહ્મણને સાથે લઈને અહિંથી ત્રણ મૈલ કીષકંધા તરફ ચાલ્યા. રસ્તો તુંગભદ્રા નદીના કીનારે કી-નારે છે. ૦ા મૈલ ગયા એટલે એક નાહાનું મંદિર આવ્યું; આ મંદિરમાં રામ, લક્ષ્મણ, સીતા અને હનુમાનની કાળા પથ્થરની મહોટી મૂર્ત્તિઓ છે તેમનાં દર્શન કરી આગળ ચાલ્યા. રસ્તામાં એક વિશાળ ને ઘણીજ કારીગરીવાળું વિઠ્ઠલનાથજીનું પડી ગ-એલું મંદિર આવ્યું. જો કે આ મંદિર ઉજડ હાલતમાં છે તો-પણ એવું દેખાડી આપે છે કે પુરાતન કાળમાં અહિં ભારે વ-સ્તી હોવી જોઈએ. આગળ ચાલ્યા એટલે નદીનો કિનારો આ-વ્યો. હમારે હવે કીષકધા જવું હતું તે ગામ સામે પાર હોવા-થી નદી ઉતરવી પડી. આ નદીમાં પાણી ઘણુંજ રહે છે તેમજ મગરની ધાસ્તી પણ બહુ છે. સામે પાર ઉતરવાને માણસ દીઠ એક આનો આપવો પડે છે. આ નદીમાં ઉતરવાને બીજા દેશની માફક વાહાણ નથી પણ‡ ચર્મનાવમાં ઉતરવું પડે છે.

---

‡ એક મહોટો વાંસનો ટોપલો કરી ચામડેથી મઢી લે છે તેમાં પંદર માણસ બેસી શકે છે. એક માણસ ઉભો રહી હલેસા થી ચલાવે છે.

**કીષકંધા**—આ નાહાનું ગામ નીઝામ સરકારની હકુમતનું અને કોટબંધ છે. નદીના કીનારાપરજ પથ્થરનો મજબુત દરવાજો છે. ગામમાં સાધારણ મંદિરમાં શેષસાઇ ભગવાનનાં દર્શન છે. આ ગામથી નદીને કીનારે કીનારે દોઢ મૈલપર પંપા સરોવર છે. પગ રસ્તો સારો ના હોવાથી હમે ચર્મ નાવમાં બેસીનેજ ત્યાં ગયા. વાહાણમાંથી ઉતરી થોડેક છેટે પાહાડમાં ઉજડ જગાએ અમારો ભોમીઓ અમને લઈ ગયો. હમે ઘણા માણસ હોવાથી કાંઈપણ દેશત વગર આવે રસ્તે તેની સાથે ગયા, બાકી કોઈ એકલો માણસ હોય તો જરૂર આવી ભયંકર જગાએ અજાણ્યા સાથે જતાં ડરે. પંપા સરોવર એવું જ્યારે હમે નામ સાંભળતા હતા ત્યારે અમારા મનમાં જે ઉમદા વિચાર હતા તે જ્યારે આ સરોવર નજરે જોયું ત્યારે તો ત્યાંને ત્યાંજ વિરામ પામી ગયા. અહિં ફકત બે નાહાના ખાડા જોડા જોડ બાંધ્યા વગરના છે, તેમાં એકનું નામ પંપા સરોવર તથા બીજાનુ નામ માન સરોવર છે અંદર પાણી પણ ઘણુંજ લીલવાળું ગંદુ હતું તેથી આચમન કરવાની પણ મારી તો શ્રદ્ધા ના રહી. બ્રાહ્મણે સંકલ્પ કરાવી ક્રમે ક્રમે બે કુંડમાં સ્નાન કરાવી થડમાં એક પડી ગએલા દહેરામાં માહાદેવજી તથા લક્ષ્મીજીનું અપૂજ્ય પુતળું હતું તેમનાં દર્શન કરાવ્યાં. ત્યાંથી પાછા આવી વાહાણમાં બેસી તેને તેજ રસ્તે હમે પંપેશ્વર માહાદેવમાં પાછા ઉતારે આવ્યા. હું એમ નથી ધારી શકતો કે જોડે કોઇ માણસ બતાવનાર ના હોયતો કોઈ પણ યાત્રાળુ આને પંપાસરોવર જાણી આમાં સ્નાન કરે. પાછા ફરતાં રાનમાં પાંચ પર્વત દેખાય છે તે પાંચેનાં નામ નીચે પ્રમાણે.

૧. અંજની પર્વત, ૨. માતંગ પર્વત, ૩. માળવંત પર્વ-

ત, ૪. હેમકુટ પર્વત, ૫. રૂષીમુખ પર્વત.

આ પ્રમાણે નામ બતાવે છે. આ પર્વતોનું મહાત્મ્ય ફકત નીચેથીજ વર્ણવે છે, બાકી ઉપર ચઢાતું નથી. રસ્તે કેટલાક પથ્થર ખવાઈ ગએલા દેખાય છે. તેને વાળીવાંદરનાં હાડકાંના નામથી ઓળખાવે છે. તે આખો દિવસ અમે હંપીમાં કાઢયો. બીજે દિવસે સવારે હમને હાસપેટથી ગાડીઓ તેડવા આવી તેમાં બેસી પાછા હાસપેટ આવ્યા. હંપીમાં ગાડીઓ મળતો નથી. પ્રથમ અમને મુકવા આવેલી ગાડીઓ સાથે અમે ઠરાવ ના કર્યો હોતતો પગે ચાલીને ગયા શિવાય બીજો ઉપાય નહોતો. હાસપેટથી દશ મૈલપર સોડુર ગામ છે ત્યાં પાહાડ ઉપર કાર્તિકસ્વામીનાં દર્શન છે. પાહાડ ઉપર નાહાની પડાળી છે તેમાં રસોઇ થાય છે, પણ સીધુ સામાન ઉપર મળતું નથી તેથી પાસે રાખવું પડે છે. આ બધી યાત્રાઓ ઇશ્વર કૃપાથી અમે પૂર્ણ કરી. હવે અમારે દક્ષિણ હિંદુસ્તાનની યાત્રા બાકી રહી નહિ તેથી મુંબાઇ જવાનું નક્કી કરી અમે હાસપેટના સ્ટેશનપર આવ્યા, ને બાર ઉપર ત્રણ વાગે રેલગાડીમાં બેસી હાસપેટ છોડયું. બે કલાકની મુસાફરી બાદ ગદક શહેર આવ્યું. જો કે અમારી ટીકીટ આગળની હતી પણ અહિંથી આગળ જવાને તે દહાડે ગાડી ના મળવાથી ગદકમાં મુકામ કર્યો. ગદક ગામ સ્ટેશનથી એક મૈલ દૂર છે. ગામમાં જવાને ભાડાની ગાડીઓ મળેછે. સ્ટેશન નજીક પોસ્ટઓફીસ છે તેના ઓટલાપર તેમજ સ્ટેશનના ઓટલાપર મુસાફરને ઉતરવા દે છે. બાકી ત્યાં ધર્મશાળાઓ કે મોદીખાનું નથી. ગામમાં બે મોટી ધર્મશાળાઓ છે. અમે પોસ્ટઓફિસમાં અમારો મુકામ કર્યો. શહેરનો બાહારનો તેમજ અંદરનો દેખાવ સારો છે. સવારે ૭ વાગતાં હમે ગદક છોડયું ત્યાં-

થી તીસમૈલને છેટે બાગયકોટ પુરાતન શહેર છે તે જોઇ હમે વી-જાપુર ગયા.

**વીજાપુર**—આ એક પ્રખ્યાત શહેર સ્ટેશનથી અડધા મૈલને છેટે છે. શહેરને ફરતો કોટ જીર્ણ પડી ગએલો છે. શહેરમાં ત્રણ મોટી ધર્મશાળાઓ છે. અમદાવાદની માફક આ શહેરમાં પણ મસીદો ઘણીજ છે. તેમાંની ઘણીખરી તો જોવાલાયક છે. તેમાં મુખ્ય કરી મહમદની મસીદ ઘણીજ જોવાલાયક છે. તેના ઉપરના ઘૂમટનો વ્યાસ ૧૨૪ ફીટનો છે. આ સિવાય જુમામસીદ તથા ઈબ્રાહીમની મસીદ પણ જોવાલાયક છે. આ શહેરના પૂર્વ તરફના ભાગમાં મક્કાની મસીદનો નમુનો કરેલો છે. મહોટી મસીદમાં પડઘા પડતી ગેલેરી છે તેમાં એક માણસના બોલવાથી હજારો માણસના બોલ્યા જેટલો અવાજ સંભળાય છે. મારવાડના કેટલાક વેપારી આ શહેરમાં વસેલા છે. આ શહેરમાં અગરબત્તી ઘણીજ વખાણુવા લાયક થાય છે. અહિંથી બાર ઉપર ત્રણ વાગે હમે રેલગાડીમાં સવાર થયા તે સાંજ પડે હુડગીને સ્ટેશને પહોચ્યા. હવે હમારે દક્ષિણ મરેઠા રેલવેની મુસાફરી પૂરી થઇ. અહિં ગાડી બદલી હમે તરતજ જી. આઇ. પી. રેલવેની રાયચોરથી આવેલી ગાડીમાં બેઠા. હુડગી પછી સોલપુરનું સ્ટેશન આવે છે ત્યાંથી આગળ તેરમું સ્ટેશન ધોંડનું આવ્યું. આ સ્ટેશનથી એક શાખા મનમાડ તરફ જાય છે. હમે આ શાખાને રસ્તે ના જતાં આગળ ચાલ્યા તે પુને આવ્યા અને રાતના ચાર વાગે પુના શહેર છોડી મુંબાઇ તરફ ચાલી હમારી દક્ષિણ હિંદુસ્તાનની મુ-સાફરી પૂરી કરી.

# पूर्व हिंदुस्तान अने जगन्नाथ.

હાલમાં જગન્નાથની યાત્રા કરનાર ઘણાખરા આપણા દેશીઓ રજપુતાના માળવા રેલવેને રસ્તે જાય છે, તેથી તેમને મધ્ય હિંદુસ્તાનની તમામ યાત્રા રહી જાયછે. આથી સવત ૧૯૩૭ ની સાલમાં જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે હમારી સાથનાએ આ યાત્રાએ જવાનું કર્યું ત્યારે નાશિક ઉપર જવાનું નક્કી કરી એજ રસ્તે ગયા.

મુંબાઈથી ટપાલ ગાડીમાં હમે નાશિકની ટીકીટ લીધી, કેમકે નાશિક સુધી રસ્તામાં બીજી કોઈ યાત્રા નથી. મુંબાઈથી પચાસ ગાઉપર કલ્યાણીનું સ્ટેશન આવ્યું. આ વખતે હમારે મધ્ય હિંદુસ્તાનમાં જવું હતું તેથી પુના તરફનો રસ્તો છોડી હમારી ગાડી નાસક તરફ ચાલી. પુનાને રસ્તે જેમ ખંડાળાનો ઘાટ આવે છે તેમજ આ રસ્તે પણ કસારાનો ઘાટ આવ્યો. આ ઘાટ ઊંચાઈમાં ખંડાળા જેટલો નથી તેમજ રસ્તે કોરેલા પાહાડની સંખ્યા પણ તેટલી નથી તો પણ જેણે આ પ્રથમ જોયો હોય તેને નવાઈ લાગ્યા વગર રહેતી નથી.

પાંચ કલાકની મુસાફરીએ અમે નાશિકના સ્ટેશને ઉતર્યા. શહેર સ્ટેશનથી ચાર મૈલ દૂર છે. શહેરમાં જવાને ઘોડાની તેમજ બળદની પુષ્કળ ગાડીઓ ભાડે મળે છે. હમે ભાડાની ગાડીઓ કરી શહેરમાં ગયા. સ્ટેશનપર ગોર તો હાજરજ હોય છે તેથી કોઈ યાત્રાળુ ભાગ્યેજ ગોર વિના રહે છે. તેમાં વળી હું તો ૧૯૨૮ ના વરસમાં ત્યાં યાત્રાએ ગયેલો હતો તેથી મારોગોર પણ હાજર હોવાથી મને ઓળખી તરતજ તેને ઘેર લઈ ગયો.

આ ગામના ગોર જો કે સ્વભાવે રાંક છે તો પણ ઘણાજ કકળાટીઆ છે.

**નાશિક.**—આ એક મહોટું શહેર ગોદાવરી નદીના કીનારા ઉપર આવેલું છે. શહેરમાં વાણીઆ બ્રાહ્મણ વગરે ઊંચ લોકની વસ્તી છે. શહેર જીલ્લાનું મુખ્ય હોવાથી શેશનજજ્જ વગરે તમામ અધીકારીઓની કચેરીઓ છે. આ શહેરમાં દક્ષિણી ભાષા ચાલે છે, તેમજ પહેરવેશ પણ દક્ષિણીજ છે. પ્રથમ હમે નાશિક ગએલા ત્યારે ચોમાસાના દહાડા હોવાથી નદીમાં ઘણુંજ પાણી હતું પણ આ વખતે ઉનાળો હોવાથી ઘણુંજ થોડું પાણી વહેતું હતું. ફક્ત નદીમાં કેટલાક બાંધેલા કુંડ છે, તેમાંજ પાણી ભરેલું હતું. નાશિક ને પંચવટી એ સામ સામે પાર હોવાથી વચે પથ્થરનો પૂલ બાંધેલો છે તેપર ચોમાસામાં પુષ્કળ પાણી વહેતું હતું તે જઈને આ વખતે તદન ઉઘાડો હતો.

અહિં મુખ્ય યાત્રા ગોદાવરીની છે. પરદેશી મુસાફરો ઘણા ખરા ગોરને ઘેર ઉતરે છે, તેમજ બીજાઓને સારૂ ગોદાવરીને કીનારે મહોટી ધર્મશાળાઓ છે.

આ શહેરમાં પુનાની માફક ત્રાંબા પીતળનાં વાસણ ઘણાં થાય છે. તેમાં પણ અહિંનાં વાસણ ઘણાંજ ઓપદાર થાય છે.

પંચવટીમાં એક મહોટી ધર્મશાળા છે તેની પાછળ એક ગુફા છે તે સીતાગુફા કહેવાય છે. તેમાં એક માણસ દીવો લઇ આગળ ચાલે છે તે તેની પાછળ આપણને લઈ જઈ અંદર રામ, લક્ષ્મણ અને સીતાનાં દર્શન કરાવે છે. અંદર ડાબી બાજુ બીજી ગુફામાં માહાદેવજીનાં દર્શન છે. આ દર્શન કર્યાના બદલામાં માથા દીઠ એક પૈસો આપવો પડે છે. ગુફાના થડમાં ડાબી બાજુએ ઘણા વરસના જૂના વડનાં કેટલાંક થડ થઇ ગયેલાં છે તે

અસલના પાંચ વડ છે એમ કહે છે. આ પાંચ વડ ઉપરથીજ આ સ્થળનું નામ પંચવટી કહેવાય છે. રામચંદ્રજી વનવાસ રહ્યા ત્યારે તેમણે અહિં મુકામ રાખ્યો હતો. અહિં રામચંદ્રજીનું મહોટું મંદિર છે; તેમજ ગોદાવરી કિનારે માહાદેવજીનું મહોટું મંદિર છે તેના આગલા ધાબા ઉપર મહોટો ઘંટ છે તેનો અવાજ ત્રણ મૈલ સુધી સંભળાય છે. અહિંથી એક મૈલપર તપોવન છે. ત્યાં ગોદાવરી તથા કપીલાગંગાનો સંગમ થાય છે, તેને કિનારે લક્ષ્મણજીનું નહાનું મંદિર છે. અહિં નદીઓના સંગમ ઉપર ત્રણ ખાડા પાણી ભરેલા છે તેમાં એક બીજામાં જવાને બારીઓ છે તે ધરમ પાપની બારીઓ કહેવાય છે. ભોળા લોક બ્રાહ્મણના કહેવાથી આ બારીઓમાં પેસનીકળ કરે છે. નાશિકથી ત્રણ ગાઉ ઉપર એક પાહાડ છે તે અડધી ઉંચાઇએ કોરેલો છે તેમાં કોરણીનું કામ ઘણુંજ જોવાલાયક છે. તેમાં પાંચ પાંડવ વગેરેની મહોટી મહોટી મૂર્તિઓ કોરેલી છે. આ પાહાડ પાંડવગુફાના નામથી પ્રસિદ્ધ છે. મુંબાઇ પાસેના ઘારાપુરી બેટની ગુફાઓ જેણે જોઈ હશે તેને આનો બરાબર ચીતાર માલમ પડશે.

નાશિકથી ત્રંબક ગામ બાર ગાઉ દૂર છે, ત્યાં બળદ ગાડીએ જવાય છે. અહિં મુખ્ય યાત્રા ત્રંબકેશ્વર માહાદેવની છે. મહોટા દહેરામાં એક જળાધારીમાં બ્રહ્મા, વિષ્ણુ, ને શંકરનાં ત્રણ લિંગ છે. બ્રાહ્મણ સિવાય બીજાને અંદર જવા દેતા નથી પણ બાહાર ઉભા રાખી દર્શન કરવા દે છે. આ ગામમાં નીલ પર્વત ઉપર નીલાંબીકા દેવીનાં દર્શન છે. તે સિવાય એક પાહાડ ઉપર ૭૬૨ પગથીઆં ચઢેથી ગંગાજીનાં દર્શન છે ત્યાં ઉમરાના ઝાડ નીચે થઇ ગૌ મુખમાંથી જળની ધારા એક બાંધેલા કુંડમાં પડે છે તેને ગંગાદ્વાર કહે છે. પાહાડની છેક ઉપર એક મોટી

ખો છે ત્યાંથી ગંગા નીકળે છે. તે ખોમાં સ્નાન કરાય છે. ગંગા ગામ વચ્ચેથી વહેછે તેથી પાકી નીક બાંધેલી છે ચોમાસામાંજ માત્ર તેમાં પાણી ભરાય છે બાકી શિયાળે ઉન્હાળે તો કોરૂજ હોય છે ભાગ્યે કોઈ ઠેકાણે જરા રેલો કે ખાબડું હોય. ગામ વચ્ચે કુષાવત નામનો કુંડ છે તેમાં સ્નાનનું ઘણું માહાત્મ્ય છે તેમજ તેને કીનારે પીંડદાન થાય છે. દર સોમવારે માહાદેવજીનો વરઘોડો ચઢીને અહિં આવે છે તે વખતે એવું કહેવાય છે કે નવસે નવાણું નદી આ કુંડમાં વાસ કરેછે. આવા વેહેમથી ઘણા લોકો તે વખતે કુંડમાં સ્નાન કરે છે. બાજુ ઉપર બીલ્વ તીર્થ નામનું તળાવ છે, તથા કાંચન તીર્થનો કુંડ છે. તેની પાસે કનખલ તીર્થનો કુંડ છે તેમાં સ્નાનનું બહુજ ફળ છે તે વિશે નિચે પ્રમાણે શ્લોક છે.

## श्लोक.

**गंगाद्वारे कुशावर्त्ते बिल्वके नील पर्व्वते**
**स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म नविद्यते ॥ १**

અર્થ—'ગંગાદ્વાર, કુષાવર્ત, બિલ્વક, નીલ પર્વત તથા કનખલ, આ પાંચ તીર્થમાં સ્નાનથી ફરી જન્મ થતો નથી. ત્રંબકેશ્વર માહાદેવ બાર જ્યોતિઃ† લિંગમાંનું એક છે. બાર જ્યોતિર્લિંગ કિયાં કિયાં તથા ક્યાં ક્યાં છે તે આ નીચેના શ્લોકથી માલમ પડે છે.

## श्लोक.

**सौराष्ट्रसोमनाथश्चश्रीशैलेमल्लिकार्जुनम्**

† જે બાણુ પૃથ્વીમાંથી પોતાની મેળે નીકળે છે તેને જ્યોતિર્લિંગ કહે છે.

उज्जायिन्यांमहाकालमोंकारममरेश्वरम् ॥ १
पर्यल्यांवैद्यनाथश्चडाकिन्यांभीमशंकरम्
सेतुबन्धेतुरामेशंनागेशंदारुकावने ॥ २ ॥
वाराणस्यान्तुविश्वेशंत्र्यम्बकंगौतमीतटे
हीमालयेतुकेदारंघुसृणेशंशिवालये ॥ ३ ॥
एतानीज्योतिःलिंगानिसायंप्रातःपठेन्नरः ॥
सप्तजन्मकृतंपापंस्मरणेनविनश्यति ॥ ४ ॥

ત્ર્યંબકેશ્વરના દર્શનથી તો તત્કાળ પાતક નાશ થાય છે તેનો શ્લોક પણ નીચે લખ્યો છે.

## श्लोक.

सह्याद्रिशीर्षेविमलेवसंतंगोदावरीतीरपवित्रदेशे
यद्दर्शनात्पातकनाशमाश्रुप्रयातितंत्र्यम्बकमीशमीडे॥१॥

આ તીર્થમાં બ્રાહ્મણ ભોજન કરવું હોય તો ગોરને કહેવાથી ગોર તેને ઘેર કરાવે છે. પછી આપણને દક્ષિણા આપવા લઇ જાય છે તે વખતે માણસ ગણાવે છે, પછી તેના ભાવ પ્રમાણે આપણી પાસેથી પૈસા લેછે આ પ્રમાણે આખા દક્ષિણ દેશમાં રીવાજછે.

બ્રાહ્મણ જમાડવાનો ભાવ નીચે પ્રમાણે બધે સરખોજ છે.

લાડુના જમણનો એક રૂપીઆનો એકથી દોઢ બ્રાહ્મણ.

પૂરણપોળીના એક રૂપીઆના ત્રણ બ્રાહ્મણ.

+વરૂણભાતના એક રૂપીઆના ચાર બ્રાહ્મણ.

આ પ્રમાણે આપણી પાસેથી મજરે લે છે. સાત વરસનું

---

+ વરૂણ એટલે ઢીલી દાળ.

છોકરૂં પણ ગણતરીમાં ગણે છે.

અહિંની યાત્રા પૂર્ણ કરી પાછા હમે નાશિક આવ્યા. ને ત્યાં એક દિવસ રહી આગળ જબલપુર તરફ ચાલ્યા. અહિંથી જબલપુર સુધી એકે પ્રખ્યાત યાત્રા નથી.

નાશિકથી ત્રીજું સ્ટેશન મનમાડનું આવે છે ત્યાંથી રેલની શાખા દોંડ તરફ જાયછે જે વિશે આગળ જણાવેલુંછે. મુંબાઇથી પ્રથમથી નાશિક આવી વિઠ્ઠલનાથજી જનારને આ રસ્તો ફાયદા કારક છે.

મનમાડથી ત્રીજું સ્ટેશન નાનગામનું આવેછે. અહિંથી ઓરંગાબાદ જવાને પાકી સડક છે. મેલટ્રેન જતી ને આવતી ગયા પછી તરત ભાડાની ગાડીઓના ટપ્પા ચાલેછે. ઘોડાની તેમજ બળદની ગાડીઓ ભાડે મળેછે. સલાટ, સુતાર તથા કડિયા લોકો તેમના ઈષ્ટ વિશકર્માની યાત્રાએ આ સ્ટેશનથી જાયછે. મારી સાથે અમદાવાદનો સાંકડી શેરીનોસુતાર સોબતમાં હતો તે આ સ્ટેશને ઉતર્યો.

નાનગામના સ્ટેશનથી ૧૩ મૈલપર માઇજીનું સ્ટેશન આવે છે. આ ગામ મહોટું છે. અહિં બાર મહિનામાં એક વખતે એટલે દર જાન્યુઆરી મહીનામાં મહોટો મેળો ભરાયછે તે વખતે દેશાવરોના પુષ્કળ વેપારીઓ જુદી જુદીજાતનો માલ લઇ અહિં વેચવા આવેછે. તેમાં મુખ્ય કાપડનો વેપાર ઘણો ચાલે છે. અમદાવાદના ઘણા વેપારીઓ એ મેળામાં જાય છે. મેળો ૭ અઠવાડીઆં સુધી રહેછે. મેળો ભરાવાનું મથક સ્ટેશનથી બે મૈલપર જ્યાં મોહોટા દહેરામાં વિષ્ણુની પીતળની મૂર્ત્તિ છે ત્યાં છે. આ મેળામાં ખાનદેશના કલેકટર સાહેબ ઘણી મહેનત લેછે.

આ સ્ટેશનથી ૧૩ મૈલપર ત્રીજું સ્ટેશન જળગામનું આ-

વે છે. આ પણ વેપારના મથકનું શહેર છે. આ શહેરમાં અમદાવાદના મશરૂના કેટલાક વેપારીઓની દુકાનો છે. નદીને કીનારે અઠવાડીઆમાં એક વખતે ખાનદેશની પેદાશની તમામ ચીજનો બજાર ભરાય છે. શહેર સ્ટેશનથી એક મૈલ છેટે છે. શહેરમાં સગવડવાળી ધર્મશાળા છે. ગામથી બે મૈલપર મ્હોટું સરોવર જોવા લાયક છે. રૂના વેપારનું આ મથક છે, તેથી ગ્રાહામ કંપનીના તેમજ મોફ્રયુસીલ કંપનીના ગાંસડીઓ બાંધવાના બે મ્હોટા પ્રેસ છે તથા સુતર કાતવાનું, ને કાપડ વણવાનું પણ કારખાનું છે. આ સિવાય બીજાં કેટલાંક નાંના કારખાનાં છે. વેપાર સારો ચાલે છે. અહિંથી આગળ ચાલતાં તાપી નદીના કિનારાપર આવેલું પ્રખ્યાત ભૂસાવલ શહેર આવ્યું. આ શહેરમાં મ્હોટી ધર્મશાળા છે ત્યાં ન જતાં સ્ટેશન નજીકની ધર્મશાળામાં અમે ઉતર્યા. શહેરમાં જાહેરબાગ જોવા લાયક છે. અહિંના આસિસ્ટંટ કલેકટર સાહેબનો મુકામ આ શહેરમાં રહેછે.

આ શહેરથી રેલવેની એક બીજી શાખા નાગપુર તરફ જાયછે. નાગપુર અહિંથી ૨૪૩ મૈલને અંતરે કાપડના વણાટનું પ્રખ્યાત શહેર છે. રેશમી ધોતીજોટા તથા સાડીઓ આ શહેર જેવી આખા હિંદુસ્તાનમાં બીજા કોઇ સ્થલે થતી નથી. ઇ.સ. ૧૮૧૭ ની ૨૬ મી મેએ ઇંગ્રેજ સરકારે આ શહેર મરેઠા પાસેથી લીધું છે. જીલ્લાના મથકનું શહેર હોવાથી તમામ હીસાબી ખાતાની કચેરીએ શહેર વચ્ચે મકાનમાં આવી રહેલી છે. અહિંથી પાછા ભૂસાવલ આવતાં રસ્તામાં બડનેરા જંકશનથી એક શાખા વેપારના મથકનું મ્હોટું શહેર જે ઉમરાવતી તે તરફ જાયછે. આ શહેરમાં એક મોટા દેહેરામાં માહાદેવજીનાં દર્શન છે, તે સિવાય બીજી એકે યાત્રા નથી.

હમે સાંજના ત્રણ વાગતાં ભુસાવળનું સ્ટેશન છોડી આગળ ચાલ્યા. અઢી મૈલ ચાલ્યા એટલે તાપી નદીના પુલ ઉપર અમારી ગાડી આવી. આ પુલ તથા નદી જોતાં અમને એમજ લાગ્યું કે આ તાપી નદી નહિ હોય કેમકે સુરત આગળ તાપી વહે છે તેના પ્રમાણમાં આ ઘણીજ નાની લાગી.

ભુસાવળથી ૧૩ મું સ્ટેશન બુરાનપુરનું આવ્યું. અહિં શહેર જોવા સિવાય હમારે બીજું કામ નહોતું તેથી શહેર જોઈ અમે આગળ ચાલ્યા. સ્ટેશન નજીક ધર્મશાળા છે તેમજ ગામમાં પણ ધર્મશાળા છે. લોકો સ્વભાવે ઘણાજ મીલનસાર છે. આ આખા દેશમાં હિંદુસ્તાની ભાષા ઘણીજ વપરાય છે. શહેરને ફરતો કિલ્લો છે અને તેમાં વસ્તી ૩૦૦૦૦ માણસની છે. મુખ્ય વેપાર કાપડનો છે. જેવી રીતે નાગપુર ધોતીજોટાને સારૂ પ્રખ્યાત છે તેમજ આ શહેર સાડીઓ તથા છીટ્રીઓને સારૂ પ્રખ્યાત છે. શહેરમાં વાણીઆ બ્રાહ્મણ વગેરે ઊંચી જ્ઞાતની વસ્તી છે. અહિં પીવાની ગડાકુ ઘણીજ સરસ થાય છે તે 'ખંભીરાની' કહેવાય છે. ઊંચામાં ઊંચી વીસ રૂપૈએ શેર સુધીની થાય છે.

આ શહેર છોડી આગળ ચાલતાં ૪૩ મૈલપર ખંડવાનું સ્ટેશન આવેછે. આ સ્ટેશનથી રેલવેની એક શાખા માળવામાં થઇને ઉજ્જેણ ઉપર જાય છે ને ત્યાંથી અજમેર જઈ રજપૂતાના માંળવા રેલવેને મળેછે.

**ઉજ્જેણ**—એ માળવાની રાજધાનીનું પ્રખ્યાત શહેર ક્ષીપ્રા નદીના કીનારા ઉપર આવેલું છે. શહેરનો દેખાવ સારો છે પણ વેપાર રોજગારથી ભાગી ગએલું છે. મુખ્ય યાત્રા ૐકાર માન્ધાતા માહાદેવનાં દર્શનની છે. તે સિવાય યાત્રા નથી. એણી તરફની રેલવેને રસ્તે ઈંદોર, રતલામ, મંદેશર વગેરે મહોટાં

શહેરો છે, પણ મારો મુખ્ય હેતુ યાત્રાનો હોવાથી આગળ ન જ-
તાં પાછા ખંડવેથી જબલપોર તરફ મુસાફરી શરૂ કરી.

ખંડવાથી ૬૪ મૈલપર વેપારના મથકનું હરદા કરી ગામ આવેછે. મીક્ષટ્રેનમાં મુસાફરી કરનારને આ ગામમાં રાત રહેવું પડેછે. સ્ટેશન નજીક ખુલ્લી ધર્મશાળા છે. આ ગામમાં મારી ગ્નાતના અમદાવાદના વેપારી તે વખતે ત્યાં હોવાથી રાત રહી, તેમની મુલાકાત કરી સવારે આગળ ચાલ્યા. હરદાથી છઠ્ઠું સ્ટે-શન ઈટારસીનું આવે છે, ત્યાંથી ભોપાલ સુધી રેલવેની એક શા-ખા નર્મદાનો પુલ ઉતરી વિંધ્યાચળ પર્વત આગળથી જાયછે. એ પર્વતની ઉંચાઈ ૧૦૦૦ ફીટની છે. ભોપાળ એક બેગમની રા-જધાની છે. આ દેશમાં મશરૂની ખપત વધારે હોવાથી અમદા-વાદના વેપારીની કેટલીક દુકાનો ત્યાં છે. ભોપાળ શહેરના નજીક બાર ગાઉનું મ્હોટું તળાવછે તેથી તે તળાવ ભોપાળના નામથી પ્રસિદ્ધ છે. ઈટારસીથી આગળ મીરગંજનું સ્ટેશન આવેછે, ત્યાંથી જબલપોર દશ મૈલ રહે છે. આ સ્ટેશનથી મારબલના પથ્થર નીકળે છે ત્યાં જવાય છે. સ્ટેશનથી એવા પથ્થરનો ખડક આ-શરે અઢી મૈલ દૂર છે. તેને ઈંગ્રેજીમાં ( Marble rock ) કહે છે. આ સ્ટેશન ઉપર મેલટ્રેન ઉભી રહેતી નથી તેમજ ત્યાં ખ-ડકે જનારને ભાડે ગાડીઓ મળતી નથી તેથી જબલપુરથીજ ભાડે ગાડીઓ કરી જવું સહેલું પડે છે. જબલપુરના પહેલું સ્ટે-શન છીંટવાડાનું આવેછે.

**જબલપુર**—આ શહેર સ્ટેશનથી બે મૈલ છેટે છે. આ સ્ટેશનપર બીજી વાર આવવાની કોઇ પરદેશી મુસાફર બાયેશ બાગ્યેજ રાખે, કેમકે એકતો મુંબાઇથી બેઠેલો મુસાફર પચીસ કલાકે અકળાએલો અહિં ઉતરે ને તે કેવળ અજાણ્યો હોવાથી

સ્ટેશનના નોકરને કાંઇ આપવાની હીમત ચલાવે નહિં તેથી તેને પકડી સામાન જોખવા લઈ જાય અને ત્યાંના નિર્દય લોકો બે કલાક તેને ખોટી કરે છે તેથી તે પૂરે પૂરો હેરાન થાય છે. આ રસ્તે મુસાફરી કરનાર કોઇપણ માણસ આ સ્ટેશનનો પોકાર કર્યા વગર ભાગ્યેજ મળેછે. સ્ટેશનપરથી છુટી સ્ટેશન નજીકની એક ઘણીજ અડચણો વાળી ધર્મશાળામાં હમે મુકામ કર્યો. આ ધર્મશાળામાં કોઈ પણ પ્રકારનું સુખ મુસાફરને મળતું નથી. અમે ઘણી હરકતે રાત કાઢી ને સવારે શહેર તરફ જોવા ચાલ્યા. રસ્તો શહેરસુધી સડકનો છે. રસ્તે ૧ મૈલપર સુશોભિત કેદખાનાનું મકાન છે, અને સરકારી જાહેર બાગ છે તેમાં સોમવાર અને શનિવારે વાજુ વાગે છે. શહેરમાં બજારનો ભપકો સારો છે; તેમજ હુન્નરશાળા( Arts school ) જોવાલાયક છે. મુખ્ય વેપાર સેત્રંજીઓ તથા તંબુનો છે. આ શહેરના જેવા તંબુ આખા હિંદુસ્તાનમાં કોઇ ઠેકાણે બનતા નથી. આ પ્રાંતના કમિશનર સાહેબનું મુખ્ય મથક આ શહેરમાં છે. શહેરથી ચાર મૈલના પાકે રસ્તે જતાં નર્મદા નદી આવે છે, તે આ શહેરથી વીસ મૈલ પરથીજ નીકળેલી છે. આ દેશમાં ખાવા પીવાને કોઇ તરફની અડચણ પડતી નથી. ગમેતેવું નાહાનું ગામ હોય તો પણ તેમાં હલવાઇની દુકાન તો હોયજ. ભાષા હિંદુસ્તાની ચાલવાથી તે તરફની પણ અડચણ પડતી નથી. શહેરનો તમામ દેખાવ જોઈ હમે સ્ટેશન નજીકની ધર્મશાળામાં આવ્યા. બીજે દહાડે સવારે સ્ટેશનપર ગયા. અત્યારસુધી જી. આઇ. પી. રેલવેની ગાડીમાં મુસાફરી કરતા હતા તે મટીને હવે હમારે પૂર્વ હિંદુસ્તાન રેલવેની ગાડીમાં મુસાફરી શરૂ થઈ. આ રેલવેના દરેક સ્ટેશને ઉઘાડે છોગ પાન સોપારી ( લાંચ ) સ્ટેશનના નોકરને આપ્યા વગર

આરામથી મુસાફરી થવી મુશ્કેલ છે. હમે પણ આ ધારાને અનુસરીને વગર હરકતે આગળ ચાલ્યા. આ લાઈનની ગાડીઓ તો મોહોટા કદનીજ છે પણ સ્ત્રી પુરૂષને બેસવાને જુદા વર્ગ નથી તેથી સર્વેને ભેગીજ મુસાફરી કરવી પડેછે. આ તરફની ગાડીઓમાં ચાર વર્ગ છે, એટલે ત્રીજા ને બીજાની વચ્ચે ઇંટરમીજીએટ વર્ગની ગાડી બીજા કલાસથી ઓછા ભાડાની જોડાય છે. સવારે આઠ વાગતાં જબલપુર છોડી અમારી ગાડી આગળ ચાલી તે સાંજે ૧૫૭ મૈલની મુસાફરીએ માણુકપુરના સ્ટેશને પહોચી. આ સ્ટેશનથી ચિત્રકોટ બાર ગાઊ બળદ ગાડીએ જવાય છે. સ્ટેશન નજીક ધર્મશાળા છે તેમજ ભાડાની ગાડીઓ પણ અહિંથીજ મળે છે. આ સિવાય આના પહેલાંનું સ્ટેશન મારકુંડીનું આવેછે ત્યાંથી પણ ચિત્રકોટ સરખેજ અંતરે છે, પણ ત્યાં જતાં ઘણીજ અડચણો પડવાથી આ સ્ટેશને ઊતરવું સારૂં છે. બળદ ગાડીઓ વાળા નઠારો રસ્તો હોવાથી દસ કલાકે પહોચાડે છે. અહિં ચિત્રકોટમાં પણ ગોર લોકો ઊતારો આપે છે. ગામમાં મુખ્ય યાત્રા રામચંદ્રજીનાં દર્શનની છે તથા એક ચોતરા ઉપર તુળસીદાસની મૂર્તિ છે. તે સિવાય ચોતરા ઉપર પથ્થરનો મહોટો ઓરસિઓ છે તેની આસપાસ ચંદનનાં વૃક્ષ છે તે વિશે નીચે પ્રમાણે કહેવાયછે.

**चित्रकोटके घाटपर हय चंदनकी भीर**
**तुलसीदास चंदन घसे तिलक करे रघुवीर.**

આ યાત્રા પૂર્ણ કરી પાછું મારકુંડી કે માણુકપુર આવવું પડે છે. અહિંથી આગળ જતાં અલાહાબાદના પહેલું સ્ટેશન નયનીનું આવ્યું. હમારે અડેલમાં માહાપ્રભુજીની બેઠક છે ત્યાં જવું હતું તેથી આ સ્ટેશનપર ઉતર્યા ને સ્ટેશન નજીકની ધર્મશાળામાં

મુકામ કર્યો. ત્યાંથી અડેલ ત્રણ ગાઉ છે. બળદ ગાડીઓ ભાડે કરી સવારે આઠ વાગતાં અમે અડેલ પહોચ્યાં.

**અડેલ.**—આ નાહાનું ગામ જુમના નદીના કીનારાપર છે. પ્રથમજ અમને જુમનાજીનું દર્શન તથા સ્નાન આ ઠેકાણે થયું. ગામ વચ્ચે આચારજી માહાપ્રભુજીની બેઠક છે તેમાં એક બાજુએ અમે મુકામ કર્યો. રોજ માહાપ્રભુજીને અણુસખડીનો ભોગ ધરાવાય છે. આપણને પણ અડકીને ભોગ ધરવા દે છે. પ્રસાદ લઇ સાંજના પગ રસ્તે અમે અલાહાબાદ તરફ ચાલ્યા. અહિંથી અલાહાબાદ પણ ત્રણજ મૈલ જુમનાને સામે કાંઠે છે. બે મૈલપર જુમનાનો વિશાળ પુલ આવ્યો. આ પુલ જોતાંજ આપણા દેશનો કોઈપણ માણસ આશ્ચર્ય પામ્યા વગર ના રહે, કેમકે આવો પુલ આપણા દેશમાં નથી. આ પૂલના ઉપર ઘોડા, ગાડી તથા માણસ વગેરે જાયછે ને તેના ઉપર બીજો માળ છે તે ઉપરથી રેલગાડી જાય છે. પુલ ઉતર્યાનો માણસદીઠ એક પૈસો આપવો પડે છે. અમે આગળ ચાલ્યા એટલે અમને આ ગામના ગોરનો નોકર મળ્યો. અલાહાબાદને આપણા લોક પ્રયાગરાજ કહેછે. શહેરની પાછળ કેટલાંક પરાં છે તેને ગંજ કહેછે. અહિંના ગોર લોકોનાં ઘર ઘણાં ખરાં કીડગંજ તથા દારાગંજમાં છે. હમારા ગોરનું ઘર દારાગંજમાં હોવાથી અમારો મુકામ ત્યાં થયો. આ શહેરમાં મુખ્ય યાત્રા ગંગા, યમુના તથા સરસ્વતીનો સંગમ જેને ત્રિવેણી કહેછે તેમાં સ્નાન કરવાની છે. બીજે દહાડે સવારે ગોર આવી અમને ત્રિવેણીપર તેડી ગયો. અમારો મુકામ જોને ત્રિવેણી તરફજ હતો તોપણ ત્રિવેણી દોઢ મૈલને અંતરે છે. અમે જ્યારે ત્રિવેણીના ઘાટ ઉપર આવ્યા ત્યારે ત્યાં અમને નવાઇ જેવો દેખાવ નજર આવ્યો. અહિં દરેક ગોરે પોતાની પા-

ટ નાંખી તે ઉપર લાંબો વાંસ ઉભો રાખી ઉપર પોતાનું નિશાન મોટા લૂગડા ઉપર છત્રીને ઘાલેલું હોયછે. એ નિશાનોમાં કોઈમાં હાથી, કોઇમાં ઘોડા, કોઈમાં પલટણ વગેરે જુદી જુદી આકૃતિઓ કાઢેલી હોયછે. એવાં નિશાન આશરે ત્રણસેંથી વધારે હતાં. આનું કારણ એમ બતાવ્યું કે નાહીને આવતાં યજમાન પોતાના ગોરનું સ્થળ ભૂલી ના જાય માટે એવાં નિશાન રાખવામાં આવેછે. અહિં મુંડણ કરાવવું પડે છે તેમજ પિંડદાન પણ કરવું પડેછે. પછી ગંગા યમુનાના સંગમમાં સ્નાન કરાવેછે. ફકત ગંગા ને યમુનાનો સંગમજ દેખાયછે. બાકી કિલ્લા પાછળ એક કુવો છે તેને સરસ્વતી કહેછે. અહિં સ્નાન કરાવી પાસેના પરામાં એક નાહાના મંદિરમાં વેણીમાધવનાં દર્શન કરાવી અમને પાછા ઉતારે લેઈ જતાં અલાહાબાદનો કિલ્લો રસ્તામાં આવ્યો તે જોવાને ગોર અંદર તેડી ગયો. આ કિલ્લો જુમના નદીના કીનારાપર છે ને ફરતી મ્હોટી ખાઈ છે. અંદર એક ભોંયરૂં છે તેમાં પ્રયાગવડનાં દર્શન છે. એ પ્રયાગવડનું સુકું ઠુંઠુ અંધારામાં ઘાલી મૂકે છે. આ યાત્રાને લીધે આ કિલ્લો લોકોને જોવાને મળેછે. ઇંગ્રેજ સરકાર તરફથી દર્શન કરવા જનારને રોકવામાં આવતાં નથી. અહિં યાત્રાળુ શાકમાં એક ચીજ ના ખાવી એવું નીમ લે છે. દર્શન કરી અમે ઉતારે આવ્યા. યાત્રાળુઓ ગંગાજળ પણ આ પ્રયાગ આગળ દશાશ્વમેધનો આરો છે ત્યાંથી ભરી લેછે કેમકે કાશીમાં તો સંગમ થઈને આવેછે તેથી ત્યાંનું જળ તે શુદ્ધ ગંગાજળ ના કહેવાય. અહિંના દશાશ્વમેધના આરા આગળ ગંગાજી એકલાં વહેછે. જ્યારે મકરનો સૂર્ય થાય છે ત્યારે (એટલે ઉત્તરાયણના પર્વ ઊપર) ત્રિવેણીનો મેળો ભરાયછે ને નદીની રેતમાં સેંકડો દુકાનો મંડાય છે.

આ યાત્રા પૂર્ણ કરી અમે અહલાબાદ શહેરના બજારમાં ગયા. અહિંનો બજાર ભપકાબંધ છે. વચ્ચે મારકીટનું મકાન ચુનાગચ્છીનું બાંધેલું છે. કોઈ જાતનો વખાણવા લાયક મ્હોટો વેપાર ચાલતો નથી. મુખ્ય બજારથી સ્ટેશન નજીક છે. આ શહેરમાં મુખ્ય જોવા લાયક સ્થળ આલફ્રેડબાગ, હાઈ કોર્ટ, મેયો-કોલેજ અને ટાઊન હોલ એ છે. હમારે હવે આ શહેરનું તમામ કામ ફારગત થયું હતું, તેથી રાતના અમે સ્ટેશનપર ગયા. આ સ્ટેશનનો વિસ્તાર ઘણો છે. સ્ટેશનપર રાત્રે અજવાળા સારૂ ગ્યાસના દીવા બાળે છે. આ સ્ટેશનથી એક શાખા કાનપુર થઇ દિલ્હી તરફ જાયછે ને બીજી કલકત્તા તરપ જાયછે. આ સ્ટેશન પરના નોકરોની લુંટ જોતાં અમારા મનમાં જે અત્યાર સુધીનાં સ્ટેશનો ઉપરનો જુલમ વધારે લાગતો હતો તે જતો રહ્યો, ને એમજ ખાત્રી થઇ કે આ દેશમાં આ રીવાજ સાધારણ છે.

અમારી મુસાફરી હવે બનારસ તરફની હોવાથી રાતના અગીયાર વાગે હમે કલકત્તા તરપની ગાડીમાં સવાર થયા. આ સ્ટેશનથી બનારસ શહેર ૧૦૧ મૈલને અંતરે ગંગા નદીના કીનારાપર આવી રહેલું છે. રસ્તામાં મીરજાપુરનું સ્ટેશન આવ્યું પરંતુ ત્યાં કોઇ પણ યાત્રા ના હોવાથી હમે ત્યાં ના ઉતરતાં ત્યાંથી ત્રીજું સ્ટેશન ચુનારગઢનું આવ્યું ત્યાં ઉતર્યા. આ સ્ટેશનને આપણા લોકો ચરણાટ કહે છે. ચુનારનો કિલ્લો ઘણોજ વખાણવા લાયક છે. આ ગામમાં મુખ્ય યાત્રામાં એક મુસલમાનના ઘરમાં ગજાધરનું પગલું છે. ઘરધણી માથાદીઠ બે પૈસા લઈ દર્શન કરવા દેછે. યાત્રા કરી હમે રેલ ગાડીમાં બેશી આગળ ચાલ્યા એટલે ત્રીજું સ્ટેશન મોગલસરાનું આવ્યું. આ સ્ટેશન જેટલો બહોળો વિસ્તાર આ લાઇનમાં બીજા કોઈ સ્ટેશનનો નથી.

હમારે અહિં કલકત્તાની ગાડીમાંથી ઉતરી બનારસ તરફની શાખાની ગાડીમાં બેસવું પડયું. અહિંથી ગાડી ચાલી તે રસ્તામાં એક સ્ટેશન ન આવતાં બનારસનું સ્ટેશન જેને બેહેરામઘાટ કહેછે ત્યાં આવી રોકાઈ. હાલમાં તો ગંગા ઉપર પાકો પુલ થઇ જવાથી ગાડી ઠેઠ શહેરમાં આવેછે, પણ હમે ગયા તે વખતે તો આજ સ્ટેશને ઉતર્યા. હમારો ગોર સામે આવેલોજ હતો. શહેરમાં જવાને નાવનો એક પુલ બાંધેલો હતો તે ઉપર થઇ ગંગા ઉતરી સામે પાર ગયા કેડે પોણો મૈલ ચાલવું પડે તેમ હોવાથી હમે વાહાણમાં બેસીનેજ શહેરમાં ઉતારાના નજીક ઉતર્યા. અને ત્યાંથી ગોરે અમને તેને ઘેર તેડી જઇને ઉતારો આપ્યો. ગોરને લીધે ઉતારાની હરકત તો અમને ના પડી પણ એક બીજી અણધારી અડચણ એ આવી કે હમે આગગાડીમાં ઉતર્યા તે વખતથીજ સ્ટેશન ઉપરથી બે ચાર આદમી હમારી પાછળ આવતા હતા, તે આ વખતે હમારા મુકામ આગળ આવી અંદર અંદર લઢવા લાગ્યા. ગોરને પુછતાં એમ જણાયું કે આ લોકો તો આ ગામના દલાલ છે. બધાં શહેર જોયાં પણ આવો દલાલનો જુલમ બીજા કોઈ શહેરમાં નથી. અહિં દલાલની સંખ્યા આશરે સોળસેંની છે. તે લોકો હમેશાં સ્ટેશન ઉપર જાયછે અને કોઈ સારો માણસ ઉતરે એટલે જેટલા હાજર હોય તેટલા તેની પાછળ જાયછે ને પછી માંહો માંહે તે ઉતરેલાની હરાજી કરી જે વધે તે એની દલાલી કરે એમ ઠરે છે અને હરાજીમાં ઉપજેલા પૈસા બાકીના બધા સરખે ભાગે વહેંચી લે છે. પછી પેલો નક્કી થએલો દલાલ મુસાફરની પાછળ ફર્યા કરે. જો કે આપણને ખબર પણ નથી પડતી કે આપણી પાછળ કોઈ છે, તેમ છતાં વેપારી તેને વેગેળથી દેખીનેજ દલાલી ચઢાવે છે. દલાલી પણ

એક રૂપિએ એક આના પ્રમાણે છે. જો કોઇ યાત્રાળુ હોય તો તેને બમણો માર ખમવો પડેછે, એટલે એક આનો દલાલ ખાય ને એક આનો ગોરનો ચઢેછે. દલાલીની બાબતમાં ગોર લોકો જો કે બ્રાહ્મણ છે તોપણ પગનાં પગરખાંની દલાલી પણ મુકતા નથી. આ ગામનો આ રીવાજ તો ત્યાં જતાંની સાથેજ તરત અમારા જાણવામાં આવ્યો.

મુકામ કર્યા બાદ ગંગાજીનો એક પ્રખ્યાત ઘાટ મણિકર્ણિકાનો છે ત્યાં સ્નાનનું ઘણુંજ માહાત્મ્ય હોવાથી ગોર અમને ત્યાં તેડી ગયો. આ શહેરની બાંધણીમાં ઘણીજ સાંકડી સાંકડી ગલીઓ છે, તેથી અંદરના ભાગમાં ગાડી બિલકુલ ચાલી શકતી નથી. તેમજ દરેક રસ્તો બે ચાર ગલીઓમાં થઈને હોવાથી બે ચાર દહાડા ભોમીયા થયા વગર ભૂલા પડાય છે. આ ઘાટ ઉપર ઉભા રહેથી શહેરની પૂરેપૂરી શોભા માલમ પડે છે. શહેરનાં તમામ મ્હોટાં મ્હોટાં મકાનો ગંગાજીને કિનારે આવી રહેલાં છે. તેમજ હજારો રૂપીઆ ખરચી હારબંધ ગંગાજીના ઘાટ બાંધેલા છે. આ શોભા જોઈ કોઇ પણ માણસ વિસ્મય થયા વગર નાજ રહે. અહિં ગોરે અમને સ્નાન કરાવ્યું. આ ઠેકાણે ગમે તે દક્ષિણા આપીએ તે ગોર લેતા નથી પણ આ ઘાટપર અમુક માણસો બેસે છે જે ઘાટીઆના નામથી ઓળખાય છે તેઓ લે છે.. સ્નાન કરાવી ગોર અમને સોનાના મઢેલા ઘૂમટવાળા વિશ્વનાથ માહાદેવના દહેરામાં લઈ ગયા, ત્યાં ખરેખરી કૈલાસપુરી અમને લાગી. અહિં દર્શન કરાવી અમને ઘેર લાવ્યો. રસોઈ જમી કેટલીકવાર આરામ લીધા બાદ સાંજે ગોસાંઇજી મહારાજનાં સાતે મંદિર થડમાં થડમાં હોવાથી હમને ત્યાં દર્શન કરાવ્યાં. સાંજરે સાત વાગ્યાને સુમારે મ્હોટા મંદિરના થડમાં

હલવાઇની માફક મંદિરનો તરેહ તરેહનો પ્રસાદ વેચવાની દુકાનો નીકળી. આ શહેરમાં પવિત્રતા ઘણીજ છે. રાત્રે સૂઇ રહી સવારે વેહેલા ઊઠી ગોરના ઘરમાં કુવો હતો તેમાંથી પાણી કઢાવી સ્નાન કરી ગોરને સાથે લઈ ગંગાજીના પંચગંગા નામના ઘાટે સ્નાન કરવા અમે ગયા. રસ્તામાં જતાં મારા વડીલનું બંધાવેલું શિવાલય તથા ઘર આવ્યું તે ગોરે અમને દેખાડયું, તેમજ આ મંદિરની સોંપરત એક દક્ષિણી બ્રાહ્મણને હોવાથી તેને બોલાવીને અમારી ઓળખાણ કરાવી. અત્યાર સુધી અમે એક બીજાને કાગળ પત્રથીજ ઓળખતા તેમજ પૂજન બદલ પગાર પણ દર સાલ કાગળથીજ મોકલતા, તે આ વખતે જાતોજાત મળ્યા. આ શિવાલયના નજીકમાંજ પંચગંગાનો ઘાટ છે. ગંગાજી શહેરથી નીચાણમાં હોવાથી દરેક ઘાટપર ઘણાં પગથીઆં ઉતરવાં પડેછે. ગંગાજીમાં બારે માસ અથાગ જળ રહેછે. અહિં ગોર અમને સ્નાન કરાવી ગંગાને કીનારે દુંદવિનાયકનાં તથા દાઉદજી માહારાજના મકાન જોડે કાળભૈરવનાં દર્શન કરાવી મુકામપર લાવ્યો. ગુસાંઇજીના મહોટા મંદિરમાં બારે માસ ઠાકોરજી પારણે ઝુલાવે છે ત્યાં પણ વખત થએ દર્શન કરાવી વિશ્વનાથના દેવળમાં અમને લઈ ગયા. ત્યાં માહાદેવજીનાં દર્શન કર્યા પહેલાં નજીકમાં ઢુંઢીરાજ ગણુપતિનાં દર્શન કરાવ્યાં. આ ગણુપતિ આ શહેરના કોટવાલ કહેવાય છે. વિશ્વનાથની પૂજા વાણીઆ, કણબી વગેરે લોકો પણુ અડીને કરેછે. મંદિરમાં એટલાં શિવલીંગ છે કે કદાપિ એક એક ચોખો ચઢાવીએ તોપણ બે મણ ચોખા હોય તોએં પૂરૂં ના થાય.

વિશ્વનાથજીના દેહેરાથી થોડે છેટે એક મેદાન છે ત્યાં રોજ સાંજરે ગુજરી ભરાય છે; તેમજ થોડે છેટે બીજો બજાર છે તેમાં

પણ ગુજરી ભરાય છે. આને મ્હોટી ગુજરી કહે છે. આ મ્હોટી ગુજરીમાં કેટલીક વિલાયતી કાપડની દુકાનો છે તે આખો દહાડો ખુલ્લી રહે છે. આ બંને ગુજરીઓનો સાંજની વખતે સારો દેખાવ થાય છે.

બે ચાર દહાડા પછી ગોર એક દહાડો સાંજરે અમને ભાડાની ગાડીઓ કરી શેહેરથી બે મૈલ પર દુર્ગા માતા છે ત્યાં લઈ ગયા. આ રસ્તો પાકી સડકનો છે. તેમજ આસપાસ આખે રસ્તે શેઠીઆઓના બગીચા આવી રહેલા છે.

માતાનું મંદિર પણ ઘણુંજ ભભકાદાર છે. માતાજીની મૂર્તિ તેજસ્વીછે. અંદર એક નહાનો કુંડ છે. આ મંદિરની સામે એક ગંદકીવાળા ટેકરા ઉપર નાહાની ડેરીમાં એક માતાનું અપૂજ્ય ઉઘાડું પૂતળું પડેલું છે તેને લોકો કોડીમાતા કહે છે. એવી વાત ચાલે છે કે જ્યારથી આપણે કાશીમાં જઇએ ત્યારથી જ્યાંસુધી આ માતાનાં દર્શન કરવા ના જઈએ ત્યાં સુધી માથાદીઠ એક કોડી આપણે માથે દેવું ચઢે છે. હમે પણ આ વહેમને અનુસરી આ માતાને કોડીઓ ચડાવી. આ વાતથી કાશીના લોકો તદ્દન અજાણ્યા છે પણ કોણ જાણે આપણા લોકમાં એ વહેમ ક્યાંથી પેસી ગયો હશે તેની સમજ પડતી નથી. આપણે મુકેલી કોડીઓ પાસે રમતાં ભંગીઆ વગેરે હલકી જાતનાં છોકરાં ઉપાડી લે છે તે નજરે જોવા છતાં યાત્રાળુઓ તેને તીર્થરૂપે માને છે. આ દર્શન પૂર્ણ કરી અમે પાછા ફર્યા તે રસ્તાના બાગ જોતા જોતા સાંજરે મુકામપર આવ્યા. બીજે દિવસે સાંજરે બનારસથી એક મૈલપર ભૈરવની લાટ છે ત્યાં ગયા. આ રસ્તો દુર્ગા માતાના જેવો સરસ નથી, પણ જ્યારે ઠેઠ પહોચીએ છીએ ત્યારે આસપાસની ઝાડની લતાઓ પુશ્કળ આણંદ પમાડેછે.

વચ્ચે એક ચોતરા ઉપર ચાર ગજના આશરાની ઉંચાઇનો એક સ્તંભ છે તેને લાટ કહેછે. એ લાટની આસપાસ આઠ બાજુ-પર આઠ પથ્થરની ચોકીઓ છે તેમને અષ્ટ ભૈરવ કહેછે. પાસે કેટલાક પથ્થરના કુતરા બેસારેલા છે. આની ડાબી બાજુએ એક બગીચો છે, ને બગીચાની ચારે પાસે બાંધેલું એક તળાવ છે તેને કપાળમોચન તીર્થ કહેછે. આ (કુંડ) તળાવમાં સ્નાન કર-વાથી બ્રહ્મહત્યા છુટી જાય એમ કહેવાયછે. પાણી ગદકીવાળું હોવાથી અમે તેમાં સ્નાન ન કરતાં મારજન કર્યું. આસપાસની હવા ખાઈને અમે સાંજે પાછા ઊતારે આવ્યા. રાતરે અમારી સોબતવાળા બધાએ બીજે દિવસે સવારે અંતરગૃહી*કરવાનો વિ ચાર કર્યો.

કાશીની યાત્રામાં દરરોજ અંતઃગૃહીનાં દર્શન કરવાં જોઇએ પ, બધી અન્ત ગૃહી કરતાં ત્રણ મૈલ ચાલવું પડેછે, તેથી જો ના બ ની શકે તો દર સોમવારે તો અવસ્ય કરવીજ જોઈયે. અમારો મુકામ આ ક્ષેત્રમાં દોઢ મહીનાનો હતો તેટલા વખતમાં ઘણી યા-ત્રાઓ કરવાની હતી તેથી અમારાથી બે વારજ અંત.ગ્રહી થઈ હતી. એ યાત્રા કોઈપણ ભોમીયા માણસ વગર બની શકતી ન-થી, તેથી ઘાટપરથી એક બ્રાહ્મણ હમે સાથે લીધો. આ બ્રાહ્મણ-ને ચારઆના દક્ષિણા તથા એક સીધુ આપ્યાનો રીવાજ છે.

---

* જેમ કોઈ મોટા માણસ પાસે જવા પહેલાં તેના હાથ નીચેના ક્રમે ક્રમે માણસની મુલાકાત લીધા પછી મહોટાને મ-ળાય છે તેમજ આ ક્ષેત્રમાં વિશ્વનાથ મોહોટા મનાય છે તેથી તેમનાં દર્શન કર્યા પહેલાં તેમના હાથ નીચેના ગણાતા ૮૪ જુ-દા જુદા દરજાના માહાદેવજી છે તેમનાં અનુક્રમે દર્શન કર્યા પછી છેવટે વિશ્વનાથનું દર્શન કરવું એવો રિવાજ છે.

સવારે ભોમીઆને લઈને અમે એ અન્તઃગૃહી જેને આપણા લોકો અંતરગહ્રી કહે છે તે કરવા નીકળ્યા.

તે બ્રાહ્મણે પ્રથમ હમને ગંગાજીમાં સ્નાન કરાવી પાંચ ગણપતિનાં દર્શન કરાવ્યાં. **मोद, प्रमोद, सुमुख, दुर्मुख,** અને **गणनायक,** એવા નામના એ પાંચ ગણપતિ છે. પછી વિશ્વેશ્વરનાં દર્શન કરી મુક્તિ મંડપમાં વિશ્રામ લઈને નિયમને ગ્રહણ કરીને પુનઃ મણિકર્ણિકાના તીર ઉપર જઈને ત્યાં સંકલ્પપૂર્વક સ્નાન કરીને મૌન રાખી ( ચુપા ચુપ ) મણિકર્ણિકેશ્વરનું પૂજન કર્યું અને પછી આગળ યાત્રા કરવા ચાલ્યા. એ યાત્રામાં નીચે પ્રમાણે શિવજીનાં દર્શન છે. દરેક શિવજી ક્યાં ક્યાં તે લખતાં ઘણી જગા રોકાય તેથી-ફક્ત તેમનાં નામજ લખીએછીએ.

## अन्तःगृहीनादेवतानां नाम क्रमथी लख्यां छे.

**૧ મણિકર્ણકેશ્વર, ૨ કમ્બલેશ્વર, ૩ અશ્વતરિશ્વર, ૪ વાસુકીશ્વર, ૫ પર્વતેશ્વર, ૬ ગંગેશ્વર, ૭ લલીતાદેવ, ૮ જરાસંધેશ્વર, ૯ સોમનાથ, ૧૦ દાલભેશ્વર, ૧૧ શુલટંકેશ્વર, ૧૨ વરાહેશ્વર, ૧૩ બ્રહ્મેશ્વર, ૧૪ અગસ્તીશ્વર, ૧૫ કશ્યપેશ્વર, ૧૬ હરીકેશ્વર ૧૭ વૈદ્યનાથ, ૧૮ ધ્રુવેશ્વર, ૧૯ ગોકર્ણેશ્વર, ૨૦ હાટકેશ્વર, ૨૧ અસ્થિપ્રક્ષેપતીર્થ, ૨૨ કીકેશ્વર, ૨૩ ભારભુતેશ્વર, ૨૪ ચિત્રગુપ્તેશ્વર, ૨૫ ચિત્રઘંટદેવ, ૨૬ પશુપતેશ્વર, ૨૭ પિતામહેશ્વર, ૨૮ કાલશેશ્વર, ૨૯ ચન્દ્રેશ્વર, ૩૦ વિરેશ્વર, ૩૧ વિદ્યેશ્વર, ૩૨ અગ્નિશ્વર, ૩૩ નાગેશ્વર,**

૩૪ હરિશ્ચંદ્રેશ્વર, ૩૫ ચિન્તામણીવિનાયક, ૩૬ સેના-વિનાયક, ૩૭ સીમાવિનાયક ૩૮ કરુણેશ્વર, ૩૯ વસીષ્ટ વામદેવ, ૪૦ ત્રિસંધેશ્વર, ૪૧ વિશાલાક્ષિદેવિ, ૪૨ ધર્મેશ્વર, ૪૩ વિશ્વબાહુક, ૪૪ આશાવિનાયક, ૪૫ વ્રદ્ધાદિત્ય, ૪૬ ચતુર્વેક્રેશ્વર, ૪૭ બ્રાહ્મીશ્વર, ૪૮ મનઃપ્રકામીશ્વર, ૪૯ ઈશાનેશ્વર, ૫૦ ચંડીચંડેશ્વર, ૫૧ ભવાનીશંકર, ૫૨ ઢુંઢીરાજ, ૫૩ રાજરાજેશ્વર, ૫૪ લાંગલીશ્વર, ૫૫ નકુલીશ્વર, ૫૬ પરાનેશ્વર, ૫૭ પરદ્રવેશ્વર ૫૮ પ્રતિ ગ્રૃહેશ્વર, ૫૯ નિષ્કલંકેશ્વર, ૬૦ માર્કંડેશ્વર, ૬૧ અપસ્વરેશ્વર, ૬૨ જ્ઞાનવાપિ, ત્યાં સ્નાનકરવું ૬૩ ગંગેશ્વર, ૬૪ નંદકેશ્વર, ૬૫ તારકેશ્વર, ૬૬ માહાકાલેશ્વર, ૬૭ દંડપાણેશ્વર, ૬૮ મહેશ્વર, ૬૯ મોક્ષેશ્વર, ૭૦ વીરભદ્રેશ્વર, ૭૧ અવિમુક્તેશ્વર, ૭૨ મોદ ગણપતિ, ૭૩ પ્રમોદ ગણપતિ, ૭૪ સુમુખા ગણપતિ ૭૫ દુરમુખા ગણપતિ, ૭૬ ગણનાયક ગણપતિ, ૭૭ વિશ્વેસ્વર, ૭૮ અન્નપૂર્ણા માતા.

આ પ્રમાણે યાત્રા પૂર્ણ કરીને મંડપમાં હમને બેસારી નીચેના મંત્રો બોલાવી મૌન ત્યાગ કરાવ્યું.—

**ततोमौनंविसृज्यायमन्त्रमेनमुदीरयेत् ॥ अन्तगृहेस्य यात्रेयंयथावद्यामयाकृता ॥न्युनाऽतिरिक्तयाशम्भुःप्रीयतामनयाविभुःइतिमंत्रसमुच्चार्यक्षणंवैमुक्तिमंडले ॥ विश्रम्ययायातभवनंनिष्पापःपुण्यवाकरः ॥**

અર્થ.—જે મેં અન્તર્ગ્રહી કરી તેમાં જે કાંઇ ન્યૂન વા અધિક તેનાથી સર્વવ્યાપી વિશ્વનાથ પ્રસન્ન થાઓ. આવો મંત્ર ભણી હમને કેટલી વાર મંડપમાં બેસારીને મુકામપર આણ્યા તે વખતે બાર વાગ્યા હતા તેથી સાંજે ચોકમાં ફરવા શિવાય કાંઈ પણ કામ કરી શક્યા નહિ.

કાશી એ ખરેખરી શિવપુરી છે. આ ક્ષેત્રમાં યાત્રાનો અંત નથી તેમજ આ ક્ષેત્રનું માહાત્મ્ય પણ ઘણું છે. એવું કહેવાય છે કે મરતી વખતે શ્રી વિશ્વનાથ આવીને મરનારના કાનમાં **तारक मंत्र** મુકે છે તેથી મુક્ત થાય છે.

વળી આ કાશી ક્ષેત્ર દેવી ક્ષેત્ર છે તે વિશે પુરાણમાં નીચે પ્રમાણે લખેલું છે.

**नशिवेनविनाशक्तिर्नशक्तिरहीतःशिवः।**
**नाऽनयोरंतरंकिंचित्चंद्रचंद्रिकयोशिवः॥**

સનત્કુમાર સંહિતામાં કહેલું છે કે કાશીનો પ્રલયમાં પણ નાશ નથી.

**काशीत्रिशूलनिलयानिर्मलालयवर्जिता।**
**पुरातनीनसाजन्याप्रलयेऽपिननश्यति ॥**

શ્રી કાશીપુરી વિશ્વેશ્વરના ત્રિશૂળ ઉપર છે ને નિર્મલા, નાશરહિતા પુરાતના, ને નહીં ઉત્પન્ન થવાવાળી છે તેથી તેનો પ્રલયમાં પણ નાશ નથી. તથા મત્સ્ય પુરાણમાં પણ એજ રીતે વર્ણન છે.

**अविमुक्तगुणान्यक्तुंदेवदानवमानवैः।**
**नशक्यन्तेऽप्रमेयत्वात्स्वयंयत्रभवःस्थितः ॥**

વળી પદ્મપુરાણમાં કાશીનું પરિમાણ નીચે પ્રમાણે છે.

**मध्यमेश्वरमारभ्ययावद्देहलिविघ्नपम् ।**
**सूत्रंसंस्थाप्यतद्दिक्षुभ्रामयेम्मंडलाकृतिः॥**
**तत्रायाज्जायतेरेखातन्मध्येक्षेत्रमुत्तमम् ।**
**काशीतीयहिदुर्वेदास्तत्रमुक्तिःप्रतिष्ठिता॥**

મધ્યમેશ્વરને કેન્દ્ર ( મધ્ય બિન્દુ ) માનીને ત્યાંથી દેહેલી વિનાયક પર્યન્ત એક સૂત્રને પકડીને ચારે દિશામાં ઘુમાવીએ ને તેથી જે ઘેરાવો થાય તે ઘેરાવાનીમાંહે ગોળાકાર ક્ષેત્ર થાય તેનું નામજ વેદમાં કાશી કરી કહેલું છે. અને ત્યાંજ મુકિત પ્રાપ્ત થાય છે. મધ્યમેશ્વર દેહેલી વિનાયકથી પાંચ કોસ છે.

આ ઉપરથી જાણવાનું એટલુંજ છે કે મધ્યમેશ્વરથી દેહેલી વિનાયક સુધીનું સૂત્ર જો ચારે તરફ ફેરવીએ તો કાશીની પ્રક્રમા ત્રીસ ગાઉ થાય છે. આ પ્રમાણે પહેલાંના લોકો કરતા હતા પણ હાલના વખતમાં પોતાના સુખને વાસ્તે કેવલ વારાણસીની પ્રદક્ષિણાને પંચકોશી પ્રદક્ષિણા પુરાણના આધારથી કહીયે છીએ. કાશી ક્ષેત્ર તો ગંગાને પાર ઘણે સુધી છે. કેમકે મધ્યમેશ્વરથી ગંગાજી ૦। કોસ પણ નથી. પણ વખતને અનુસરીને ગંગાજીના આ પારથીજ પચીસ કોસની પ્રદક્ષિણા કરામાં આવે છે. હમે પણ હાલના વખત પ્રમાણે આ બીજી પ્રદક્ષિણા કરી હતી.

કાશીમાં કેટલાક આપણા દેશના લોકો વૃદ્ધાવસ્થા જોઈને રહે છે ( કાશી વાસ કરે છે. ) કાશીમાં સંન્યાસીની ઘણીજ વસ્તી છે ને તેમને રહેવાને ગંગા કીનારે મહોટા મઠ બાંધેલા છે. તે મઠમાં યાત્રાળુને પણ ઉતરવા દે છે. આમાંના કેટલાક સંન્યાસી પરદેશથીજ કાશીવાસની લાલચે આવીને રહેલા છે,

કેમકે શાસ્ત્રમાં કાશીવાસ કર્યાનું ઘણુંજ ફળ લખેલું છે. જે રીતે કાશી રહસ્યમાં લખેલું છે કે—

**असारेखलुसंसारेसारमेतच्चतुष्टयम् ।**

**काश्यांवासःसतांसंगोगङ्गाभःशिवपूजनम् ॥ १ ॥**

આ સંસારમાં વિચાર કરી જોઈએ છીએ તો ચારવાનાં સાર છે. એક તો કાશીમાં વાસ કરવો, બીજું સંતસમાગમ ત્રીજું ગંગાનું સ્નાન તથા ચોથું વિશ્વેશ્વરાદિ શિવનું પૂજન કરવું એજ મુખ્ય છે. વળી દૂર દેશમાં રહીને બ્રાહ્મણને કાશી વાસ કરાવ્યાનું ફળ પણ ઘણુંજ છે.

**वाराणस्यांनिवसतांयत्पुण्यमुपजायते ।**

**तदेवसंवासयितुःफलंभवतिनान्यथा ॥**

હવે જે કોઇ પુરૂષ કાશી વાસ કરવા વાળાને પીડા પહોચાડે છે ને તેનો કાશીવાસ છોડાવે છે તે દુષ્ટ પુરૂષ પોતાના પિતરોને સાથે લઈને સદા સર્વદા ઘોર નરકમાંજ વાસ કરેછે. કહ્યું છે કે-

**यैर्येरुद्वेजितोजंतुस्त्यजेत्काशींसुदुःखितः**

**तेतेनरकजालेषुपच्यन्तेपितृभिःसह ॥**

વળી કાશી રહસ્યમાં નીચે પ્રમાણે લખે છે.—

**शिवायतनलक्षाणिविश्णोरायतनानिच ।**

**कृतानितेनविप्रेन्द्राःस्थापितोब्रह्मणोयादि ॥**

એક લાખ શીવાલયોના બાંધવાથી તથા વિસ્ણુ મંદિરોના બંધાવવાથી જે ફળ મળે છે તેટલું ફળ એક બ્રાહ્મણને કાશી વાસ કરાવવાથી થાય છે.

આવા પવિત્ર ક્ષેત્રમાંથી મૃતિકા પણ આપણા દેશમાં ના

લાવવી. કાશીમાં માટીનાં રમકડાં ઘણાંજ સરસ થાય છે તેમજ સસ્તાં પણ તેવાં મળે છે, તો પણ નીચેના શ્લોકના આધારે આપણા દેશમાં તે લાવી શકાતાં નથી. કાશી રહસ્યમાં લખેછે કે

**काशीतोमृत्तिकाऽन्यत्रनेतुमिच्छतियःपुमान् ।**
**कुलंवैपतिततस्यरौरवेचाऽतिभैरवे ॥**

હવે કોઇ માણસ કહેશે કે કાશીમાં વાસ કરવાથી ત્યાં અમારૂં સગું વાહાલું નહિં તેથી હમને એકલાને કેમ ગમે તો તે વિશે પદ્મપુરાણમાં નીચે પ્રમાણે લખેલું છે.—

**विश्वेशोजनकोह्युमाचजननीगंगाचमातृश्वसा ।**
**ढुंढिभैरवदंडपाणिसदृशाज्येष्टाममभ्रातरः ॥**
**श्रीकाशीमणिकर्णिकेतिभगिनीभार्याममेयंमतिः**
**सत्कर्माणिसुताःसदैवसुखदाःकाश्यांकुटुम्बंमम॥**

અર્થ.—કાશીમાં શ્રી વિશ્વેશ્વરજી પિતા છે, શ્રી પાર્વતિ માતા છે, ગંગાજી માશી છે, વળી ઢુંઢીરાજ ગણપતી, કાલભૈરવ ને દંડપાણી એવા એવા મ્હોટા ભાઈઓ છે, શ્રી કાશી તથા મણિકર્ણિકા એ બે બેનો છે, પોતાની બુદ્ધિ એ ધણિઆણી છે, તથા કશીમાં રહી સત્કર્મ બને તેજ દીકરા છે; આ સિવાય બીજું કુટુંબ મોક્ષ આપી શકતું નથી—

વળી કાશી શબ્દના ઉચ્ચારનું ફળ સ્કંદ પુરાણમાં નીચે પ્રમાણે છે.

**काशीकाशीतिकाशीतीरसनायदिसंस्कृता ।**
**यस्यकस्याविभूयाच्चेत्समुक्तोनात्रसंशयः ॥**

જે કોઇ કાશી કાશી ત્રણ વાર કહે છે તે જીવનમુક્ત થાયછે

વળી મણિકર્ણિકાના વિશે કાશીરહસ્યમાં નીચે પ્રમાણે ફળ લખ્યું છે.

**सर्वतीर्थावगाहाच्चयत्पुण्यंस्यान्नृणामिह ।**

**तत्पुण्यंकोटीगुणीतंमणिकर्ण्यैकमज्जनात्**

સકલ તીર્થમાં સ્નાન કરવાથી મનુશ્યને જે ફળ થાય છે તેને કોટી ગુણિત કરવાથી જે ફળ ઉત્પન્ન થાય તેટલું ફળ એક વાર શ્રી મણિકર્ણિકામાં સ્નાન કરવાથી થાય છે.

વળી સ્કંદપુરાણમાં લખ્યું છે કે જેણે એક વાર કાશીની યાત્રા કરી નથી તેને ફરી જન્મ પ્રાપ્ત થાય છે.

**काशीविश्वेश्वरांलिंङ्गंपूजितंनामितंस्तुतम् ।**

**नतस्यविदतेकृत्यसंसृतिर्नैवजायते ॥**

કાશીખંડના છઠ્ઠા અધ્યાયમાં નીચે પ્રમાણે યાત્રાવિધી લખી છે.—

પહેલાં કાશીમાં પ્રવેશ કરી દહેલીવિનાયકનું દર્શન કરી મણિકર્ણિકામાં સ્નાન કરવું ને તે વખતે પોતાના તમામ પિતૃનું નામ લેવું. પછીથી વિશ્વનાથના દર્શન કરવાં.

આ ક્ષેત્રમાં પિંડદાન કરવું પડે છે. પ્રથમ ગોર મણિકર્ણિકાના ઘાટ ઉપર લઈ જઈને ચક્રપુશ્કરણી કરી એક કુંડ છે તેમાં સ્નાન કરાવે છે. સ્નાન કરતી વખતે જો સંબંધીઓનું નામ લેવાય તો તેમને પુણ્યનો આઠમો હીસ્સો પ્રાપ્ત થાય છે. પછી ગંગા કીનારે ઉભા રાખીને નીચેનો શ્લોક ભણાવી પ્રાયશ્ચિતનો સંકલ્પ કરાવે છે.

**विश्वेशंमाधवंढुंढिदंडपाणिंचभैरवम् ।**

**वंदेकाशींगुहांगंगाभवानींमणीकर्णिकाम् ॥**

પછી હજામત કરાવવા સારૂ પોતાના માથા ઉપર હાથ મુકાવી નીચેનો શ્લોક ગોર બોલાવે છે.—

**यानिकानिचपापानिब्रह्महत्यासमानिच ।**
**केशानाश्रित्यतिष्ठन्तितस्मात्केशान्वपाम्यहम ॥**

આ મંત્ર ભણીને હજામત કરાવીએ ત્યાર પછી સ્નાન કરાવી પિંડદાન કરાવે છે. હમે પણ બધા એ પ્રમાણે કરી મુકામ પર આવ્યા. આ ક્ષેત્રમાં જેટલાં તીર્થનું વર્ણન કરીએ તેટલું ઓછું છે. સારાંશ કે તેનો પારજ નથી. આપણા દેશમાં જેમ શ્રાવણ મહીનામાં મેળો ભરાય છે તેમજ આ શહેરમાં કેટલાક મહીનામાં યાત્રાઓ ભરાય છે તેમનાં નામ માહાત્મ્ય સાથે નીચે આપ્યાં છે.–

૧ કાશી ખંડના ૪૫ મા અધ્યાને અનુસાર *ચૈત્ર વદિ૧ ને દિવસે **चतुःषष्टीयोगीनी** ( ૬૪ જોગણીઓ ) ની યાત્રા કરવી.

૨ કાશી ખંડના અધ્યાય ૭૭ ને અનુસાર ચૈત્ર વદિ ૧૪ ને દિવસે **કેદારેશ્વરની યાત્રા. ગૌરીકુંડમાં સ્નાનકરી ગંગાજીમાં સ્નાન કરી કેદારેશ્વરનાં દર્શન કરવાં.**

૩ કાશી ખંડના અધ્યાય ૭૨ ને અનુસારે ચૈત્ર સુદ ૫ડવાને વિદસે **नवदुर्गा** ની યાત્રા કરવાથી નવ જન્મનાં પાપ જાય.

૪ કાશીખંડના અધ્યાય ૭૭ ને અનુસાર ચૈત્ર સુદ ૩ ને દિવશે **चित्रघंटा** દેવીની યાત્રા.

---

* આ બધા પુનમીઆ મહીનાની ગણત્રી છે.

૫ કાશીખંડના અધ્યાય ૪૯ ને અનુસાર ચૈત્ર સુદી ૪ ને દિવસે **મંઙ્ગલાગૌરી** ની યાત્રા કરવી.

૬ કાશીખંડના ૬૧ મા અધ્યાયને અનુસાર ચૈત્ર સુદી ૮ ને દિવસે **શ્રી અન્નપૂર્ણાજી** ની યાત્રા. આ દિવસે પ્રદક્ષિણા કરનારને પૃથ્વિ પ્રદક્ષિણાનું ફળ મળે છે.

૭ કાશીખંડના અધ્યાય ૫૭ ને અનુસાર ચૈત્ર સુદ ૮ મે **મધ્યમેશ્વર** અને **મંદાકિની**ની યાત્રા તેમજ તે દહાડે **રામતી**ર્થની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૫૭ ને અનુસાર ચૈત્ર સુદી ૧૩ ને દિવસે **કામેશ્વર**ની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૭૭ ને અનુસાર ચૈત્ર સુદી ૧૫ ને દિવસે **કેદારેશ્વર**ની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૭૫ ને અનુસાર વૈશાખ સુદી ત્રીજ ને દિવસે **ત્રિલોચને**શ્વરની યાત્રા.

કાશીખંડ અધ્યાય ૭૩ ને અનુસારે વૈશાખ સુદી ૧૪ ને દિવસે **મત્સ્યોદરી તીર્થ**માં સ્નાનની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૮૪ ના અનુસાર વૈશાખ સુદી ૧૫ ને દિવસે **ધીરતીર્થ**ની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૫૨ ને અનુસાર જેઠ સુદી ૧ થી ૧૦ સુધી **ગંગાજીના દશાશ્વમેધ તીર્થ**માં સ્નાનની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૬૩ પ્રમાણે જેઠ સુદી ૧૪ ને દિવસે **જેષ્ઠેશ્વરની** યાત્રા.

કાશીખંડના અધ્યાય ૫૫ ને અનુસારે અષાડ સુદી ૧૫ ને દિવસે **અષાઢેશ્વરની** યાત્રા.

કાશીખંડના અધ્યાય ૬૬ ને અનુસારે શ્રાવણ સુદ ૫ ને દિવસે **વાસુકીતીર્થ**ની યાયા.

કાશીખંડના અધ્યાય ૬૫ ને અનુસાર શ્રાવણ સુદ ૧૪ ને દિવસે **આદીમાહાદેવ**ની યાત્રા.

કાશીખંડના અધ્યાય ૫૬ ને અનુસાર કારતક સુદી ૧૦ **થી** પુનમ સુધી **પંચગંગાસ્નાન**ની યાત્રા.

આ પ્રમાણે યાત્રાઓ ભરાય છે.

કાશીખંડમાં તથા કાશીરહસ્યમાં નીચે પ્રમાણે યાત્રા કરવાનું લખેલું છે. જો બની શકે તો નિત્ય અન્તઃગૃહી કરવી પણ ના બને તો પ્રથમ **મુક્તિ મંડપ**માં જઈને **આદિત્ય, દ્રૌપદી, વિષ્ણુ, દંડપાણી**, અને**મહેશ્વર** એ પાંચ દેવતાનાં દર્શન કરી **ઢુંઢીરાજ ગણપતિ**નું દર્શન કરવું. પછી **જ્ઞાનવાપિ** કુવાના પાણીએ સ્નાન કરી **નંદિકેશ્વર, તારકેશ્વર**, અને **માહાંકાળેશ્વર**નું દર્શન કરીને ફરીથી **દંડપાણિ**નું દર્શન કરવું પછીથી **વિશ્વેશ્વર**નું તથા **અન્નપૂર્ણામાતા**નું પૂજન કરવું. કાશીમાં **કાલભૈરવ** છે તેનાં દર્શન તો અવશ્ય રોજ કરવાં. જો આ પ્રમાણે પણ ના બને તો **મણિકર્ણિકામાં** સ્નાન કરી **વિશ્વેશ્વર**નું પૂજન તથા **અન્નપૂર્ણા** તથા **ઢુંઢીરાજ** ગણપતિનાં દર્શન કરવાં. ઢુંઢીરાજ કાશીના કોટવાલ કહેવાય છે. **કાલભૈરવ**નાં દર્શન અવશ્ય કરવાં.

આ શિવાય એક દિવસે ગોર અમને **અષ્ટભૈરવ**નાં દર્શન કરવા લઇ ગયા. એ અષ્ટભૈરવનાં નામ નીચે પ્રમાણે છે.—

**રુરુભૈરવ, ચંડભૈરવ, અસિતાંગભૈરવ, કપાલભૈરવ, ક્રોધનભૈરવ, ઉન્મત્તભૈરવ, સંહારભૈરવ, ભીષણભૈરવ** અને **ભૂતભૈરવ**,.

આ શિવાય નીચે પ્રમાણે નવ દુર્ગાનાં દર્શન છે—

**શૈલપુત્રીદુર્ગા, બ્રહ્મચારિણીદુર્ગા, ચિત્રઘંટાદુર્ગા, કુષ્માંડાખ્યાદુર્ગા, સ્કંદમાતાદુર્ગા, કાત્યાયનીદુર્ગા, કાલરાત્રીદુર્ગા, મહાગૌરીદુર્ગા, અને સિદ્ધિદાદુર્ગા,**

આ રીતે નવ દુર્ગાનાં દર્શન છે. આ દર્શન બનતા સુધી અવશ્ય કરવાની જરૂર છે. દુર્ગારહસ્યમાં નીચે પ્રણાણે લખેલું છે—

**योनपूजयतेनित्यंचण्डिकांभक्तवत्सलाम् ।**
**भस्मीकृत्वाऽस्यपुण्यानिनिर्दहेपरमेश्वरीम् ॥**
**तस्मात्पूज्यभूपालप्रत्यहंपरमेश्वरीं**
**भुक्त्वाभोगान्यथाकामंदेवीसायुज्यमाप्नुयात्**

આશિવાય કાશીરહસ્યના આધારે નીચે પ્રમાણે યાત્રાઓ છે.

**સપ્તપુરીનાદેવતાઓ, એકાદશ મહારૂદ્ર, અને ચતુર્દશ મહાલીંગો.**

આ યાત્રાઓ દરેક માસમાં ૧૪ ને દિવસે જે કરે તેને શિવલોક પ્રાપ્તિ થાય એવું કાશીખંડમાં લખેલું છે.

આ પ્રમાણે જુદી જુદી યાત્રાઓ છે તેના જુદાં જુદાંનામ લખવાથી ઘણું લંબાણ થઇ જાય તેથી તે નથી લખ્યાં.

આ શિવાય ગુસાંઇજીનાં સાત મંદિરો છે, તેમાં મુકુંદરાયજીના મંદિરમાં મુકુંદરાયજી બારેમાસ પારણે ઝુલે છે ને તેનાં દર્શન વૈશ્ણવને થાય છે.

હવે હમારે કાશીની પંચકોશી એટલે કાશીની પ્રક્રમા કરવાની હતી, તેથી એક હોંશિયાર બ્રાહ્મણને સાથે લઈને હમે નીકળ્યા. આ પંચકોશીની યાત્રા પચીસ ગાઉની છે. રસ્તો સડકનો બાંધેલો છે ને ત્રણ ત્રણ ગાઉને છેટે મહોટી મહોટી અકેક

મુકામે ચાર ચાર પાંચ પાંચ વિશાળ ધર્મશાળાઓ બાંધેલી છે. કોઈ વાતે રસ્તે અડચણ પડતી નથી. આ યાત્રા પગે ચાલીને કરવાની છે. અશક્ત માણસને ડોળી મળે છે તેમ સડક ઉપર ગાડી પણ ચાલે છે. આ પંચકોશી યાત્રા કેટલાક માણસ આઠ દિવસે પૂરી કરે છે ને ઘણાખરા પાંચ દિવસમાં પૂરી કરેછે. હમે પણ પાંચ દિવસમાં કરેવાનો નક્કી વિચાર કરી સવારે નીકળ્યા. આ પંચકોશીમાં ચાલતાં જમણી બાજુ થુંકવું નહિં તેમજ સડકને નીચે જમણી બાજુ ઉતરવું પણ નહિ એવો નિયમ કરવો પડે છે. ધર્મશાળાઓ પણ ડાબી બાજુએ બાંધેલી છે.

હમે પ્રથમ નીકળી સવારે પંચગંગામાં સ્નાન કરી વિશ્વનાથનાં તથા બન્યાં તેટલાં બીજાં દર્શન કરી મણિકર્ણિકામાં સ્નાન કરી તથા લલીતાઘાટપર લલીતા દેવીનાં દર્શન કરી આગળ ચાલ્યા. કાશી શહેરનાં તમામ મુંદડાં આ લલીતાઘાટ ઉપર બાળવામાં આવેછે. આગળ દુરગામાતા આવ્યાં તેનું દર્શન કર્યું. દુરગામાતાની સ્તુતી નીચે પ્રમાણે.—

**जय दुर्गे महा देवि जय काशी निवासिनी**

**क्षेत्र विघ्न हरे देवि पुनर्दर्शनमस्तुते ॥**

ત્યાંથી આગળ કર્દમેશ્વરનાં દર્શન કર્યાં. અમે આ આખો દહાડો કર્દમેશ્વરમાંજ મુકામ રાખ્યો. રસ્તામાં બીજાં કેટલાંક દર્શન છે. **કર્દમેશ્વરની સ્તુતીનો શ્લોક.**

**कर्दमेश महादेवकाशिवाशिजनाप्रिय ।**

**त्वत्पूजनान्महादेवपुनर्दर्शनमस्तुते ॥**

બીજે દિવસે સવારે પૂજન કરી આગળ ચાલ્યા. રસ્તામાં

**નાગનાથ, મોક્ષેશ્વર** વગેરેનાં દર્શન કરતાં કરતાં **ભીમચંડી** મુકામે પહોચી ત્યાંજ મુકામ કર્યો. અહિં ચંડીપાઠ વગરે કરાવવા પડે છે. બીજે દિવસે સવારે ભીમચંડીની સ્તુતિ કરી આગગળ ચાલ્યા.

**श्लोक.**

**भोमचण्डिप्रचंण्डानीममाविघ्नविनाशय ।**

**नमस्तेऽस्तुगमिष्यामिपुनर्दर्शनमस्तुते ॥**

આ દહાડે રસ્તાનાં તીર્થનાં દર્શન કરતાં કરતાં રામેશ્વરમાં મુકામ કર્યો.

ચોથે દિવસે સવારે રામેશ્વરની નીચે પ્રમાણે સ્તુતિ કરી આગળ ચાલ્યા.

**श्रीरामेश्वररामेणपूजितस्त्वंसनातन ।**

**आज्ञांदेहिमहाभागपुनर्दर्शनमस्तुते ॥**

આ રામનાથ તીર્થમાં વરૂણા નદી વહે છે. એ નદી ઉપર પૂલ બાંધેલો છે તે ઉપર થઈને આગળ ચાલ્યા. રસ્તામાં શિવપુર ગામ આવે છે ત્યાં રેલગાડીની સડક ઉપર થઈને જવું થાય છે. આ ગામ મહોટું શોભાયમાન છે. કેટલાક અહિં મુકામ કરે છે પણ હમે અહિં ના રોકાતાં આગળ કપિલધારાએ ગયા. શિવપુર મુકી આગળ જતાં ગામના થડમાં બે ત્રણ રસ્તા છે તેથી આ ઠેકાણે ભોમીઆની ઘણી જરૂર પડે છે. કપીલધારામાં મહોટી મહોટી ૭ ધર્મશાળાઓ છે. અહિં એક વાર પિંડદાન કરવાથી આઠ વાર ગયામાં કર્યા બરાબર છે એવું વચન છે.

श्लोक.

नरकेस्थिताश्चयेकेचित्पितरःप्रपितामहाः
पितृलोकंतुगच्छन्तितस्मिन्च्छाद्धेकृतेतुवै ॥
गयातोऽष्टगुणंप्रोक्तंपुराणार्थविशारदैः

બીજે દિવસે સવારે હમે ઉઠી **वृषभध्वज** ની નીચે પ્રમાણે સ્તુતિ તથા દર્શન કરી આગળ ચાલ્યા.

श्लोक.

वृषभध्वजदेवेशपितृणांमुक्तिदायक ।
आज्ञांदेहिमहादेवपुनर्दर्शनमस्तुते ॥

આ પ્રમાણે સ્તુતિ કરી આગળ ચાલ્યા. રસ્તામાં કેટલાંક દર્શન કર્યા બાદ વરૂણ ગંગાને ગંગાનો સંગમ થાય છે તેમાં સ્નાન કર્યું તથા આદિ કેશવનું પૂજન કર્યું. આ છેલ્લા મુકામપરથી ચાલતી વખતે દરેક માણસ પોતાની પાસે જવ સાથે રાખેછે તે ઝોળીમાં લઈને એક એક દાણો રસ્તે વેરવો શરૂ કરે છે. રસ્તાની કેટલીક યાત્રાઓ કરતા આખરે અમે પંચગંગા ઉપર આવ્યા. ઘાટ ઉપર શ્રી **बिंदु माधवनां** દર્શન કરી આગળ **मंङ्गलागौरी** નું પૂજન કરી **सिद्धिविनायक** નું પૂજન કર્યું.

ત્યાંથી આગળ ઘાટપરનાં કેટલાંક દર્શન કરી તથા વિશ્વનાથ અને અન્નપૂર્ણાનાં દર્શન કરી મુકામપર આવ્યા. એ રીતે પંચક્રોશીની યાત્રા છે.

આ કાશી શહેર પવિત્રાઈને વાસ્તે વખાણવા લાયક છે. બીજા તીર્થના રહેવાશીઓને તે તીર્થ ઉપર કાંઈ પણ ભાવ હો-

તો નથી તેમ આ શહેરમાં નથી, પણ બધાને ધર્મ ઉપર સારો ભાવ છે. એક બીજાનું એઠું હોય તેને આ શહેરના લોકો અડતા નથી. પોતપોતાની જ્ઞાતિ વગર બીજી જ્ઞાતિવાળા સાથે ભાણા વહેવાર પણ નથી.

આ શહેરમાં સંસ્કૃત પાઠશાળાઓ છે તેમજ વિદ્યાભ્યાસ પણ ઘણો છે. બ્રાહ્મણ વર્ગમાં ભાગ્યેજ કોઇ અભણ હશે. લોકો સ્વભાવે મિલનસાર તથા શીળા છે. બોલી હિંદુસ્તાની ચાલે છે.

અહિં ત્રાંબા પીતળનાં વાસણ વગેરે ઘાટ વખાણવા લાયક થાય છે. દરેક યાત્રાળુ આ ગામના લોટા વગરે વાસણ પોતાને દેશ લાવે છે.

ઝવેરાતમાં ખોટા મણીઓ તથા તરમરીઓ વગરે સારાં ઘડેલાં મળે છે. કારીગરોની વસ્તી વધારે છે. કસબનું કામ ઘણું વખાણવા લાયક થાય છે. સોના રૂપાના બહુજ ઝીણા અને લાંબા તાર આ શહેરના કારીગર કરી શકે છે. જે મુજબ આ શહેર બારીક કાપડને વાસ્તે ઘણું પ્રખ્યાત છે, તે મુજબજ આ શહેરમાં માલ બને છે. ભારે કીંમતની સાડીઓ તથા દુપટા આ શહેરના વખાણાય છે. રેશમી પિતાંબર શ્રેષ્ટ થાય છે. ધોતીજોટાનો વણાટ સારો થાય છે પણ તે અમદાવાદી તથા નાગપુરીથી ઉતરતા બને છે. ગર્ભસુતર હીમરૂ આ શહેર જેવો બીજે થતો નથી. આ શહેરનું તમામ કાપડ બનારસીના નામથી ઓળખાય છે. હજારો રૂપીયાનો માલ પ્રદેશ ચઢે છે. આ દેશના અનાજમાં મીઠાશ વધારે છે. અહિં ઘીનો તોલ નેવુ રૂપીઆભારનો ચાલે છે તેને નીરાંજની તોલ કહે છે. ત્રાંબા પીતળનો તોલ બોતેર ભારના શેરનો છે. બાકી બધી જણશ ૮૦ ભારથી વેચાય છે. વસ્તી ઊંચ જ્ઞાતિની વધારે છે.

આ શહેરની જાજરૂ વગેરેની તમામ ગંદકી ગટરને માર્ગે ગંગાજીમાં જાય છે. ગંગા કીનારે મ્હોટાં મ્હોટાં મકાન આવી રહેલાં છે. ખાવાની તમાકુને સુધારી મશાલાદાર ગોળીઓ તથા બુરાનપરની માફક પીવાની ગડાકુ જેને ખંભીરો કહે છે તે સરસ થાય છે.

ખાવાનાં પાન બે જાતનાં વપરાયછે "સાચી" ને "બંગલા" તેમાં સાચી ઉત્તમ છે. હલવાઈની કારીગરી ઉત્તમ છે. તરેહ તરેહનાં પકવાન જે આપણા દેશીઓએ જોયાં પણ નાહોય તેવાં સુઘડાઈથી બનાવે છે. આપણા કંદોઇની દુકાનો પેઠે અહિં બોળાવાડો બિલકુલ નથી. તેમાં પણ ફરાળીની દુકાનો તો જુદીજ છે.

માનમંદિરમાં જ્યોતિષશાસ્ત્ર સમ્બન્ધીના ઘણા યંત્રો જોવા લાયક છે. ઘણા યુરોપીઅનો એ યંત્રો જોવા આવે છે.

કાશીમાં ઈંગ્રેજી તથા સંસ્કૃત પાઠશાળાઓ છે. ઘણા પરદેશી લોકો અહિં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા આવે છે.

બિન્દુમાધવનું મંદિર તોડી ઔરંગજેબ બાદશાહે બંધાવેલી મ્હોટી મસીદ પંચગંગાને કીનારે છે. આ મસીદના ઊંચા મીનારાપર ચઢેથી શહેરની બરાબર શોભા દેખાય છે. કાશીને સામેપારના ગંગાના કીનારાને ગધ્ધાક્ષેત્ર કહે છે. ત્યાંથી ત્રણમૈલ પર રામનગર કરી ગામ છે તેમાં કાશીનો પદભ્રષ્ટ રાજા રહે છે. આ ગામને રામનગર કહેછે. ત્યાં વાહાણમાં બેશીને જવાય છે. રસ્તે ગંગા કીનારે મ્હોટા મ્હોટા મઠ તથા અખાડાનાં વિશાળ મકાનો છે તેમાં સઉથી મ્હોટો નિરંજની અખાડો છે. રામનગરમાં નવરાત્રીમાં રામલીલા ત્યાંના બ્રાહ્મણ વખાણવા લાયક કરે છે. આ ગામનાં ખારેકી બોર ઘણાં વખાણાય છે. કાશીમાં પણ બોર

સારાં થાય છે પણ આ ગામમાં તેથી પણ શ્રેષ્ટ થાય છે. ગામમાં ગંગા કીનારે કિલ્લો છે તેમાં માહાદેવજીનાં દર્શન છે. તળાવ કીનારે દેવીનું મંદિર છે. આ શિવાય કેટલાંક મકાનો તથા મંદિરો છે પણ બધાંનું વર્ણન કરે પાર ન આવે. આ યાત્રા પૂર્ણ કરી હમારે આગળ જવા વિચાર હતો. અહિંથી બીજી યાત્રા ગયાજીની છે. નીકળવાને દહાડે ગોરે ઘરમાં ધૃતશ્રાદ્ધ કરાવ્યું. શાસ્ત્ર પ્રમાણે તો આ શ્રાદ્ધ કરી ભગવાં લૂગડાં પહેરીને પગ રસ્તે ગયાજી સાઠ ગાઉ છે ત્યાં ચાલીને જવું જોઈએ, પણ હાલ તો વસ્ત્રનો એક છેડો ગેરૂથી ગોર રંગી આપે છે. ધૃત શ્રાદ્ધ કર્યા પછી કાશીમાં રહેવાય નહિં તેથી તરતજ અમે નીચે પ્રમાણે કેશવની પ્રાર્થના કરી ચાલ્યા.

**जयकेशवदेवेशजायकाशीप्रियाऽच्युत ।**
**काशीप्रापयदेवेशदेहिवासंजनार्दनः ॥**

અમારે ગંગાને સામેપારથી મુસાફરી હતી તેથી હમે ગંગાજી ઊતરી સ્ટેશનપર ગયા.

અહિંથી આગગાડીમાં બેસી આગળ ચાલ્યા. રસ્તામાં મુગલસરાનું સ્ટેશન આવ્યું ત્યાં ઊતરી અહલાબાદથી કલકત્તે જવાની ગાડી ઉભી હતી તેમાં બેઠા. થોડીવારે ગાડી આગળ ચાલી. અમારે ગયાજી જવું હતું તેથી હમે અહિંથી બાંકીપુરની ટીકીટ લીધી હતી. રસ્તામાં દીનાપુર તથા બક્ષર કરી બે મ્હોટાં શહેર આવે છે, પણ કાંઇ પણ પ્રખ્યાતી તેમજ યાત્રાનું સ્થળ ના હોવાથી હમે ત્યાં ન ઉતરતાં રાત્રે આઠ વાગે બાંકીપુર ઊતર્યા. સ્ટેશનથી રેલગાડીની શાખા ગયાજી તરફ જાય છે. આ મુકામપર મ્હોટી ધર્મશાળા છે, તેમજ ઘણી સગવડ છે તેથી

કોઈ યાત્રાળુને હરકત પડતી નથી. તેમજ ગયાજીમાં શામલાલ વિઠલ વગેરે કેટલાક ગોર કે જેને ત્યાં ત્રણ ત્રણસેં ગુમાસ્તા છે તે લોકો આપણા દેશમાં ગામે ગામ રહે છે તેમાંનો કોઈપણ યાત્રાળુ સાથે હોયછેજ; ને કદાપિ ગરીબ યાત્રાળુ સાથે ના હોય તોપણ આ મુકામેથી તો ભાગ્યેજ કોઈ યાત્રાળુ ગોરના નોકર વગર ગયામાં પ્રવેશ કરી શકે; આથી કરીને આ યાત્રામાં કોઇ પણ રીતની હરકત પડતી નથી. અમારી સાથેનો શામલાલ વિઠલનો રામલાલ કરી એક નોકર અમદાવાદથીજ આવેલો હતો. આ નોકરો રસ્તામાં ઘણીજ બરદાસ રાખે છે; પગાર આપી રાખેલા નોકર કરતાં પણ તેઓ વધારે મરજી ઉઠાવે છે.

બીજે દહાડે સવારે ઉઠી રેલગાડીમાં સવાર થયા. બાંકીપુરથી બાર મૈલપર પુનઃપુના નદી આવી. આ સ્ટેશનનું નામ પણ પુનઃપુના છે. અમારે આ સ્ટેશને ઉતરવું પડ્યું, કેમકે ગયાજીનું પ્રથમ શ્રાદ્ધ અહિં થાય છે. અમે ઉતર્યા કે તરતજ ગોરનો નોકર તેના શેઠના પગારદાર શુકલને બોલાવી લાવ્યો. પછી સંકલ્પ કરાવી અમને હજામતની આજ્ઞા આપી. ખરેખરા પાડામુડીઆ હજામ કાને સાંભળ્યા હતા તે આ સ્થળે નજરે જોયા. કોઈ પણ સખ્ત માણસ આવા હજામ પાસે હજામત કરાવતાં આંખમાં આંસુ લાવ્યા વગર ભાગ્યે રહે. નાઈલાજે મારે પણ આ ઠેકાણે હજામત કરાવવી પડી, કેમકે ગયાજીમાં હજામત કરાવવાની શાસ્ત્રમાં (નિર્ણયસિંધુ વગેરેમાં) આવશ્યકતા બતાવીછે.

**मुण्डनंचोपवासंचसर्वतीर्थेषयंविधिः ।**
**वर्जयित्वाकुरुक्षेत्रंविशालांविरजांगयां ॥**

શ્રાદ્ધ કરી સાંજના બીજી ગાડીમાં બેસી આગળ ચાલ્યા

તે રાતના આઠ વાગે ગયા પહોચ્યા. અહિં અમને ગોરના નોકરે તેના શેઠના મેદીબાગ નામના મકાનમાં કેટલાક ઓરડા બાંધેલા છે ત્યા લઈ જઇ મુકામ આપ્યો. અહિં ઉતરવાને બધી રીતનું સુખ છે. મકાનના પાછળ મહોટો કાળા પથ્થરનો પાહાડ છે.

બીજે દિવસે સવારે અમારી સાથે ગોરનો જે નોકર હતો તે એક બ્રાહ્મણને તેડી લાવ્યો. આ બ્રાહ્મણ પણ ગોરનો નોકર હતો. પછી અમને બધાને ફલગુ નદીના કીનારાપર લઇ ગયો. આ શહેર ફલગુ નદીના કીનારા ઉપરજ આવી રહેલું છે. અમે થોડીવાર નદીની રેતમાં બેઠા એટલામાં મીઆનામાં બેશીને ગોર વીસ પચીસ સીપાઈ લઈને આવ્યા. અમે બધાએ નાળિએર તથા શકિત પ્રમાણે ભેટ મુકી તે લઈને ગોરે અમને શ્રાદ્ધ કરાવાની આજ્ઞા આપી અને ત્યાંથી ચાલી ગયા. પછી સોંપેલા બ્રાહ્મણે અમને શ્રાદ્ધ કરાવ્યું. એકજ ટોળામાં ગમે તેટલા માણસ હોય તે બધાને સાથે બેસારી એક બ્રાહ્મણ શ્રાધ્ધ કરાવેછે. શ્રાધ્ધ કરાવતાં દશ મિનિટ લાગે છે. શ્રાધ્ધ થઇ રહ્યું એટલે બ્રાહ્મણ ઉભો થયો ને જોડે આવેલો નોકર અમારા મુકેલાં સોપારી પૈસા વીણી લેવા લાગ્યો. એ સર્વ ભેગું કરીને તે શેઠને ઘેર લઇ જાય છે. શ્રાધ્ધ કરાવનારને ફક્ત પગારજ મળેછે. પછી બધા ઉતારાપર આવ્યા. સાંજરે ગોરનો એક મુખ્ય નોકર આવી હમને બધાને ભેગા કરી નીચે પ્રમાણે સમજુત આપી ગયો.

ગયાજીમાં શ્રાદ્ધ ત્રણ પ્રકારનાં થાય છેઃ—એટલે પા, અડધું, તથા આખું. આખું શ્રાદ્ધ કરનારને ૩૬ જગા ઉપર શ્રાદ્ધ કરવું પડેછે; અડધાવાળાને ૩૦ જગાએ, ને પા વાળાને ત્રણજ જગાએ શ્રાદ્ધ કરવું પડેછે. તેના પ્રમાણમાં દક્ષણા પણ વધારે ઓછી

આપવી પડશે. આ પ્રમાણે કહી હમારો દરેકનો મત લખી ગયો. પછી એક બ્રાહ્મણને અમારી જોડે આવી લખેલા કાગળ પ્રમાણે શ્રાધ્ધ કરાવવા આજ્ઞા કરી. પછી અમારી સાથેનો ગોરનો નોકર લોટવાળાને ત્યાંથી જવનો લોટ લાવ્યો. ઘણું કરીને બધાં શ્રાદ્ધ સાત દિવસમાં પૂરાં થાય છે ત્યાં સુધી લોટ લોટવાળો આપે છે. આખું શ્રાધ્ધ કરનાર પાસેથી તે એક રૂપીઓ તથા ઓછા વાળા પાસેથી તેના વરાડે પૈસા લે છે. આમાંના અડધા પૈસા ગોર ખાઈ જાય છે, થોડા ગોરનો નોકર લેછે, ને બાકી વધેલું લોટવાળાને મળેછે- રોજને વાસ્તે અડધા શેરને આશરે લોટ આપે છે. પછી તેની કણુક બંધાવી તે દહાડે જેટલાં શ્રાધ્ધ કરવાનાં હોય તેટલા ગોળા તેમાંથી વળાવે ને એક શ્રાધ્ધે એક ગોળો વપરાવી પૂરા કરી આપે છે.

બીજે દહાડે સવારે પા શિવાયના અડધું તથા આખું શ્રાધ્ધ કરનારને લઈને તે નિમેલો બ્રાહ્મણ તથા ગોરનો નોકર ગામ બહાર થોડે છેટે એક કુંડપર અમને તેડી ગયા. ત્યાં શ્રાધ્ધ કરાવી બીજી ચાર જગાએ ફેરવી ચાર શ્રાધ્ધ કરાવ્યાં અને પછી મુકામે લાવ્યા.

ત્રીજે દહાડે તેજ પ્રમાણે બીજાને ઉતારે મુકી એકલા આખા શ્રાધ્ધવાળાને ગામથી બે મૈલપર બે નજીક નજીક પાહાડ છે જેમાં એકને પ્રેતસહ્યા તથા બીજાને રામસહ્યા કહે છે ત્યાં તેડી ગયા. અહિં બે શ્રાધ્ધ કરાવ્યાં તથા ત્રણ નીચે કરાવી ઘેર લાવ્યા.

ચોથે દહાડે સવારે પા વગેરે બધાં શ્રાદ્ધ કરનારને ફલગુને સામેપાર જ્યાં સીતાજીએ દશરથ રાજાને હાથોહાથ વેળુનો પિંડ આપ્યો હતો ત્યાં તથા તેની નજીક બીજે ઠેકાણે મળી ત્રણ શ્રાદ્ધ કરાવી ઘેર આણ્યા. તેજ પ્રમાણે પાંચમે દહાડે ગામથી થોડેથોડે

છેટે લઇ જઇ શ્રાદ્ધ કરાવ્યાં. છઠ્ઠે દહાડે જ્યાં ગજાધરનું પગલું છે ત્યાં લઇ ગયા. અહિં પંદર શ્રાદ્ધ એક જગા ઉપર બેસારીને કરાવ્યા બાદ એક શ્રાદ્ધ પગલા આગળ કરાવ્યું. આ વખતે પાવાળા પણ હતા. પાવાળાને એક પહેલું ફલગુ ઉપર, પછી અહિં પગલા આગળ, તથા છેલ્લું અખેવડ આગળ કરાવે છે. આપણે શ્રાદ્ધ કરી ઉભા થઇએ કે આસપાસના ભીખારી લોક પિંડ ઉપાડી લેછે ને તેને સુકવી લોટ કરીને ખાય છે. રસ્તે ચાલતાં આ ગામમાં ઠેર ઠેર આવું જોવામાં આવે છે. છેલ્લે દહાડે અમને સવારે ગામ નજીક એક તળાવપર બે શ્રાદ્ધ કરાવી એક કોટબંધ મકાન જેની અંદર અખેવડ છે ત્યાં લઈ ગયા. કોટના દરવાજાના થડમાં એક હક્કદાર ગયાવાળ બ્રાહ્મણ ઉભો રહેછે તે માથા દીઠ અડધો આનો કર લઈને અંદર જવા દેછે. અમને અંદર લઈ જઇને વડ આગળ એક શ્રાદ્ધ કરાવ્યું. ગમે તે એક જાતનું શાક બાર વરસ ના ખાવું એવો નિયમ અહિં આપણા લોક પોતાની મેળે કરે છે, બાકી એમ કરવાને કોઇ જરૂર પાડતું નથી. હમે થોડી વાર બેઠા એટલામાં ગોર વીસ પચીસ શિપાઈ લઈને આવ્યા તેમને ઊંચા આસનપર પધરાવ્યા. પછી હમને બધાને હાથ જોડી સામા ઉભા રાખ્યા ને અકેકો ફુલનો હાર હમારા હાથમાં નાખી હમારા હાથ બાંધ્યા. પછી એક પછી એકનો આંક નક્કી કરવા માંડયો. જેમ જેમ નક્કી થાય તેમ તેમ પાસે ઉભેલો ગુમાસ્તો કાગળમાં નામ લખતો જાય એટલે ગોર હાથમાંથી ફુલનો હાર ગળામાં નાખી બરડો થાબડે છે ને નીચે પ્રમાણે આશીર્વાદ દેછે.

**धनवान्पुत्रवान्सदाकल्याण ॥**

જ્યારે બધાનું નક્કી થઈ રહ્યું એટલે ગયાનો ડંડ એવા નામથી ફરી માગણી કરી. આ વાતથી તદન અજાણપણાને લીધે પહેલેથી આ રકમનો સમાસ રાખેલો નહિં તેથી આ વખતે ઘણા જણ ગભરાયા, કેમકે પોતાની શ્રદ્ધા પ્રમાણે સૌ બોલેલા હતા. માટે યાત્રાળુએ વિચારીને પાછળનો સમાસ રાખીને પહેલી રકમ બોલવી. આંકડા નક્કી કરી હમને રજા આપી. ઘેર આવી હમે શહેર જોવા ગયા. આ શહેરમાં શ્રાદ્ધ સિવાય બીજી કાંઇ યાત્રા નથી. ગામ મ્હોટું છે છતાં કાંઈ પણ ઉજળામણ લાગતી નથી. અહિંના લોક પ્રપંચી વધારે છે ને પરદેશીને ઠગવામાં ઘણા હોંશિયાર છે. ગામમાં પથ્થરનાં વાસણ તથા હુક્કા વગેરે તરેહ તરેહનો સામાન સસ્તો મળે છે, તેમજ નેતરની ગુંથણીની કારીગરી પણ વિશેષ માલમ પડે છે. શહેર જોતાં જોતાં હમે ગોરને ઘેર ગયા. ત્યાં ગોર એક સુંદર ઓરડામાં બીરાજેલા હતા. હમે દરેકે એક પછી એક કરેલા રૂપૈઆ આપવા માંડયા તેમ ગોરે અમને અકેકું પથ્થરનું પગલું તથા બબે પેંડા પ્રસાદ આપ્યો. પછી નામું લખાવી લીધું. કદાપિ કોઇ યાત્રાળુને રૂપૈઆનો ખપ હોય તો અહિંના ગોર ધીરે છે. ગોરની આજ્ઞા લઇ હમે મુકામપર આવ્યા. સવારે અમારી સાથે ગોરનો જે નોકર આવ્યો હતો તેની વિદાયગીરી કરીને હમે **બાંકીપુર** તરફ ચાલ્યા. દશ વાગતાં ત્યાં પહોચ્યા કે તરતજ ગાડી બદલી કલકત્તા તરફ આગળ ચાલ્યા. રસ્તામાં બાંકીપુરથી પહેલું સ્ટેશન પટણાનું આવ્યું ત્યાં હમે ઉતર્યા. શહેરની બાંધણી ઘણી વખાણવા લાયક નથી. બજાર ટુટક ટુટક ત્રણ ગાઉ સુધી લંબાઇનો છે. ગામથી થોડે દૂર ગલકી નદી વહે છે. એવું કહેવાય છે કે આ નદીમાંથી શાલિગ્રામ નીકળે છે. આ નદીમાં સ્નાન

કરી બજાર જોઇ મુકામપર આવ્યા ને તે દહાડો ત્યાં રહી બીજે દહાડે રેલગાડીમાં બેસી આગળ ચાલ્યા. હવે અમારે રસ્તામાં ઝાડખંડી વૈજનાથની યાત્રા કરવાની હતી, તેથી વૈજનાથની ટીકીટ લીધી. પાછલી રાતના બેઠા હતા તે સવારના દસ વાગ્યાને સુમારે ઉતર્યા. સ્ટેશનથી વૈજનાથ ત્રણ ગાઉ દૂર છે. રસ્તે ઘણીજ ઝાડી છે તેમજ રસ્તો પણ પથ્થરનો છે. આ રસ્તે પાકી સડક બાંધેલી છે. સ્ટેશન ઉપર બળદ ગાડીઓ ભાડે મળે છે તેમાં બેશી હમે ગામમાં ગયા. ગામમાં એક મહોટા તળાવને કિનારે મહોટી ધર્મશાળા છે, તેમાં મુકામ કર્યો. આ તીર્થમાં પણ ગોર લોક હોય છે. અહિં ચારે વર્ણના લોક મચ્છાહારી છે. પાસેના તળાવમાં સ્નાન કરાવી માહાદેવના દહેરામાં દર્શન કરાવવા લઇ ગયા. માહાદેવજીનું મહોટું દહેરૂં છે. માહાદેવજી પાછળ એક કુંડ છે. એવું કહેવાય છે કે એ કુંડ રાવણના પેસાબથી ભરેલો છે. એ વિશે નીચે પ્રમાણે દંતકથા ચાલે છે.—

રાવણે તપ કરી માહાદેવજીએ લંકામાં પધારવાનું તેમની પાસેથી વચન લીધું. આ વાત વીષ્ણુને માલમ પડી ત્યારે તેમણે માહાદેવજીને ઠપકો દીધો કે જો તમે લંકામાં પધારશો તો રાવણ મરવાનો નથી. એમ કહી વિષ્ણુ અંતરધ્યાન થયા. થોડી વારે રાવણ માહાદેવજીને તેડવા આવ્યો, તે વખતે માહાદેવજીએ તેને કહ્યું કે હું તારી સાથે આવું તો ખરો પણ જો તું મને રસ્તામાં મુકે તો હું ત્યાંજ રહું. આ વાત રાવણે કબુલ કરી. બાદ પાર્વતિજીએ રાવણને ચર્ણામૃત આપ્યું તેમાં સમુદ્ર મુક્યો. આચમન લઇ રાવણે માહાદેવજીને લઈને ચાલવા માંડયું. થોડે છેટે ગયા એટલે રાવણને લઘુશંકા કરવાની ઇચ્છા થઈ. આ વખતે વિષ્ણુ એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇને ત્યાં આવ્યા, તેને

રાવણે માહાદેવજી ઉપાડી રાખવા કહ્યું, ત્યારે તે બોલ્યા કે હું ઉપાડું તો ખરો પણ ઝાઝી વાર થાય તો મુકી દઈશ. રાવણે તે કબુલ કરી માહાદેવજી તેમને આપ્યા. ઘણી વાર થઈ પણ રાવણની લઘુશંકાનો અંત આવ્યો નહિં કેમકે પાર્વતીજીએ આચમનમાં સમુદ્ર મુકેલો હતો. પેલો બ્રાહ્મણ કહે કે ઉઠ ઉઠ એમ કહી માહાદેવજીને ભોંયપર પધરાવ્યા. થોડી વારે રાવણ ઊઠી માહાદેવજીને કહે કે ઉઠો, ત્યારે માહાદેવજીએ કહ્યું કે તારી કબુલાત પ્રમાણે તું મને હવે ઉઠાડી ના શકે. પછી રાવણને રીસ ચઢી તેથી હાથનો અંગુઠો મહાદેવજી ઉપર દાબ્યો, ને ચોટયો રહે એમ કહી ચાલ્યો ગયો. હાલ પણ માહાદેવજી ઉપર ખાડો પડેલો છે. આ માહાદેવ બાર જ્યોતિર્લિંગમાં ગણાય છે. પાસે કુંડ છે તે રાવણના પેસાબનો છે. ગામમાં બજાર સારો છે. દહીં ઘણુંજ સરસ તથા પવિત્ર થાય છે. તેમજ બજારમાં હરડે ઘણી મળે છે. એક પૈસાની સાધારણ કદની ચારથી સાત આઠ સુધી મળેછે.

અહિંની યાત્રા પૂર્ણ કરી હમારે હવે જગંનાથજી જવું હતું. કેટલાક કલકત્તે થઇને આગબોટને રસ્તે જગંનાથજી જાયછે અને કેટલાક રાણીગંજ થઈને બળદ ગાડીને રસ્તે જાયછે. અમે કોઈ દહાડો આગબોટનો રસ્તો જોયેલો નહિ તેથી તે રસ્તે ધાસ્તીને લીધે ના જતાં રાણીગંજ ઉતર્યા.

**રાણીગંજ**ના સ્ટેશન નજીક ધર્મશાળા તથા બજાર છે. શહેર ભપકાદાર બજારવાળું છે. યુરોપીઅનની વસ્તી વધારે છે. અહિંથી જગન્નાથના પંડયાના ગુમાસ્તા મળેછે શહેરની નજીક કોયલાની ખાણ છે તેમાંથી દર વરસે ૬૦૦૦૦૦ ટન કોલસો નીકળે છે. અહિંથી પાકી સડકને રસ્તે જગન્નાથ ૨૦૦ મૈલ છે. રસ્તો સારો છે ને ત્રણ ત્રણ ગાઉ ઉપર સડકની બે બાજુએ ઉ

તરવાને મુકામ છે. આ રસ્તે વળાવાની જરૂર પડતી નથી. બળદગાડીઓ બે જાતની ભાડે મળેછે; પાછળથી ખુલ્લી હોય તેને 'બંગાળી' કહે છે તથા આગળથી ચઢવાનું તથા પાછળથી બંધ હોયછે તેને 'હુડીઆ' કહેછે. આ ગાડીમાં પાંચ સવારી બેસારેછે. ભાડુ ૨૦૦ મૈલનું આખી ગાડીનું આઠથી બાર રૂપિઆ સુધી છત પ્રમાણે બેસે છે. આ રસ્તે ઘણીજ મ્હોટી નદીઓ ઉતરવી પડે છે ને તે ઉપર પુલ બાંધેલા નથી; તે શિવાય કોઈપણ જાતની અડચણ નથી. રસ્તા વાસ્તે કેટલુંક સીધુ સામાન રાણીગંજમાંથી લેવું પડેછે. એક દિવસ રહી સર્વ સામાન ભેગો કરી બીજે દિવસે સવારે રાણીગંજ છોડી સડકને રસ્તે અમે આગળ ચાલ્યા.

રાણીગંજથી ચાર ગાઉ ઉપર એક નદી ઉતરી ત્યાંથી બે ગાઉ આગળ ચાલી *ચટીમાં મુકામ કર્યો. આ રસ્તે સડકને બે બાજુ ઉપર ત્રણ ત્રણ ગાઉને અંતરે મોદીખાનાની દુકાનો તથા ચટીઓ છે. આ પહેલો દહાડો હોવાથી સઘળાઓએ આખો દહાડો અહિંજ ગાળ્યો. આસપાસ ઝાડીવાળી સારી સડકને લીધે તાજાં પાણી હોવાથી આ રસ્તે ઘણા આરામવાળી અમારી મુસાફરી લાગી. શિયાળા શિવાય બીજી મોસમમાં આ દેશ મુસાફરી કરવા લાયક નથી, કેમકે આ દેશમાં સ્ત્રીઓને તેલ તથા હળદર ચોળીને તળાવમાં નાહાવાનો ચાલ છે તેથી ચોમાસુ ગયે જેમ દહાડા જાય છે તેમ પાણી બગડતું જાય છે ને એ પાણી પીવામાં લેવું પડેછે તેથી રોગ થાય છે. આ દેશમાં આપણા દે-

* રસ્તે દુકાનદારોએ નાહાના નાહાના મુકામ મુસાફરોને ભાડે આપવા કર્યા હોય છે તેમાં રાત્રે ઉતરવાનું થાય તેને ચટી કહે છે.

સની માફકજ ત્રણે ઋતુ સરખી છે. અહિં જ્યાં જોઇએ ત્યાં પાણીના ખાડા નજરે આવેછે. નાહાના ગામડામાં પણ ઘર પછવાડે ખાડા હોયછે તેમાં પાણી ભરી રાખેછે ને દરરોજ સવારે જ્યાં જોઈએ ત્યાં દશ વરસનાં છોકરાંથી માંડી મહોટા સુધ્ધાંત એ ખાડાનાં પાણીમાં માછલાં વિણતાં નજરે પડે છે તેમજ બજારમાં જ્યાં જોઇએ ત્યાં માછલાંના ટોપલા ભરેલા દેખાય છે. આપણા દેશના હિંદુને આ દેખાવથી બેચેની ઉપજ્યા વગર રહેતી નથી.

પહેલા મુકામથી ચાર દહાડા સુધી અમારી મુસાફરીમાં સડકની બે બાજુ ઉપર સાગની અથાગ ઝાડી સિવાય બીજુ કાંઇ નહોતું.

પાંચમે દહાડે સવારે અમે મેદનીપુર કરી એક મહોટા શહેરમાં પહોચ્યાં. આ શહેર કસારી નદીના કિનારાપર આવી રહેલું છે. તેની બાંધણી આ દેશના પ્રમાણમાં સારી છે. શહેરમાં ઇંગ્રેજી વિદ્યાભ્યાસ ઘણો ચાલે છે. સંસ્કૃત પુસ્તક ઘણાં ખરાં તાડનાં પાંદડાંની ચીપો ઉપર લખાય છે. જે ચીજ જોઇએ તે બજારમાં મળેછે. પણ તેની સાથે મચ્છીની ખપત વધારે હોવાથી આ દેશના બજાર ખુશીને બદલે બેચેની ઉપજાવેછે.

આ શહેર જોઇને હમે આગળ ચાલ્યા. ચાર ગાઉપર સડકથી ડાબી બાજુ ઉપર બે ગાઉ છેટે વિષ્ણુપુર કરી એક શહેર છે ત્યાં સડક વિનાને રસ્તે જવું પડેછે.

આ ગામમાં સણ તથા સુતરનું કાપડ સારૂં થાય છે, તેમાં મુખ્ય સણનાં પિતાંબર તથા સુતરૂ તેમજ સણનાં અંબર નામનાં સ્ત્રીઓને પહેરવાનાં આસરે ચાર રૂપીઆની કીમતનાં લૂગડાં સારાં થાયછે. આ ગામ જોઇને પાછા ત્રણ ગાઉ પર એક

મુકામે સડક ભેગી થાય છે ત્યાં જઈને મુકામ કર્યો. આ મુકામથી ચાર દહાડાની મુસાફરીએ સડકથી ત્રણ ગાઉ આડે રસ્તે પ્રખ્યાત ઝાઝપૂર કરી શહેર છે. હમને પ્રથમ આ આડા રસ્તાની ખબર ના હોવાથી હમે ગાડીવાળા જોડે આ આડા રસ્તાનાં ગામની બોલી કરી નહોતી તેથી એ લોકોએ અમારી પાસેથી વધારે પઈસા લીધા.

આ શહેરમાં કેટલાંક સરકારી મકાન છે તે સિવાય ઇંગ્રેજી નિશાળ, તાર હાફિસ તથા પોસ્ટ હાફિસ છે. શહેરમાં કંદમૂળ વગેરે ઘણી જાતની શાક તરકારી મળેછે. આ દેશમાં કેળા તથા નાળીએરીની ઘણી છત છે. મહોટાં નકર વાંસનાં પણ ઘણાં જંગલ છે. ખેરનાં ઝાડ ઘણાં હોવાથી કાથો ઘણો સસ્તો મળેછે, પણ આ કાથો રંગે કાળો થાયછે. ખેતરને ઘણી ખરી વાડો કેવડાનીજ હોય છે. આ ગામમાં મૂખ્ય યાત્રા વૈતરણી નદીમાં સ્નાની છે. ગરૂડ પુરાણમાં લખેલું છે કે મુવા પછી રૂધીરની વૈતરણીમાં ઉતરવું પડેછે પણ આ નદીમાં નાહીને ગાયનું દાન કરનારને ત્યાં ઉતરવું પડતું નથી. અહિં ગૌદાન થાય છે, પણ કોઈને શ્રધ્ધા ના હોય તે નાહાના વાછરડાનું પણ દાન કરેછે.

નદીને કીનારે પાંડવોનાં તથા બીજા કેટલાક દેવોનાં મહોટાં મહોટાં પુતળાં છે. એવું કહેવાયછે કે આ નદીમાં સ્નાન કરીને ગાય આપનાર જ્યારે મરે છે ને તેને વૈતરણી ઉતરવી પડેછે ત્યારે એ ગાય પોતાને પુંછડે વળગાડીને ઉત્તારે છે. બીજે દહાડે સવારે અમે નીકળી આગળ ચાલ્યા. બપોર પછી અમારે બ્રામણી કુરી એક વિશાળ નદી ઉતરવાની આવી. આ નદીનો પટ ઘણોજ મહોટો છે. એક મૈલ સુધી રેતના પટમાં ચાલ્યા કેડે પાણી આવ્યું ત્યાં વહાણમાં ઉતર્યા. બપોરથી સાંજ સુધી ચાલતાં

ફકત આ નદીજ ઉતરી રહ્યા. અમારી મુસાફરીમાં હમે સવારે ૭ વાગ્યા સુધી ચાલતા ને જમીને પાછા સાંજના બે વાગે ચાલતા ને સાંજે ૭ સાત વાગે મુકામ કરતા. બીજે દિવસે સાંજના અમે મુકામ કર્યો. તે મુકામથી એક ગાઉ ઉપર એક મહોટા દેહેરામાં ભૂતેશ્વર માહાદેવજીની યાત્રા આવે છે.

આ મુકામથી ત્રીજા મુકામે માહાનદ આવે છે. આ નદની નહેર બાંધેલી છે, તેથી પાણી બે વેહેમાં વહે છે. પટ દોઢ મૈલના આશરાનો છે. માહાનદને સામે પાર એક ચટી છે તેમાં મુકામ કરીને અમે કટક શહેર જોવા ગયા આ ચટીથી અડધા મૈલને અંતરે માહાનદને કિનારે આ શહેર છે. આ શહેરમાં પરદેશી મુસાફરને પેસવા દેતા નથી, તોપણ ચોકીદારને પઈસા આપેથી અંદર જવા દે છે. આ શહેરમાં પેસતાં છાવણી છે, ને બજારમાં હલવાઇની કેટલીક દુકાનો છે. દેખાવ સારો છે. લોકનાં શરીરનો રંગ કાળો છે ને માથાં ઉઘાડાં રાખવાનો ચાલ છે. અહિંથી જગંનાથ ૨૦ ગાઉ છે. આ ચટીથી પંદર ગાઉ ઉપર સાક્ષીગોપાળની યાત્રા છે. અહિં એક મંદિરમાં મહોટી ઉભી મૂર્ત્તિ લાંબો હાથ કરેલી છે તેને સાક્ષીગોપાળ કહે છે. યાત્રાળુ લોક આના હાથમાં તાળી આપે છે ને એવું માને છે કે આમ કર્યાથી આપણી યાત્રાની એ સાક્ષી પૂરે છે. અહિંથી પાંચ ગાઉ ઉપર જગંનાથજી છે. અહિંથી બધી ઊંચ વરણના લોક એક પંક્તિ કરે છે. કેટલાક અહિંથી નથી પણ કરતા. અહિંથી આગળ ત્રણ ગાઉપર સડકની ડાબી બાજુએ નાહાની દેરીમાં મીરાંબાઇનાં દર્શન છે. આ દર્શન કરી હમે પુરી (જગંનાથ પુરી) માં ગયા ત્યાં અમને ગોરનો ગુમાસ્તો તેના શેઠને ઘેર તેડી ગયો. ગોરે અમને મહોટા મકાનમાં ઉતારો આપ્યો. હમે પહોચ્યા તે વખતે

રાત પડી ગઈ હતી તેથી ફક્ત મંદિરમાં જઈ જગંનાથજીનાંજ દર્શન કરી પાછા મુકામપર આવ્યા, અહિંના રીવાજ ‡ પ્રમાણે થોડી વારે હમને જમાડવાને ગોર પ્રસાદ ઉપડાવી લાવ્યા અને એક પંક્તિએ બેસીને હમે અહિં પહેલવહેલો પ્રસાદ લીધો.

સવારે અમને નજીકના એક કુંડ ઉપર સ્નાન કરાવવાને ગોર તેડી ગયો. આ તળાવમાં સ્નાન કરતી વખતે કેટલાક સંકલ્પ કરાવે છે. પંડયા જાતે બ્રાહ્મણ હોય છે તે છતાં માછલાં ખાયછે. મંદિરના થડમાં આચારજી માહપ્રભુજીની બેઠક છે. આ તીર્થમાં ગુસાંઇજી માહારાજ પણ આપંણા હાથનો પ્રસાદ લે છે. પછી હમને જગંનાથજીના મંદિરમાં દર્શન કરવા લઇ ગયા. આ મંદિર ઘણુંજ વિશાળ છે ને તેમાં ઠેર ઠેર ભાત દાળ વગેરે પ્રસાદ વેચાવા બેઠેલો નજર આવે છે. એઠાની તો અહિં હરકતજ નથી. ખાઈ ખાઇ ને ભીંતે હાથ લોહોતાં સેંકડો માણસ નજરે આવે છે. અંદર નિજમંદિરમાં ચાર ફુટ ઊંચાઇના સિંહાસન ઉપર જગંનાથજી તથા બળદેવજીને વચ્ચે સુભદ્રા એવી રીતની ત્રણે ઉભી કાષ્ટની મૂર્ત્તિઓ છે. એ દેવોને હાથ પગ છે પણ તેમને પહોંચા નથી, ફક્ત ઠુંઠાંજ છે. એવી વાયકા ચાલે છે કે આ મૂર્ત્તિઓ બાર વરસે એક લીંબડાનું લાકડું તણાઇ આવે છે તેની બનાવવામાં આવે છે ને તેને આપણા લોકો કલેવર બદલાયું કહે છે. આ મૂર્ત્તિઓને આખા દહાડામાં સાત વખત ભોગ ધરાવાય છે. દરેક ભોગ ભાત, ખીચડી, કઢી, શાક, તથા પકવાનનો હોય

‡ જેટલા દિવસ આપણે અહિં રહીએ તેટલા દિવસ બે વખતે જમવાનું પંડયાને માથે હોય છે તેથી તે પ્રસાદ વેચાથી લાવી બે વખતે પૂરો પાડે છે, ને તેના પૈસા તેની ગાંઠના આપેછે.

છે. હરરોજ સોમણ ચોખાનો નેક છે. આ પ્રસાદથીજ ગામમાં ઘણાખરાનું ગુજરાન ચાલે છે. પકવાન પણ ઘણુંખરૂં ચોખાના લોટનું થાય છે. સામગ્રીમાં ખાંડને બદલે ગોળ વાપરે છે. દેહેરાના ઘૂમટના પાછળ એક ગોખલામાં એક નાહાની પથ્થરની મૂર્ત્તિ છે તેને એકાદશી કહે છે. એવું કહેવાય છે કે જગંનાથજીએ એકાદશીને બાંધી તેથી આ તીર્થમાં એકાદશીને દહાડે અપવાસ થતો નથી. સવારે રોજ મંગળા ભોગમાં ખીચડી ધરાય છે. આ ખીચડી કરમાબાઈની ખીચડીના નામથી પ્રસિદ્ધ છે ને તેમજ સ્વાદમાં પણ સારી થાય છે. મંદિરના સામે પદભ્રષ્ટ રાજાનો મહેલ છે. આ મંદિરના આગલા દરવાજાને સિંહદરવાજો કહે છે ત્યાં બે મ્હોટા સિંહ પથ્થરના છે પાછલે દરવાજેથી થોડે છેટે સમુદ્ર છે ત્યાં સ્નાનનું મહાત્મ્ય છે. અહિં એક પૈસો મુકનારને એક નાહાનો ચોખાના રોટલાનો કડકો આપે છે. આ કડકો દરેક યાત્રાળુ લે છે ને એ મલુકદાસના ટુકડાના નામથી પ્રસિદ્ધ છે. મંદિરની પાછળ વિશાળ મ્હોટું રસોડું છે તેમાં જવાને વાસ્તે વાવ્ય છે. આપણા દેશમાં કહેવાય છે કે જગંનાથજીની સાત હાંડીઓ ઉપરા ઉપરી ચઢે છે પણ તેમ નથી; જેમ ઘેબર કરવાને ચુલા ઉપર બાકાં રાખીને ઘેબરીઆં ગોઠવે છે તેમજ ચુલા ઉપર બાકાં રાખીને ફરતી હાંડીઓ મુકે છે; પછી તેનીતેજ હાંડીઓને કાવડોમાં ચઢાવી એજ હાંડીઓમાં ભોગ ધરાવે છે. ગામબહાર જ્યાં જોઇએ ત્યાં ભાગેલાં ઠીકરાંના ઢગલા નજરે પડે છે. મંદિર આગળ પ્રસાદ વેચનારની દુકાનો છે.

મંદિરમાં ડાબી બાજુ તરફ એક નાહાનું મકાન ધાબાવાળું છે તેને વૈકુંઠ કહે છે. આ મકાનમાં કેટલાક યાત્રાળુને ગોર ભોળવીને લઈ જાય છે ને પછી કમાડ બંધ કરીને પૈસા છોડાવે છે.

આમ કરતા પહેલાં ગોર માણુસ ઓળખીને કામ કરે છે. જગંનાથજીથી બે મૈલ ઉપર એક મહોટું કોટબંધ મકાન છે તે જનકપુરના નામથી પ્રસિદ્ધ છે. આ મકાનમાં જનક રાજાની મોહોટી મૂર્ત્તિ છે ને વચ્ચે એક મંદિરમાં સિંહાસન ઉપર જગંનાથજીને પધારવાની જગા છે. આસપાસ ભીંતો ઉપર ઘણાં ચિત્ર પાડેલાં છે. અહિં પણુ મહોટુ રસોડું છે. આ મકાન બારે માસ ઉજડ હાલતમાં રહે છે. ફક્ત કોઈ યાત્રાળુ જોવા આવે તેજ. બાકી રથયાત્રા ઉપર જગંનાથજી રથમાં બેસી અહિં આવે છે ત્યારે એક મહીનો અહિં બીરાજે છે. આ શિવાય ગામની પ્રદક્ષિણામાં કેટલાક કુંડમાં સ્નાન કરવાનું છે.

આ યાત્રા પૂર્ણ કરી હમે ત્યાંથી નીકળ્યા. આવતી વખતે ચાંદવાડીને રસ્તે જવું હતું તેથી હમે કટક સુધીની ગાડીઓ ભાડે કરી. અહિંથી નીકળતી વખતે પ્રસાદ તરીકે આપણા દેશમાં લાવવાને બજારમાં સુકવેલો ભાત મળે છે તે તથા જગંનાથજીની છબીઓ, અને કાળી માટીની ગોળીઓ જેને પતીજ ( પ્રતીત ) પાવન કુંડની રક્ષા કહે છે તે મળે છે. નીકળતી વખતે ગોર થોડો પ્રસાદ તથા એક નાહાનો લાકડાનો કડકો જેને માહારાજની હડ્ડી * કહે છે તે આપે છે.

અમે સવારે અહિંથી નીકળ્યા તે બીજે દહાડે સાંજરે કટકની ચટીએ ઊતર્યા. કટકથી માહાનદની એક નહેર ચાંદવાડી સુધી જાય છે તેમાં નાહાની બોટો ચાલે છે તેને આ દેશના લોક “ બજેરા ” કહે છે. બીજે દિવસે સવારે અમે આ બ-

* જે વખતે જગંનાથજીનું કલેવર બદલાય તે વખતે જુની મૂર્ત્તિ ઉપર બતાવેલા વૈકુંઠઘર આગળ એક ખાડો છે તેમાં નાખે છે તેનો કડકો.

જેરામાં બેશી સફર કરી. અહિંથી ચાંદવાડી ૩૦ ગાઉ છે તો પણ સવારના બેઠેલા તે બાર ઉપર ત્રણ વાગતાં અમે ત્યાં ઉતર્યા. થોડી વાર ત્યાં રોકાઈને કલકત્તાની મહોટી બોટમાં હમે સવાર થયા. ચાંદવાડીમાં કાંઈ પણ જાવાજેવું નથી; ફક્ત થોડા ઝુંપડાવાળું ગામડું છે. આ ગામ વૈતરણી નદીના કીનારા ઉપર છે. અહિં પાણી ઘણું હોવાથી નદીમાં બોટો આવે છે.

અહિંથી ચાર બોટો ચાલે છે તેમાં સરકારી બોટમાં સગવડ સારી છે. એ બોટો કલકત્તે બાવીસ કલાકમાં પહોચાડે છે. બાર ઉપર સાડાચાર વાગ્યાને સુમારે હમારી બોટે ચાંદવાડી છોડયું. સાત ગાઉ ગયા એટલે નદીનું બારૂં મુકીને મહોટો દરીઓ આવ્યો. આ દરીઆમાં થોડાક ભાગમાં ગંધવાળુ પાણી આવે છે તેને કાળું પાણી કહે છે. આ પાણીની એવી ખરાબ ગંધ છે કે કોઈ પણ માણુસ ભાગ્યેજ ઉલટી કર્યા વગર રહે. આ પાણી- આવવા અગાઉ અમારી બોટ ઉભી રાખી અને રાત્રે બાર વાગે જ્યારે ઘણાં માણુસ ઊંઘતાં હતાં તે વખતે જલદીથી ચલાવી આ રસ્તો પસાર કર્યો.

બીજે દિવસે સવારે કલકત્તેથી ૩૦ ગાઉ ઊપર જ્યાં ગંગાજી સમુદ્રમાં મળેછે તે જગા દેખાઈ. આ સ્થળને ગંગાસાગર કહેછે ને ત્યાં સંક્રાંતિ (મકર સંક્રાંતિ–ઉત્તરાયન) ઉપર મોટો મેળો ભરાય છે. અહિંથી થોડે દૂર ગયા કે સમુદ્ર મુકી હમારી સ્ટીમર નદીમાં ચાલવા લાગી ને બાર ઉપર ત્રણ વાગ્યાને સુમારે કલકત્તાના બંદર ઉપર આવી. અહિં બંદર કિનારાનાં મહોટાં મહોટાં મકાન તેમજ મહોટાં ઝાઝ જોઇ હમને તો મુંબાઇ જેવો દેખાવ લાગ્યો. અજાણ્યો માણુસ આજ મુંબાઇ હશે એમ જાણે તેમાં નવાઈ નથી. કલકત્તા ગંગાની હુગલી નામની

શાખાના કીનારાપર છે. હમારી બોટ ઉભી રહી કે કેટલાંક નાહાનાં વહાણ (મછવા) હમને લેવાને આવી અમારી આગબોટને વીંટાઈ ગયાં. અમે તેમાં બેસીને કીનારાપર ગયા ને ત્યાંથી બળદ ગાડીઓ ભાડે કરી શહેરમાં ગયા. અમારામાંના કેટલાક શહેરમાં ના આવતાં સામેપાર હાવરે ગયા ત્યાં પણ કેટલાંક ઉતરવાના મકાનો છે. અમે તો કીનારેથી બજારમાં ધર્મશાળા છે ત્યાં ગયા. આ ધર્મશાળામાં કોઈપણ પ્રકારનું સુખ ના હોવાથી અમારામાંના કેટલાકે આનું નામ કર્મશલ્યા પાડયું. જે લોકો ગએલા છે તેમને એની પૂરતી માહીતી છે. આ વખતે હમારે કલકત્તામાં કાંઈપણ ઓળખાણ નહોતું તેમજ કોઇનો કાગળ લઈ ગયા નહોતા; પણ પરમેશ્વરની કૃપાથી તરતજ એક ઓળખીતો બ્રાહ્મણ આપણા દેશનો મળ્યો તે એક ભાટીઆને ત્યાં નોકર હતો તેથી તે અમને તેના શેઠને ત્યાં તેડી ગયો. અમને સુંદર જગા મળી. આ મકાન બડેબજાર પાંચાગલીમાં હતું તેથી શહેરના વહેપારી વર્ગનો પણ આ બજાર મુખ્ય હોવાથી હમને ઘણોજ જોવાનો લાગ મળ્યો. શહેરમાં કેટલાંક મહોટાં બજાર છે પણ તેના રસ્તા ઘણાજ સાંકડા છે તેથી સાંજની વખતે જતી આવતી ગાડીઓથી ઘણીજ ભીડ થાયછે. બજારમાં કાપડની માર્કીટ છે પણ મુંબાઇ જેવી સારા ઘાટમાં બાંધેલી નથી. આ શહેરમાં કેટલાક દેશી તેમજ યુરોપીઅન વેપારીની મહોટી મહોટી પેઢીઓ છે. રેશમી તેમજ સુતરૂ ઝીણું કાપડ ઘણું વેચાય છે તે કલકત્તાના તથા બંગાળીના નામથી પ્રસિધ્ધ છે. પાણીના નળ તથા ગ્યાસના દીવા મુંબાઈની માફક આ શહેરમાં છે. શહેરનો વિસ્તાર મુંબાઇથી મહોટો છે પણ વેપાર કાંઇક મુંબાઇથી થોડો છે. આ બજારથી ત્રણ મૈલપર કાળીમાતાનું મં-

દિર છે ત્યાં એક સવારે અમે દર્શન કરવા ગયા. રસ્તે વસ્તી સળંગ છે. કાળીમાતાજીનું મંદિર નાહાનું છે ને તે રસ્તા ઉપરથી ડાબા હાથની ગલીમાં છે. આ ગલીમાં જતાંજ ત્રાસદાયક દેખાવ નજરે આવેછે. માતાને ભોગ ધરાવી ડોકું તથા ધડ જુદાં કરેલાં કેટલાંક બકરાં ત્યાં પડેલાં હોયછે. આ માતા આ ભોગથીજ પ્રસંન કહેવાય છે મંદિરમાં કેટલાક માણસ બકરાની પૂજા કરાવી ચાર પગ બાંધી એક હાથમાં છરો લઇ બકરાં લઇ જતાં નજર આવેછે. પછી મંદિરમાં એક બાજુ ઉપર લાકડાનું ચોકઠું વધ કરવાનું છે ત્યાં લઇ જાયછે. માતાજીની શ્યામવર્ણ ઉભી મૂર્ત્તિ છે તેની મહોટી સુવર્ણની જીભ બહાર કાઢેલી છે. તથા એક હાથમાં ખડ્ગ ધારણ કરેલું છે.

આ ઠેકાણે ઝાઝીવાર ઉભા રહેવાને આપણી હીંમત ચાલતી નથી તેથી તરત દર્શન કરી હમે હમારા મુકામ તરફ ચાલ્યા. અહિંના પુજારી દર્શન કરવા આવે તેને એક પાંદડા ઉપર લોહી રાખી તેના ચાંલ્લા કરેછે.

અમારા મુકામથી અડધા મૈલપર જગંનાથજીનો ઘાટ છે તેને કિનારે જગંનાથજીનું મોટું મંદિર છે. ગંગાજીને સામેપાર વાહાણમાં બેશી જવાયછે તેમજ પ્રાકો પૂલ પણ બાંધેલોછે. આખો દહાડો સેંકડો વાહાણ જા આવ કરેછે. વાહાણમાં તેમજ પુલ ઉપરથી ઉતરનારને એક પૈસો આપવો પડેછે. કલકત્તામાં રેલવેનાં બે સ્ટેશનો છે. એક શહેરમાં છે ને બીજું સામેપાર છે. શહેરમાં સ્ટેશનથી બેસે તેને ટીકીટ લીધાપછી તરતજ કંપનીવાળાએ બોટ રાખેલી છે તેમાં બેસારી સામેપાર લઈ જાયછે ને ત્યાંથી તરત ગાડીમાં બેસારે છે. શહેર કરતાં સામાપારનું સ્ટેશન મહોટું છે. આ શહેરમાં 'જાદુઘર' કરી એક મકાન જોવાલાયકછે, તેમાં

દરેક જાતના પ્રાણી માત્રનાં મડદાં જોવાને મુકેલાં છે. તે સિવાય સરકારી બાગ, કિલ્લો, હુગલી નદીનો પુલ તથા સરકારી મકાન જોવાલાયક છે. ચીડીઆબાગનું મકાન પણ જોવાલાયક છે, પણ તેમાં જોવા જવાદેતા નથી. શહેરનો બીજો દેખાવ ઘણો ખરો મુંબાઇને મળતો છે. મુંબાઈના કેટલાક ગૃહસ્થોની પેઢીઓ અહિં છે. કલકત્તામાં ગૃહસ્થ લોકો બાબુના નામથી ઓળખાય છે ને તેઓ ઘણા પૈસાવાળા છે. પેહેરવેશમાં તે લોકો માથાં ઉઘાડાં રાખે છે.

આ શહેરનો દેખાવ જોઇને હમે અહિંથી નીકળી બનારસ તરફ ચાલ્યા. રાતના નવ વાગે બેઠા હતા તે બીજે દહાડે રસ્તામાં કાંઇ પણ ના ઉતરતાં રાત્રે બાર ઉપર એક વાગે બનારસ આવ્યા. અહિં થોડી મુદત રહી, હમારે મથુરા તરફ જવું હતું તેથી હમે બનારસથી પ્રયાગ તરફ ના જતાં આઉદ અને રોહીલખંડની રેલગાડીની શાખા બનારસથી લખનોર ઉપર થઇને કાનપુર જાય છે તે રેલને રસ્તે હમારી મુસાફરી શરૂ કરી.

બનારસથી અયોધ્યા ૧૧૯ મૈલને અંતરે છે ત્યાંની ટીકીટ હમે લીધી. આ રેલમાં ત્રણ વર્ગ નથી પણ અપર (ચડીઆતો) કલાસ ને લોવર (ઉતરતો, કલાસ) એ બે વર્ગજ છે. બનારસથી વીસ ગાઉ ઉપર જોનપુર કરી શહેર છે. આ શહેરનો નદીનો પુલ વખાણાય છે. બીજે દિવસે હમે અયોધ્યાના સ્ટેશને ઉતર્યા. સ્ટેશનથી ગામ અડધા મૈલને અંતરે છે. અહિં પણ ગોર લોકો સામા આવી તેમને ઘેર તેડી જાય છે. અહિંના ગોર સ્વભાવે શીળા છે તેમજ સંતોશી પણ છે.

આ ગામથી પા મૈલને છેટે સરજુ નામની નદી વહે છે. આ નદીમાં સ્નાનનું ઘણુંજ મહાત્મ્ય છે. નદીને સામેપાર ત્રણ

ગાઉ ઉપર સ્વામીનારાયણુની (સહજાનંદ મહારાજની) જન્મ ભૂમી છપૈયા ગામ છે ત્યાં એ ધર્મવાળા ઘણા ખરા જાય છે. આ દેશમાં સ્વામીનારાયણુની ઘણી માનતા નથી. જેવી રીતે કાશી શિવજીની પુરી છે, તેવી રીતે આ અયોદ્ધા રામચંદ્રજીની નગરી છે. આ ગામમાં ઠેકાણે ઠેકાણે રામચંદ્રજીનાં દર્શન છે. ગામની પ્રકમામાં આસપાસ નાહાનાં મંદિરોમાં કેટલાંક પુતળાં છે તેથી આપણુને ગોરનાં માણુસ તે દેખાડવા લઈ જાય છે. અહિં કોઇ ઠેકાણે સીતાજીને રોટલી વણુવાનો ઓરસીઓ, કોઈ ઠેકાણે ખાણીઓ વગેરે એવાં એવાં રમતનાં પૂતળાં છે તે પૈસો લઇને દેખાડે છે. ગામના થડમાં હનુમાનગઢી કરી પચાસ પગથીઆની ઊંચાઈએ એક મકાન છે. અહિં હનુમાનજીની મહોટી મૂર્ત્તિ છે. આ જગા ઘણીજ આણુંદ પમાડે એવી છે. આ ગામમાં મુખ્ય યાત્રામાં સુવર્ણના રામચંદ્રજીનાં દર્શન છે. આ રામચંદ્રજીનું નાહાનું મંદિર ઘરના આકારનું છે. આ મંદિરમાં સુવર્ણની નાહાની નાહાની રામલક્ષ્મણ ને સીતાજીની મૂર્તિઓ છે તેમનાં દર્શન રોજ થતાં નથી પણ ફક્ત અગીઆરસે રાત્રે કરાવે છે. કોઇને ઉતાવળ હોય તો સવા રૂપીઓ આપે એટલે ગમેતે દહાડો હોય તો પણ રાત્રે દર્શન કરાવેછે. એકજણે સવા રૂપિઓ આપી દર્શન ઉઘડાવ્યાં એટલે પછી ગમે તે જાય તેને રાત્રે દર્શન કરવા દે છે.

અયોધ્યા માહાતમ્યમાં લખેલું છે કે—

**अयोध्यास्नानमात्रेणसर्वमेवप्रणश्यति**

**यथासुराणांसर्वेषामादिश्चमधुसूदनं**

**तथैवक्षेत्रतीर्थानिश्चयोध्याआदीरुच्यते**

**प्राप्यद्वादशरात्राणिअयोध्यानियतःशुचिः**
**ऋतान्त्सर्वानवाप्नोतिस्वर्गलोकंसगच्छति**
**चतुर्वर्षशतंपूर्णमाग्निहोत्रमुपासते**
**अयोध्यांवसतेरात्रिफलंकोटिगुणंस्मृतम्**
**अयोध्यादुःकरंगंतुमयोध्यादुःकरंतपः**

અહિંથી ગોર પ્રસાદ તરીકે સાકરીઆ ચણા તથા સ્વામીનારાયણના ધર્મવાળા કંઠીઓ બાંધે છે એવી કંઠીઓ આપે છે. હમે અહિંની યાત્રા પૂર્ણ કરી અયોધ્યાને સ્ટેશનેથી ગાડીમાં ના બેસતાં ત્રણ ગાઉપર સડકને રસ્તે ફૈઝાબાદ કરી પુરાતન શહેર છે તે તરફ ગયા.

**ફૈઝાબાદ.**—આ પુરાતન શહેર છે. સાંઝની વખતે ચોકની શોભા સારી રહે છે. લોક હિંદુસ્તાની બોલી બોલે છે ને સ્વભાવે શીળા છે. અહિંથી પાકી સડકને રસ્તે ૫૬ મૈલપર બલિરામપુર છે ત્યાં ડાક ગાડીએ જવાય છે. આ શહેર જોઈ હમે ત્યાંથી લખનોરની ટીકીટ લીધી. અહિંથી લખનોર ૭૯ મૈલ છે. લખનોરના સ્ટેશનનો દેખાવ આણંદ પમાડે એવો છે. શહેર સ્ટેશનથી બે મૈલપર ગોમતી નદીના કીનારા ઉપર છે. સ્ટેશનથી શહેરને રસ્તે પાકી સડક બાંધેલી છે. સ્ટેશન ઉપર ભાડાની ઘોડા ગાડીઓ પુષ્કળ મળે છે તેની સાથે દરેક ચીજની દુકાનો પણ ઘણી મંડાય છે. આ બધો દેખાવ યાત્રાળુને સુખને બદલે દુઃખ કર્ત્તા થાય છે, કેમકે બિલકુલ અભણપણાને લીધે તેઓ દેખાવ જોવામાં રોકાય છે તેથી પોતાના સામાન વગરેનું બરાબર ભાન તેમને રહેતું નથી. અને આ શહેર દેખાવમાં જેમ શોભાયમાન છે તેમ ચોરને વાસ્તે પણ પ્રખ્યાત હોવાથી બીજી બાજુ ઉપર-

થી કોઈ ગંઠીઓ ગાંસડી લઇજ ગયો હોય છે. તેમજ આ શહેરના સ્ટેશન ઊપર દરેક ગાડીના વખતે સારાં કપડાં પહેરી મોહોટા ગૃહસ્થ બની પાંચ પાંચ સાત સાત માણસની ટોળીઓ ફર્યા કરે છે. તેમાંની એક ટોળીમાંનો એક કે બે આવી આપણી જોડે મીઠાશથી વાતો કરે એટલામાં બીજા તેના સોબતી ગાંસડી લઈ જવામાં મશગુલજ હોય છે તેથી તે લઈ રસ્તો પકડે છે. આપણી સાથે વાત કરનાર પછી ગાંસડીની શોધમાં આપણી સાથે ફરે છે ને આખરે દિલગીરી બતાવી ચાલ્યો જાય એવી ઠગાઇ ચાલે છે. ભાગ્યેજ કોઈ મુસાફર આ સ્ટેશન ઉપર ગાંસડી ખોયાવગર રહ્યો હશે. કેટલાક કંટાળીને આ સ્ટેશન ઉપર ઉતરવાની હીંમત ધરતા નથી. હમારી સાથમાંની એક જણાની ગાંસડી ચોરીએ ગઇ. પછી હમે ગાડીઓ ભાડે કરી શહેર તરફ ચાલ્યા.

શહેરમાં પણ ગંઠીઆ પુષ્કળ છે તેથી જેમ બને તેમ જલદી શહેર છોડવાને મન થાય છે. શહેરમાં ઉતરવાને સગવડ સારી છે.

અહિં દરેક જાતની રસાલ સારી થાય છે. લોક સ્વભાવે શીળા તથા મીલનસાર છે. મુંબાઇથી આ શહેર ૧૦૧૦ મૈલ છે. શહેરમાં મુખ્ય જોવાલાયક લાલબરાદરીમાં મ્યુઝીઅમ છે. તે સિવાય મોતીમહાલ, ખુરસેદ મનઝીલ, કેનીંગકોલેજ, કેસર બાગ, હજરા બાગ, ચીની બાગ, લોઢાનો પુલ તથા કેટલાંક પુરાતન મકાનો છે. યાત્રાનું સ્થળ ન હોવાથી યાત્રાળુ અહિં ઉતરતા નથી. આ શહેરમાં યુરોપીઅનોને ઉતરવાને ઘણીજ વીશીઓ ( હોટેલ ) છે.

અસલ આ શહેરનો વેપાર રોજગાર તથા શોભા બહુ

વખણાતાં હાલ વેપાર કમતી છે. હલકા કસબનું ભરતકામ તથા જડતર કામ આ શહેરનું વખાણાય છે. કારીગરોની વસ્તી ઘણી છે. અહિંના રહીશ માથે ટોપીઓ પહેરેછે. હિંદુ યા મુસલમાનનો પહેરવેશ પાયજામાનો છે, તેથી બધા મુસલમાન જેવા લાગેછે. અહિંથી કાનપુર ૪૬ મૈલ થાય છે. હમે ત્યાંની ટીકીટ લઈને આગગાડીમાં બેઠા અને સાંજના પાંચ વાગ્યે ત્યાં ઉતર્યો. અહિં ગંગા કીનારે ઉતરવાને સવડ છે. સ્ટેશન ને શહેર વચ્ચે ગંગાજી વહે છે, તે ઉપર માણુસને જવાને ગોળાનો તરતો તથા રેલગાડી જવાને અલહાબાદ જેવો પુલ બાંધેલો છે. આદમીના જવાના પુલના થડમાંજ ગંગાજીની નહેર ગંગાજીમાં મળેછે. પુલ ઉતરી નહેરને કીનારે કીનારે શહેરમાં જવાનો સડકનો રસ્તો છે. નહેર આસપાસથી પાકા કામથી બાંધેલી છે. જોરથી પાણી વહેવાથી ઘોંઘાટ સંભળાયા કરેછે. ગામમાં બજારનો દેખાવ સારો છે ને દાણાનો વેપાર બહોળો ચાલેછે.

આ શહેરમાં ઉનના વણાટનું મહોટું કારખાનું છે તેમાં અજાણ્યા માણુસને જોવા દેતા નથી. અહિં મુખ્ય જોવાલાયક મેમોરીઅલ બાગ છે. તે સિવાય કેટલીક મસીદો પણ જોવાલાયકછે. અમદાવાદ શહેરના કેટલાક માણુસ આ શહેરમાં વેપારને અર્થે આવી રહેલા છે. અહિં આઉદ રોહીલખંડની રેલગાડી પૂરી થઈ ને હવે હમારે પૂર્વ હિંદુસ્તાનની અલહાબાદથી દિલ્લી તરફ જતી ગાડીમાં મુસાફરી શરૂ થઇ. હમે રાત્રે બાર ઉપર એક વાગ્યાના કાનપુરથી બેઠેલા તે બીજે દહાડે બાર વાગ્યાના સુમારે આ ગામથી સાત ગાઉ ઉપર ટુંડલા * જંકશન કરી મહોટું સ્ટેશન છે

* જ્યાં બે તરફની ગાડીઓનો સંગમ થાય છે તેને જંકશન ( જોડાણ ) કહે છે.

ત્યાં ઉતરી ગાડી બદલી આગ્રા તરફની શાખાની ગાડીમાં બેઠા. કદાપિ કોઇ રહી જાય તો ટુંડલાના થડમાં મહોટી ધર્મશાળા સગવડવાળી છે. હમારે પણ આગ્રેથી જતાં એક વખતે ગાડીમાં ઘણી ભીડ હોવાથી જગા ન મળી તેથી આ ધર્મશાળામાં મુકામ કરવો પડયો હતો. ટુંડલેથી તરત ગાડી ચાલી તે બે વાગ્યાને સુમારે આગ્રે ઉતર્યા. આ શહેર સ્ટેશનના સામા કીનારે જુમના નદી ઉપર આવેલું છે. લોકને જવા આવવાને જુમનાજી ઉપર ઝુલતો પુલ છે. સ્ટેશનના થડમાં ઉતરવાને કેટલાંક ભાડાનાં મકાન મળે છે. આ શહેરથી હલવાઇના ઘરની પુરી વગરે ખાવાને બ્રાહ્મણ સુદ્ધાંને છુટ છે કેમકે જુમના જળ આવ્યું એટલે પવિત્ર ગણાય છે. આ પુરાતન શહેર ઇંદ્રપ્રસ્થના નામથી પ્રસિદ્ધછે. શહેરમાં વેલણગંજ કરી મહોટો બજાર છે ત્યાં મહોટા મહોટા વેપારીની દુકાનો છે. અહિંની સેત્રંજીઓ વખાણવા લાયક થાય છે. તે સિવાય ઉનના હલકા ગાલીચા થાયછે. આ શહેરમાં વસ્તી બ્રાહ્મણ વાણીઆ વગરે ઊંચ કોમની છે. અહિંથી રજપુતાના માળવા રેલવેને રસ્તે અમદાવાદ ૫૩૮ મૈલ છે. આ શહેર અકબર બાદશાહે બંધાવેલું છે. કેન્ટોનમેન્ટનું સ્ટેશન, કિલ્લો અને જુમા મસીદ જોવા લાયક છે. સીકંદ્રામાં અકબર બાદશાહની કબર છે, તથા અહિંથી જેપુરને રસ્તે પચીસ મૈલપર ફતેપુર સીકરી કરીને અકબર બાદશાહના રેહાણનું સ્થળ છે આ બધા સિવાય આખા હિંદુસ્તામાં પ્રસિદ્ધ તાજમહેલ નામે જુમનાજીના કીનારાપર રોઓ છે. આ પ્રસિદ્ધ મકાન મુસાફરોએ અવશ્ય જોવું જોઇએ. હીરામાણેકનાં જડતર કરતાં પણ પથ્થરમાં કોરણીનું અને કારીગરીનું કામ વધારે માલમ પડે છે.

આગ્રાથી રજપુતાના રેલની ગાડીને રસ્તે મથુરાં જવાય છે,

તેમજ સડકને રસ્તે ઊંટગાડીએ પણ જવાયછે. હમે રેલવેને રસ્તે ત્યાં ગયા. મથુરામાં ચોબા લોકોનાં ચાર હજાર ઘર છે. આ બધા જજમાનવૃત્તિનો ધંધો કરે છે. યાત્રાળુઓને તેમને ઘેર ઉતરવાનું થાય છે તે શિવાય જુમનાજીના કીનારા ઉપર કેટલાંક ભાડાનાં મકાન ઉતરવાને મળેછે. શહેરનો દેખાવ સારો છે. ઠેકાણે ઠેકાણે હલવાઇની દુકાનો આવી રહી છે સ્ટેશનથી શહેર તરપ જતાં પહેલો દરવાજો આવેછે તેને હોરી દરવાજો કહે છે. આ દરવાજાનું ચિત્રકામ ઘણુંજ જોવાલાયક છે. દરવાજામાં પેઠા કેડે થોડે છેટે છત્તા બજાર આવે છે તેમાં હમારા ચોબાને ઘેર મુકામ કર્યો. શાસ્ત્રના રીવાજ પ્રમાણે આજે અમારે તીર્થ અપવાસ કરવાનો હતો. ચોબો હમને જમનાજીને કીનારે વિશ્રાંન ઘાટ કરી પ્રખ્યાત ઘાટ છે ત્યાં લઇ ગયો ને ત્યાં સ્નાન કરાવી તથા જુમનાજીને ભેટ મુકાવી મુકામપર લાવ્યો. આ અપવાસને દહાડે ફરાળ ચોબાને માથે હોવાથી બજારમાંથી લાવ્યો. જેમ લખનોરમાં ચોર સાચવવા પડેછે તેમજ અહિંઆં લાલ મહોનાં માંકડાં સાચવવાં પડેછે. આ શહેરમાં માંકડાં ઘણાંજ છે. આપણા દેશનાં વાંદરાં તો ખાવાનુંજ લઇ જાય છે પણ આ તો વાસણ, લૂગડાં વગરે જે હાથ આવે તે લઇ જાયછે. પછી નજીક બેસેછે ને જ્યારે ખાવાને ચણા વગરે કુલડામાં ઘાલીને તેને આપીએ ત્યારે તે પાછું આપે છે. માથે પહેરેલું હોય તે પણ પાછળથી આવી લઇ જાય છે. એ રીતે ઘણોજ ત્રાસ આપે છે.

આ શહેરમાં મુખ્ય વસ્તી ચોબાલોકની છે. આ લોકનો મહોટો ભાગ અભણ છે, તેમજ તેઓ સુસ્ત, આળસુ ને મસ્ત છે. આખો દહાડો, ખાવું, કુદવું, દોડવું, તથા કોઇ જજમાન ગળે

તો તેની સાથે જવું તે સિવાય કાંઇ નથી. દરરોજ સવારે ઉઠી ગામના થડમાં એક અમુક જગા હોય છે, જેને બગીચી કહે છે તેમાં જઇ ત્યાં દીશાપાણીથી પરવારી ભાંગ ( લીલાગર ) પી કેટલીક વાર કસરત તથા કુસ્તી કરી જુમનાજીના કીનારાપર ફરી જજમાન વગરેમાંથી જે મળે તે લઇ જમનાજીમાં સ્નાન કરી મળેલા પૈશાનું બજારમાંથી ખાવાનું લઈ ઘેર જાયછે. તે બે ત્રણ કલાક સુઇ રહી ભાંગપી પાછા બગીચીએ જઈને ત્યાં સવારની માફકજ કરે છે. આવી રીતે તેમનો જનમારો ગાળે છે. જજમાનવ્રત્તિ સિવાય તેમને બીજો ધંધોજ નથી. તેમનામાં જેમ વધારે ખાનાર હોય તેમ વધારે આબરૂદાર ગણાયછે. આ લોકની સ્ત્રીઓ હુશીઆર તેમજ ખુબસુરત છે. આ કંસરાજાની નગરી છે. આસપાસ કેરડાનાં ઝાડ છે. જ્યાં જોઈએ ત્યાં ઘણું કરી કુવાનાં પાણી ખારાં છે, તેમજ બોલી ટુંકારા ભરેલી છે, તે વિશે નીચે પ્રમાણે આ દેશના લોક બોલે છે.—

**बोलंतहेला,वचनंतगाली, करीलवृक्ष,कुपकेजलखारी.**
**होहोकानादेखीएसीमधुपुरीत्हारी.**

મથુરામાં જમનાજીના ક્ષેત્રને વૈષ્ણવ લોકો બહુજ માનેછે. તેમાંના કેટલાક તો તેમાં પગ પણ નથી મુકતા; ફક્ત પાનજ કરે છે, ને એમ બોલે છે કે **यमनापान ने गंगास्नान**.તોપણ કેટલાક સ્નાન કરે છે. જુમનાજીમાં કાચબા ઘણા હોવાથી સ્નાન કરવાને ઘણી દેહશત લાગે છે કારણ વખતે કાચબો બચકું પણ ભરેછે. જુમનાજીનો એક બાંધેલો ઘાટ છે તેને વિશ્રાન્તઘાટ કહેછે. આને આમ કહેવાનું કારણ એવું છે કે કૃષ્ણે જ્યારે કંસને માર્યો ત્યારે આવીને આ ઠેકાણે વીશ્રાન્તિ લીધી હતી. તે ઘાટ ઉ-

પર સાંજરે રોજ આરતી ઉતરે છે તે વખતે ઘણા માણસ ભેગા થાય છે. એ આરતી વખતે લોક કાચબાને ચણા નાખે છે તેથી આરામાં ઠેઠ ઉપરના પગથીઆ સુધી કાચબાનો એવો થર થઈ જાયછે કે પાણી પણ માલમ પડતું નથી. કાચબાની પીઠ ઉપર બેશી કેટલાંક માંકડાં ચણા વીણી ખાય છે. આ દેખાવ ઘણોજ આણંદ પમાડેછે. વીશ્રાન્ત ઘાટની જોડે દાઉદજીનો ઘાટ છે. અહિં દાઉદજીનું મંદિર છે તે પરસોતમજી મહારાજને તાબે છે. આ ઘાટપરથી લોક જુમનાજલ ભરી પોતાને દેશ લઇ જાય છે વિશ્રાન્તઘાટ ઉપર ભાઇબીજ ( કારતક સુદી ૨ ) ને દહાડે નાહાવાનું ઘણુંજ માહાત્મ્ય છે. એવું કહેવાય છે કે તે દહાડે સ્નાન કરનારને જમના દૂત લેવા આવીશકતા નથી. આ તેહેવારને દહાડે હજારો માણસનો મેળો ભરાયછે. ગામમાં વેપાર ઝાઝો નથી. ફક્ત મણીરામજીની એક મહોટી સરાફની દુકાન છે.

ગામ વચ્ચે મણીરામજીનું બંધાવેલું દ્વારકાનાથજીનું મહોટું મંદિર છે. હોરી દરવાજા સિવાય બીજી કોઈ પણ ભાગળપર દરવાજો બાંધેલો નથી. ગામ બહાર કાચી સડકોના રસ્તા છે, તેમજ શહેરમાં દરેક રસ્તે પથ્થરનીસડક શોભાયમાન છે. આ ગામમાં વૈષ્ણવોને કોટે બાંધવાની તુળશીની કંઠીઓ, ગુંજાનાહાર,† માળાઓ, તથા છીદ્રીઓ થાયછે. મુખ્ય વખાણવા લાયક સુતરનાં દોરડાં તથા પાણી કાઢવાની દોરીઓ થાયછે. આપણા દેશમાં પણ મથુરાની દોરીના નામથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે. તે સિવાય પેંડા વખાણવા લાયક થાયછે, તેમાં બે જાત થાય છે. એક ત્યાં ખાવાના આપણા દેશના જેવા થાય છે ને બીજી જાતના પાકી ચાસણીના મુસાફરોને પ્રસાદ તરીકે લેઈ જ-

† ચણોઠી

વાના થાય છે. તે પેંડા બાર મહીના સુધી બગડતા નથી. શહેરમાં શાક ભાજી વગેરે ખાવા પીવાની જોઈતી ચીજ મળેછે અહિં હલવાઇની દુકાનથી પુરી કચોરી વગરે લાવી બ્રાહ્મણ પણ ખાયછે. દહીં વખાણવા લાયક થાય છે. જેમાં જમનાજળ આવ્યું તેનો બાધ અહિંના લોક ગણતા નથી. આ શહેરના લોક તેલ તથા ગોળ ખાધામાં વાપરતા નથી. તેલ તથા ગોળને વાસ્તે નીચેની કહેવત કહે છે-"ગોળ ખાય ઘોડા ને તેલ ખાય જોડા."

મથુરાંથી ફરતી ચોરાશી ગાઉ સુધી વ્રજભૂમી કહેવાય છે આ શહેરમાં ચોબા લોકથી બીજી વસ્તી ડરેછે. પણ ખરૂ જોતાં તે લોકો કોઇ સામો થાય તો રાંકના રાંક છે બાકી નમતાના સામા થવામાં બાકી રાખતા નથી. એ લોકોમાં સંતોષ વખાણવા લાયક છે. યજમાન ગમે તે આપે તે મુઠી વાળી લે છે, આનાકાની કાંઈ પણ કરતા નથી. કોઇ પુછે તેને કહે છે કે લક્ષ રૂપીઆ મળ્યા. આ લોકો ખાધાથી ખુશી છે એટલા બીજા કશાથી નથી. મારી નજરે એક ચોબાને ચાળીસ રૂપીઆભારના શેર પ્રમાણે દોઢ મણ દુધનો દુધપાક ખાતાં જોયો છે. ખાતી વખતે તેણે એમ જણાવ્યું કે તેનો ભાઈ અઢી મણનો ખાય છે. પણ તે નજરે દીઠું નથી.

શહેરથી અડધા મૈલપર દુધાટ કરી જુમનાનો કીનારો છે ત્યાં શ્રાદ્ધ થાય છે. અહિં પણ કાચબાની ધારતી ઘણી છે. અસલ જુમનાજીમાં પુષ્કળ જળ રે'તું પણ હાલ કેટલીક નહેરોના સબબથી ઉનાળામાં ઉતાર થાય છે. મથુરાંથી લોહોવન કરી એક ગામ સામેપાર છે ત્યાં જવાને લોઢાના પીપનો પાણી ઉપર તરતો પૂલ બાંધેલો છે. હાથરસ તરફ જતી રેલગાડીનું સ્ટેશન આ પૂલ ઉતરીને છે.

આ ગામની પ્રદક્ષિણામાં ગામથી થોડે દૂર એક ટેકરો છે તેના ઉપર જુનાં ખંડેર છે તેને કંસનો ટેકરો તથા કંસનો મહેલ કહેછે. આ ખંડેર સિવાય બીજી કાંઇ પણ નીશાની માલમ પડતી નથી. આ કૃષ્ણની જન્મભૂમિ છે. આ શહેરને ફરતી ૮૪ ગાઉમાં કૃષ્ણે લીલા કરેલી છે તેથી ગુસાંઈજી માહારાજ બાર મહીનામાં બે ત્રણ વખતે યાત્રાળુના જથા માફક યાત્રાળુને સાથે લઈને આ ચોરાશી કોસ ફરે છે. રોજ બે બે ચાર ચાર ગાઉની મજલ કરેછે. રસ્તે બસેં ચારસેં આદમી હોવાથી તે લોકોના પાલ તંબુ વગેરેનો પડાવ જંગલમાં પડેછે તેથી મહોટી છાવણી જેવો દેખાવ થઇ રહેછે. આ યાત્રામાં ચોકી વગેરે કરવાને પૂરતાં માણસો રાખેછે ને તેનો ખર્ચ ગુંસાંઇજી માહારાજ આપેછે સંઘમાં હલવાઇ મોદી વગેરેની પણ પૂરતી દુકાનો હોયછે. રાત્રે દીવા બત્તી વગેરેનો બરાબર બંદોબસ્ત રાખેછે. સામાન ઉપાડવાને પણ ભાડાનાં ગાડાં જોડેજ હોયછે. તે સિવાય જે જે જગાએ કૃષ્ણે લીલા કરીછે તે તે જગાએ તે લીલા દેખાડવાને રાસધારી લોકો સાથે રાખેછે તે લોકોમાં એક છોકરો કૃષ્ણનો તથા બે ગોપીનો તથા એક રાધકાજીનો સ્વાંગ ધારણ કરી લીલા કરી બતાવે છે.

ચોમાસાની આખરે પ્રક્રમા ફરવા નીકળે તેને લીલાં વન કર્યાં એમ કહેછે. બાકી શિયાળામાં નીકળે તેને સૂકાં વન કહેછે. આ શહેરમાં પરસોતમજી મહારાજ રહેછે તેતો બાર મહીનામાં ચાર વખતે વૈશ્નવ મળે તો તેમને લઇને ફરે છે, કારણ કે એજ તેમનો મુખ્ય ધંધો થઇ પડ્યો છે. પ્રક્રમા પૂરી થએથી ગજા માફક સઉએ મહારાજને ભેટ કરવી પડેછે.

હમે ગયા તે વખતે ગોકુળનાથજીની ગાદીના ઠાકોરજી લઇને

વહુજી મહારાજ નીકળ્યાં હતાં તેથી તે સંઘમાં આસરે હજાર માણસ હતાં તેમાં હમે પણ નીકળ્યા. દરેક કુટંબ સાથે પોતાનો ગોર એટલે ચોબો સાથેજ હોયછે. બીજી પ્રક્રમામાં તો તેનો ખરચ યજમાનને આપવો પડેછે પણ આમાંતો ઠાકોરજી સાથે હોવાથી વહુજી મહારાજે દરરોજ બધા ચોબાને પાકા સીધાંનો હુકમ કર્યો હતો તેથી ૪૦૦ ચોબા સાથે હતા. એથી વધારે પણ હોત પણ આ અરસામાં ત્રણ જુદી જુદી પ્રક્રમાઓ બબે ચાર ચાર દહાડાને અંતરે ફરતી હતી. પ્રક્રમામાં માહારાજ પણ આપણી સાથેજ ચાલેછે. વહુજી મહારાજ બાઇડીઓના ટોળામાં ચાલે છે. કોઇ અસક્ત હોયતો ડોળીમાં બેશીને પણ ફરેછે. અમારી પ્રક્રમામાં વહુજીમહારાજ હોવાથી રાસધારીઓનાં બે ટોળાં હતાં તેમાં એક રાસ બાઈડીઓ જ્યાં બેસતી ત્યાં થતો તથા બીજો પુરૂષ વર્ગમાં થતો. નીતિ સાચવવા આ રીત બરાબર હતી, કેમકે પ્રક્રમામાં સેંકડો દેશાવરના જુદી જુદી કોમના માણસો હોયછે તેમાં સ્ત્રી વર્ગ પુરૂષ વર્ગ ભેગા ધક્કા ખાઈને પેસવું તે ઘણુંજ અયોગ્ય છે. ને જોવાનો તમાસો હોવાથી આ વખતે ઘણીજ ભીડ થાય છે. દરેક પ્રક્રમામાં આવી રીતે ભાયડા બાઈડીઓની ભીડમાં ધકમધક્કા થતાં સ્ત્રીઓના વસ્ત્ર તણાતાં મહારાજો નજરે ઉભા ઉભા જોયા કરે છે, તેમ હમારી પ્રક્રમામાં નહોતું. હમારે સ્ત્રી વર્ગ તથા પુરૂષ વર્ગને જુદુ હતું તે કાંઈ વૈષ્ણવોની દાઝે હતું તેમ નથી; ફક્ત વહુજીમહારાજની ઓઝલને વાસ્તે હતું, બાકી વૈષ્ણવોની બાઈડીઓની ખાતર દયા આણે એ વાતતો આપણા માહારાજોમાં છેજ નહિ. આપણી સ્ત્રીઓની કીમ્રત માહારાજો ઘણીજ હલકી ગણે છે, ને તેમાં બધો દોષ આપણા વૈષ્ણવ ભાઇઓનોજ છે. આ પ્રક્રમા શરૂ

કર્યા પહેલાં જુમનાજીના વિશ્રાન્ત ઘાટપર ગોર અમને તેડી ગયો ને નીચે પ્રમાણે નિયમ લેવરાવ્યો.

આ ચોરાસી કોસની પ્રક્રમામાં ઉઘાડે પગે ચાલવું, લીલું ઘાસ તોડવું નહિ, માથામાં તેલ નાંખવું નહિ, હજામત કરાવવી નહિ, ખાટલે સૂવું નહિ. આ બધા નિયમોમાં જોડા પહેરવા નહિ એ નિયમ વૈષ્ણવોને બરાબર મુક્તિ આપવા લાયક છે કેમકે ચોમાસાનો દહાડો ને વગડે મુકામ પણ હોય તેમાં ઘણુંકરી પાણીના સ્થળપરજ હોય તેથી જીવ જંતુનો તો પારજ ના હોય. રાત્રે ચોકીદાર જ્યાં જ્યાં ઉભો હોય છે ત્યાં ત્યાં મોટાં કોડીઆંમાં દીવા રાખેછે. સવારે આ કોડીઆં હજારો જીવથી ભરપૂર હોય છે! આવા સ્થળમાં ભોંય સૂવા જેવો પણ લાભ બીજો નથી! વૈષ્ણવોએ આ નિયમ પ્રમાણે ચાલવું, બાકી તેમના ગુરૂ ગુસાંઈજી માહારાજ તેતો મચ્છરદાની સહિત પલંગમાં પોઢે તેની હરકત નહિ! આ ઠેકાણે જ્યારે આપણે ટીકા કરીએ છીએ ત્યારે અતડા પડવું પડે છે, કેમકે આખા સંઘમાં આવા વિચારનો કોઈપણ ભાગ્યેજ મળી આવેછે. બધાની રીત પ્રમાણે મેં પણ આ નિયમ ગ્રહણ કરી મુકામપર આવી બજારમાંથી એક પાલ તથા ગાડાવાળા જોડે ભાડાનો બંદોબસ્ત કર્યો.

દર રોજ સવારના દશ અગીઆર વાગ્યાની અંદર ચાલવાનું થઈ રહે છે.

પહેલે દહાડે મથુરાની બહાર અમારો પડાવ થયો. તે દહાડે મથુરાનીજ પ્રક્રમા કરી તેમાં નીચે પ્રમાણે લીલાઓ છે.

પ્રથમ વિશ્રાંતઘાટપર આચારજી મહાપ્રભુજીનાં દર્શન કરી ત્યાંથી આગળ બળભદ્રઘાટ, યોગઘાટ, તથા પ્રયાગઘાટમાં સ્નાન કરી, રામઘાટપર કનખલ ક્ષેત્ર તથા રામેશ્વરનાં દર્શન છે તે કરી, આ-

ગળ બંગાળી ઘાટ તથા ધ્રુવઘાટ ઊપર સ્નાન કર્યું. ત્યાંથી આગળ બુદ્ધિતીર્થ આવે છે ત્યાં રંગભૂમિ છે તેનાં દર્શન કર્યાં. અહિં ઠાકુરજીએ ગાંડીવ ધનુષ્ય તોડયું છે તથા કંસને મારી ઉગ્રસેનને રાજ્ય આપ્યું છે તેથી તેની પાસે રંગેશ્વર માહાદેવનું સ્વરૂપ છે. ત્યાંથી આગળ કેશવદેવજીનું મંદિર છે, તેની પાસે કૃષ્ણકુપ છે, તેના થડમાં કુબ્જાકુપ છે, ને તેના આગળ સરસ્વતી કુંડ તથા ઉત્તરકોટીકુંડ છે. ત્યાંથી આગળ ગોકરણેશ્વર માહાદેવ તથા ગૌતમ ૠષિની સમાધી છે. ત્યાંથી આગળ સરસ્વતીસંગમ તથા દશાશ્વમેધનો ઘાટ છે. ત્યાંથી આગળ કૃષ્ણગંગાનો ઘાટ છે. આ ઘાટપર કોઢીઓ સ્નાન કરે તો કોઢ જાય છે એવું કહેવાય છે. ત્યાંથી આગળ વૈકુંઠઘાટ છે. આગળ ગઉઘાટ છે તેને કિનારે વારાહજીનું સ્વરૂપ છે. આ રીતે મથુરાંજીની પ્રક્રમા પૂરી કરી.

બીજી પ્રક્રમાઓ દોઢમહીનામાં પૂરી થાય છે પણ ઠાકુરજી સાથે હોવાથી હમને અઢી મહીના લાગ્યા, કેમકે રોજ થોડો થોડો મુકામ થતો. બીજે દહાડે સવારે અહિંથી બે ગાઉપર મધુવન કરી એક નાહાના ગામડા આગળ મુકામ થયો કે તરતજ રાસ શરૂ થયો. કોઇ દિવસે રાસ જોયેલો નહિ તેમજ આ પ્રક્રમાનો પહેલવહેલો રાસ હોવાથી આજ જેટલી ભીડ બે મહીનામાં કોઇ દહાડો થઈ નહોતી. બધા ખાવા પીવાનું પડચું મુકી અહિં રોકાયા હતા. આ સ્થળે ગોચરાવનનો રાસ થયો. અહિં મધુકુંડ છે તેની પાછળ આચારજી માહાપ્રભુજીની બેઠક છે. અહિં ચતુર્ભૂજરાયજીનું મંદિર છે. અહિં મધુદૈત્યને માર્યો છે તેની લીલા સાંજરે કરી. બીજે દહાડે રસ્તામાં તલવનની લીલા કરી. આ ઠેકાણે ભગવાને તાળનાં ફળ ખાધાંછે તથા ધેનુકાસુર દૈત્યને માર્યો

છે. આ લીલા કરી દેખાડી કમોદવનમાં મુકામ કર્યો. આ ઠેકાણે જળશૈયાનો વિહાર કર્યો છે. ત્યાં જળક્રિડા કરી વ્રજભકતને* સંતોષ પમાડયાં છે. અહિં તમાલના ઝાડ નીચે આચારજી મહાપ્રભુજીની બેઠક છે. નજીક કપિલ દેવનું મંદિર છે ત્યાંથી વેણુનાદ કરી વ્રજભક્તને બોલાવી છે. તે છાક+ લઈને આવીઓ છે તે ઠાકુરજી આરોગ્યા છે. આ લીલા કરી બતાવે છે.

અહિંથી આગળ મુકામ શાંતનુંકુંડનો છે. અહિં શાંતનું રાજાને વરદાન આપ્યું છે. ઠાકોરજી સતવાનો ભોગ આરોગ્યા હતા તેનો રાસ થાય છે. આ ઠેકાણે ૫ળ ચાંદી તથા ચોખાનું દાન થાય છે તે દાન આપણો ગોર લે છે.

ત્યાંથી આગળનો મુકામ બહુલાવનમાં થાય છે. અહિં કૃષ્ણકુંડ ધામ છે ત્યાં બારશે સવારે સ્નાન કરી એક ગાય આપે તો હજાર ગાયોનું ફળ કહેવાયછે. વડ નીચે આચારજીની બેઠક છે. ત્યાંથી આગળ જખીનગામ છે ત્યાં બળદેવજીનું મંદિર છે ને તેની નજીક બળદેવ કુંડ તથા રેણુ કુંડ છે. ત્યાંથી તોક ગામનો મુકામ છે. અહિં કુંડ છે તેમાંથી એક વખતે ઠાકુરજી ગાયો ચરાવા આવ્યા ત્યારે થાકી જવાથી જળપાન કર્યું હતું તેનો રાસ થાય છે.

આગળ મુકામ મુખરાઈ ગામનો થાય છે. ત્યાંથી આગળ કૃષ્ણકુંડ રાધાકુંડનો મુકામ થાય છે. કુંડના થડમાં મહોટું ગામ છે તેની નજીક કેટલીક ધર્મશાળાઓ છે તેમાં કેટલાક બંગાળી લોકોએ વાસ કરેલો છે. આ બે જોડાજોડ પાકા બાંધેલા મહોટા કુંડ છે તેમાં કારતક સુદી ૮ ને દિવસે રાત્રે બાર વાગે ૧૦૧

* ગોપીઓ. + ખેતરમાં ભાત લઈ જાય છે તેમ થાળમાં પૂરી ખાવાનું લાવવું.

તીર્થ આવે છે તે વખતે સ્નાન કરનારને તે બધાનું ફળ મળે એમ કહેછે. આ દહાડે આશરે પચીસ તીસ હજાર આદમીનો મેળો ભરાય છે. આ વખતે હમે મથુરામાં હોવાથી હમે પણ ગયા હતા. તેનીનજીક લલીતાકુંડ તથા નારાયણકુંડ છે, ત્યાં ગુસાંઈજી, ગોકુલનાથજી તથા આચારજીની બેઠક છે. અહિંના કુસુમ વનમાં ઓધવજી રહ્યા છે.

અહિંથી આગળનો મુકામ માનસી ગંગાનો થાય છે. આ જતીપુરા ગામના થડમાં ચારેતરફ બાંધેલું મ્હોટું સુશોભિત તળાવ છે. અહિંથી ડાબા હાથ તરફ ગીરીરાજનો રસ્તો છે ત્યાં વસઈ ગામ છે ત્યાં શ્રી નંદરાયજી આવીને વશ્યા છે. ત્યાંથી આગળ ગીરીરાજની તળેટી આગળ ગોવરધન ગામમાં મુકામ થાયછે. અહિં અણકોટની લીલા થાય છે. હર સાલ અણકોટ આરોગવા ગોકુળનાથજીની ગાદીના ઠાકોરજી અહિં પધારે છે તેનો કારતિક સુદ પડવેનો મહોટો મેળો ભરાય છે. માનસી ગંગાથી જતાં રસ્તામાં હરદેવરાયજીનું મંદિર તથા દાણઘાટ આવે છે. ગોવરધન ગામમાં નીચે પ્રમાણે ચાર કુંડ છે.

**ऋणमोचन, धर्मलोचन, पापमोचन, गोरोचन.**

ત્યાંથી આગળ અડીંગદાન છે. અહિં અડી અડીને દાન લીધાની લીલા થાય છે. તેની નજીકના કલોલ કુંડમાંથી સાત સ્વરૂપે ભેગા થઈને જળપાન કરેલું છે. ત્યાંથી આગળ પરસોલી ગામના મુકામે ચંદ્ર સરોવર આગળ રાસ કર્યો છે ને રાત્રી છ મહીનાની કરી છે. ત્યાંની કુંજમાં ગુસાંઇજીની તથા આચારજી માહાપ્રભુજીની બેઠક છે.

ત્યાંથી આગળ પેઢા ગામના મુકામમાં રાસમંડળનો ચોતરો છે. અહિંથી આગળ આન્યોર ગામને મુકામે સ-

દુપાંડેના ઘરમાં આચારજી માહાપ્રભુજીની બેટક છે તથા તેના ઘરમાં ઠાકુરજીના હસ્તાક્ષર છે તથા ઠાકોરજીની ટોપીનાં દર્શન છે. અહિં ઠાકુરજી કાંકરીની રમત રમી આગળ પુંછરી આ-મનો મુકામ કરે છે. અહિં રામદાસની ગુફા તથા ગોવિંદસ્વામી-ની કદંબખંડી છે. આ કદંબખંડીમાં વ્રજભક્તને ઠાકુરજીએ ના-ના પ્રકારનાં સુખ દીધાં છે. ત્યાં ગુસાંઈજીની સમાધી છે.

આગળ મુકામ ગોપાળપુર ગામનો થાયછે. અહિં સાતે ગાદીના સ્વરૂપનાં દર્શન છે તેની પાસે શ્રીનાથજીનું તથા મથુરાં નાથજીનું મંદિર છે; આગળ રૂદ્ર કુંડ આવેછે. અહિં ઠાકોરજી-એ અંતરધ્યાન લીલા કરીછે, તે વખતે વ્રજભક્તના રૂદનથી આંસુનો કુંડ ભરાયો છે. તેની પાસે જાણ્ય અજાણ્ વૃક્ષ છે તે-મને ગોપીઓએ ઠાકોરજીની ભાળ પુછી છે ત્યારે એકે હા કહી છે ને એકે ના કહી છે. આની લીલા થાય છે. અહિંથી આગ-ળનો મુકામ ગુલાલકુંડનો થાય છે. અહિં વસંતનો રાસ થાયછે. તેની પાસે ગાંઠોલીની કદંબખંડી છે. આ કંદબખંડીમાં ઠાકોરજી-નો વ્રજભક્તે વિવાહ કર્યો છે. અહિં સુધી ગોવરધનની પ્રક્રમા છે. આગળ પરમોઠા ગામ આવેછે. અહિં ઇંદ્ર ઠાકોરજીની ગાય ચોરી ગયો છે ત્યાં ઈંદ્રકુપ તથા કુંડ છે. ગાય કેટલાક માણુસ-ને મારી ઠાકુરજી પાસે પાછી આવીછે. ત્યાંથી આગળ ગામદીગ છે. હિંદુસ્તાનના ઈતિહાસમાં આ ગામ પ્રસિદ્ધ છે. અહિં ભરતપુ-ના રાજાનું બાંધેલું મ્હોટું મકાન છે તે દીગનાં ભોવનના નામથી પ્રસિદ્ધ છે. આ મકાનમાં સવાલક્ષ ફુવારા છે તેને વાસ્તે પ્રખ્યા-ત છે. ત્રીજા માળ ઉપર તળાવ છે. બધા ફુવારા છોડવાને ત-ળાવ ભરાવતાં બસો રૂપીઆ ખરચ પડે છે. દીગગામ પણ સારૂં છે. ત્યાંથી આગળ કામવનનો મુકામ થાય છે. અહિં પ્રક્રમા

ત્રણ દિવસ રહે છે આ મુકામે નીચે પ્રમાણે લીલા છે. યજ્ઞકુંડ આગળ દશ અવતારનાં સ્વરૂપ છે. તથા આગળ વીમળકુંડ, યશોદાકુંડ તથા લંકા કુંડ છે. ત્યાં ઠાકુરજીએ સેતુ બાંધ્યો છે. રામાવતારની લીલા અહિં થાય છે. આગળ પદ્મકુંડ મુકી મોહો આગળ લુક લુક કુંડ છે ત્યાં ઠાકોરજી સંતાકુકડી રમ્યા છે તેની લીલા થાય છે. ત્યાં રમતાં રમતાં ઠાકોરજી અંતરધ્યાન થઈ જાયછે ને થોડીવારે નજીકના એક પાહાડ ઉપરથી વાંસળી વગાડે છે એટલે વ્રજભકત જાગ્રત થાય છે. આ લીલા રાસધારીઓ આબેહુબ કરેછે. આગળ ચરણ પાહાડી છે. ત્યાં વજભકત પોતાને ઘેરથી છાક લાવી ઠાકુરજીને ગોવાળ મંડળી સમેત આરોગાવે છે. તેની પાસે નંદકુપ છે ત્યાં શામ તમાલના વૃક્ષ નીચે ગુસાંઇજી તથા આચારજીની બેઠક છે. નજીક ઘસણી સલ્લા છે તે ઉપર ઠાકોરજી ઘસણીની રમત રમ્યા છે. તેની પાસે અગાસુરની ગુફા છે ત્યાં સખા સમેત ભોજન કર્યું છે. ગઉ વચ્છ લઈ ગયાની ફરીયાદથી ગુફામાં જઇને ઠાકુરજીએ અગાસુર દૈત્યને બાહાર કાઢી માર્યો છે. ત્યાંથી આગળ ભોજન થાળી છે. એની આગળ માનસીકુંડ છે તથા વારાહકુંડના કીનારાપર કામેશ્વર માહાદેવજી છે. આટલી કામવનની પ્રક્રમા છે. આ શિવાય ગામમાં ગોકુળચંદ્રમાજીનું સાત ગાદીમાંનું મંદિર છે. આ ઠાકોરજી પ્રથમે જેપુરમાં બીરાજતા હતા તેવામાં માહારાજને ને જેપુરના રાજાને ટંટો થવાથી રીસાઇને ઠાકુરજીને અહિં લાવ્યા છે.

અહિંથી આગળ મુકામ કુનવારા ગામમાં થાય છે. અહિં ઠાકોરજી તથા બળદેવજી કુનવારો આરોગ્યા છે. પાસે સુનહરાની કદંબ ખંડી છે ત્યાં વ્રજભકત સાથે નાના પ્રકારની લીલા

કરી છે તથા અનેક રમત રમ્યા છે તેનો રાસ થાય છે. તથા ગોપીઓએ ફુલ વીણી લાવી શય્યા બનાવીછે તે ઉપર રાધકાજી સાથે વિહાર કર્યો છે તેની લીલા થાયછે. ત્યાં ચિત્ર વિચિત્ર સલ્લા છે તેના નીચે ચોતરો છે તે ઉપર ગોપીજન ઉભાં રહીવિહારનું અવલોકન કરે છે.

ત્યાંથી આગળ બળદેવજીનું ઉંચું ગામ છે. અહિં ચોતરો છે તે ઉપર બળદેવજીએ વ્રજભકત સાથે લીલા કરી છે.

ત્યાંથી આગળ રાધકાજીના બાપનું બરસાણા ગામ આવે છે. તેની પાસે યશોદાકુંડ છે. આગળ દોહોણી કુંડ છે ત્યાં યશોદાજી દોહોણી ધોવા આવ્યાં હતાં તેમને શ્યામનીજી મળ્યાં તેમને યશોદાજીએ શણગાર કર્યોછે, તે સમે ઠાકુરજી પધાર્યા છે. ત્યાં વિલાસ મંદિર છે, તેમાં ઠાકોરજીએ વિલાસ કર્યો છે. ત્યાં દાની વન ત્યાં ઠાકુરજીએ દાન લીધું છે તેની જગ્યા છે ત્યાં સાંકડી ખો છે ત્યાં શ્યામનીજીને લઈને પધારે છે. ત્યાં આચારજીની બેઠક છે. ત્યાં માન મંદિર છે ત્યાં રાધકાજીએ માન મનાવ્યુંછે ત્યાં હીંડોળો છે ત્યાં ઠાકોરજીએ વિલાસ કર્યો છે એટલી લીલા થાય છે. તેની અગાડી ખીરીપોખર ગામ છે. અહિં શ્યામનીજી સ્નાનદાન કરતાં હતાં તે વખતે ઠાકોરજી પધાર્યા છે. ત્યાં પ્રેમ સરોવર તથા ચોતરો છે. ત્યાં ઠાકોરજી પધાર્યા છે તેમને વ્રજભકતે રાખડી બાંધી છે. ત્યાંથી આગળ વિમલા દેવી તથા વિમલા કુંડ છે ત્યાં વ્રજભકતે શૃંગાર કર્યો છે. ત્યાંથી આગળ કૃષ્ણ કુંડ છે ત્યાં શ્રાંવણ સુદી ૧૫ ને દિવસે રાસ થાય છે.

અહિંથી આગળ ચંદ્રાવળીજીનું ગામ છે ત્યાં ચંદ્રાવળી કુંડ તથા ચંદ્રાવલીજીની બેઠક છે. અહિં નાના પ્રકારની વિહારલીલાનો રાસ થાય છે. તેની પાસે યશોદાજીનું મંદિર તથા કૃષ્ણકુંડ

છે ત્યાં સવારે અપછરાઓ જળપાન કરવા આવે છે. તેની પાસે લલીતાકુંડ તથા રાસમંડળનો ચોતરો છે ત્યાં લલીતાજીની તથા વીશાખાજીની કુંજ છે. અહિં ઠાકોરજી નિત્ય પધારતા હતા. તેની પાસે વિલાસકુંડ છે ત્યાં વિલાસનો રાસ થાય છે. તેના આગળ મોહનકુંડ છે. અહિં ઠાકોરજીની છબી જોઇ વ્રજભક્ત મોહિત થયાં છે, તે વખતે શરીરની શુદ્ધિ રહી નથી. ઠાકોરજીએ વાંસળી વગાડી તેમને શુદ્ધિમાં આણ્યાં છે. ત્યાં રામદાસની ધાનની ક્યારીઓ છે. ત્યાં વેણુનાદથી સઘળીઓને બોલાવી છે ને તેમની સાથે પ્રેમથી ગાયો ચરાવી છે. આ મુકામે ગોપઅષ્ટમીનો ઓચ્છવ થાય છે. અહિં પથ્થરના હાઉનું સ્વરૂપ છે. ઠાકોરજી જ્યારે તોફાન કરતા ત્યારે યશોદાજી આ હાઉ દેખાડીને બીવડાવતાં હતાં. એવું કહે છે કે આ હાઉ પણ તેજ વખતનો છે. ત્યાંથી આગળ મધુસુદન કુંડ છે. અહિં દહીં વલોવાનાં પથ્થરનાં મ્હોટાં માટ છે તથા વિહારીકુંડ છે. આગળ નંદગામની કદંબખંડી છે. આ કદંબખંડીમાં વિહાર કરી વ્રજભક્તને પરમસુખ દીધું છે તેનો રાસ થાય છે. તેના આગળ સારસ વન છે. આ વનમાંથી ગોપીઓએ ફુલવીણી રાધકાજીની વેંણી ગુંથી છે.

અહિંથી પૂર્વ દિશામાં કુંડલવન છે ત્યાં ઠાકોરજીનું કુંડલ ખોવાયું છે તે વ્રજભક્તે સોધી કાઢ્યું છે. આ નંદગામની લીલા છે. ત્યાંથી આગળ કરેલા ઉપવન છે. ત્યાં કૃષ્ણકુંડ ધામ છે ત્યાં વ્રજભક્તને કંકણ પહેરાવ્યું છે તથા વ્રજભક્ત સહિત લીલાકરી છે. ત્યાં કરેલાની કદંબખંડીમાં નિત્ય વિહાર લીલા કરતા હતા. ત્યાં જુદા જુદા ચોક છે ને આચારજી મહાપ્રભુજીની બેઠક છે. અહિં રાધકાજીએ અંજન કર્યું છે.

આ ગામમાં ચારસો ઘર રાસધારીનાંજ છે. તેમાંનો એક

બીહારી કરીછે તેના ઘરમાં એક પુરાતન મુકુટ છે તેને વિશે એમ કહે છે કે શ્રીનાથજી બાવાએ એના વડીલોને આપેલો તે તેજછે. ગુસાંઇજીઓ પણ આ વાત કબુલ કરે છે. રાત્રે આખા ગામમાં શીખેલાં તેમજ અણઘડ રાસધારીનાં જેટલાં છોકરાં હોય તેટલાં બધાંને એકને રાધકાજીનો ને એકને ઠાકોરજીનો એવો સ્વાંગ પેરાવી જોડાં કરી લાવે છે. પછી જે મહારાજની પ્રક્રમા હોય તે દરેક જોડે અકેકો રૂપીઓ આપે છે. આ બધાં એક ટોળામાં થોડી વાર ફરી ગમત આપે છે.

ત્યાંથી આગળ પીસાયું ગામ છે. આ ગામમાં ઠાકોરજી તરસ્યા થયા ત્યારે સ્યામનીજીએ ઠાકોરજીને જળ લાવી આપ્યુંછે. ત્યાં લલીતા કુંડ તથા લલીતાજીની બેઠક છે. તેના આગળ વન છે ત્યાં બક્રાસુરને માર્યો છે. તેની પાસે સૂર્ય કુંડ છે ત્યાં રાધક્ાજી પુલ વીણે છે. ત્યાં આગળ ઠાકોરજી મોરનું સ્વરૂપ ધારણ કરી નૃત્ય કરે છે.

આ દેખાવ લલીતાજીની નજરે પડે છે તેથી ધારે છે કે આ કોઈ અવતારી પુરૂષ છે. ત્યાંથી આગળ કુમુર ગામ છે. અહિં ચાર કુંડ છે ત્યાં ઠાકોરજીએ વિહાર કર્યો છે. તેની આગળ જાવકનું ઉપવન છે ને તે પછી રાસોલીની કુંજ છે. આ કુંજને કોકીલાવન કહે છે. ત્યાં કૃષ્ણકુંડ છે તેનું પાણી હમેશાં શીતળ રહે છે. ત્યાં આચારજી મહાપ્રભુજીની બેઠક છે. તેની પાસે લલીતા કૂપ છે તેના જળથી ઠાકોરજીને લલીતાજીએ સ્નાન કરાવ્યુંછે. અહિં હોરી ખેલી વિહાર કરે છે. આગળ ચરણગંગા છે ત્યાં ઠાકોરજીનાં ચર્ણ ધોયાં છે. તેની પાસે દધી કુંડ છે ત્યાં ઠાકોરજીએ દહીં વલોવ્યું છે. અહિં કદંબના ઝાડ નીચે એક ઠાકોરજીની બેઠક છે.

ત્યાંથી આગળ ક્ષીર સાગર શેષશાયીનો મુકામ છે. અહિં વ્રજભક્તે કહ્યું કે લક્ષ્મીનારાયણ કેવી રીતે તપશ્ચર્યા કરેછે ત્યારે ઠાકોરજીએ આજ્ઞા કર્યાથી બળદેવજી શેષનાગ થયા તે ઉપર ભગવાન પોઢ્યા એટલે સખાઓએ કહ્યું કે માહારાજ હજી તો કંસને મારવો છે માટે જે લીલા કરતાહો તે કરો. આવો રાસ થાય છે. ત્યાંથી આગળ યમુનાંજીની પુલીન છે. અહિંથી શ્રી ઠાકુરજીએ વેણુનાદ કર્યો છે. તેની આગળ રામઘાટ છે, ત્યાં રાસનો ચોતરો છે. ત્યાં એક વખતે બળદેવજીએ રાસ કર્યો છે તે વખતે યમુનાજીએ કહ્યું કે રાસ તમને શોભે નહિ એતો શ્રીઠાકોરજીને શોભે તેથી બળદેવજી ત્યાંથી આગળ ચાલી પીંપળા હેઠળ બેઠા છે. ત્યાંથી આગળ બળદેવજીનું ગામ આવે છે ત્યાં નાહાના મંદિરમાં બળદેવજીની ઉભી મૂર્ત્તિ છે. આ બળદેવજીની માનતા ઘણી ચાલે છે. જે લોકો પ્રક્રમામાં નથી જતા તે પણ ગાડીઓ ભાડે કરી અહિં દર્શન કરવા જાય છે. આ ઠાકોરજીની મુખ્ય બાધામાં ખીરનો હાંડો કરે છે. આ ગામના બ્રાહ્મણ આપણા ગોર થાય છે અને તે લોકો યાત્રાળુને દુઃખ દીધામાં કોઈ પ્રકારની બાકી રાખતા નથી. ત્યાંથી આગળ બ્રહ્મઘાટ છે ત્યાં બ્રહ્માએ તપશ્ચર્યા કરી છે. ત્યાંથી આગળ ભૂષણવન છે ત્યાં શ્રી ઠાકોરજીએ ભૂષણ ધારણ કર્યાં છે. ત્યાંથી આગળ નિવારણ વન છે ત્યાં નીવારાનાં ફુલ થાય છે. ત્યાંથી આગળ ગુંજાવન છે. અહિં વ્રજભક્તોને *ગુંજાના હાર પહેરાવ્યા છે. એવું કહેવાયછે કે શ્રી ઠાકોરજી જુમનાજીને કીનારે હમેશ મધ્યાનકાળે વિહાર કરે છે. ત્યાંથી આગળ અખેવડ છે ત્યાં સઘળી ગોપીઓએ મળી શ્રૃંગાર

* ચણોઠી.

કર્યો છે પછી ત્યાંથી સંકેટવન પધાર્યાંછે તેનું નામ ગોપીવટ છે. ત્યાં ગોપીઓ સાથે ઠાકોરજીએ વિહાર કર્યો છે. તેની પાસેના કુંજમાં વ્રજભક્તો સાથે જુદે જુદે ઠેકાણે રાસ કર્યો છે. ત્યાંથી આગળ જુમનાજીને કીનારે તપોવન છે ત્યાં ઠાકોરજીને સ્વામની-જીને લીધે વિરહ ઉપ્તન થયો છે તે વખતે તેમની આંખમાં આં-સુ આવ્યાંછે તે સમાચાર શ્યામનીજીને કોઇ સખીએ કહ્યા તેથી તે ત્યાં દોડી આવી વિરહ દૂર કરે છે. આ રાસ આ ઠેકાણે થા-ય છે ત્યાંથી આગળ ગોપી વન છે ત્યાં ગોપીઓએ સ્નાન કર્યુંછે. અહિં ચાર પીંપળાનાં ઝાડ છે તે ચારે ભગવાનના સખા છે. ત્યાંથી આગળ ચાર ઘાટ છે. ત્યાં આગળ નિત્ય નિત્ય ગોપીઓ કાત્યાયની દેવીનું પૂજન કરવાને આવતી ને પૂજન કરી વર મા-ગતી કે હમને ઠાકોરજી મળે. આવી અરજ ઘણા દિવસની સાં-ભળી એક વખતે ગોપીઓ કીનારે વસ્ત્ર મુકીને સ્નાન કરતી હતી તે વખતે ઠાકોરજી વસ્ત્ર લઈ કદંબના ઝાડપર ચઢી ગયા. પછી ઘણા કાલાવાલા કર્યેથી પ્રસન થઈને વસ્ત્ર આપ્યાં. આવી લીલા અહિં થાય છે પણ આ આરા ઉપર મગરનું જોર ઘણું હોવા-થી રાસ કરનારને તેમજ યાત્રાળુને ઘણું સાવધ રહેવું પડે છે. ત્યાંથી આગળ નંદઘાટ છે.

એક સમે એવી બૂમ પડી કે નંદરાયજીને કોઇ લઇ ગયું. આ ખબર સાંભળી બળદેવજી જુમનાજીના કીનારે ઉભા રહ્યા ને શ્રીઠાકોરજીએ તરતજ જુમનાજીમાં પ્રવેશ કરી વરૂણને ત્યાં જઇ વરૂણને વરદાન આપી જળનો રાજા કર્યો ને ત્યાંથી નંદરાયજીને લાવ્યા, તેથી નંદરાયજીએ જાણ્યું કે આ કોઇ અવતારી પુરૂષ છે.

પાસે ઉપવન છે ત્યાં નંદરાયજી સ્નાન કરી શાળિગ્રામની

સેવા કરતા હતા તે વખતે ઠાકોરજીએ શાળિગ્રામ ઉપાડીને મોહોમાં ઘાલ્યા. ઘણું સોધાવ્યા પછી ઠાકોરજી હસીને મોહોમાંથી કાઢી આપ્યા તેને યશોદાજીએ પંચામૃતથી સ્નાન કરાવી ક્ષમા માગી કે—મારા છોકરા ઉપર કૃપા રાખજો, આથી શાળિગ્રામે પ્રસન્ન થઇને વરદાન આપ્યું કે કૃષ્ણનું કલ્યાણ થાઓ. આ પ્રમાણે નંદઘાટની લીલા છે.

તેની પાસે વસાઈ ગામ છે ત્યાં ઠાકુરજી વ્રજભક્તને વશ થયા છે. ત્યાંથી આગળ વચ્છા વનમાં વચ્છ વિહારી તથા ચતુરવિહારીનું મંદિર છે. ત્યાં ગોવાળ ચોતરો તથા ગોવાળકુંડ છે. કુંડ ઉપરથી વચ્છ હરાયાંછે. શોધ કરતાં માલમ પડ્યું કે બ્રહ્માએ વચ્છ ચોર્યાં છે. તેથી ઠાકોરજીએ મહાત્મ્ય દેખાડીને પાછાં લીધાં. તેની પાસે રાસોલી ગામમાં રાસોલીનો ચોતરો છે. તેની પાસે વસાઈ ગામાં ટેકરી ઉપર આચારજી મહાપ્રભુજીની બેઠક છે. ત્યાં ઠાકોરજી ખીર આરોગ્યા છે તથા ત્યાં રામચંદ્રજીનાં દર્શન છે. ત્યાં ઠાકોરજીએ રામચંદ્રજીનું સ્વરૂપ ધારણ કરી ગરૂડનો સંદેહ દૂર કર્યો છે.

ત્યાંથી આગળ ગરૂડ ગોવિંદ ગામ છે ત્યાં વ્રજભકતોનો એ ઠાકોરજીનું નામ ગોવિંદ પાડયું છે. ત્યાંથી આગળ ભથરોંડ થઈ વંદ્રાવન ગામ આવે છે. નીચે પ્રમાણે વદ્રાવનની લીલા છે. એ ગામની પાસે કાલિમર્દનની મૂર્ત્તિ છે. ત્યાં કદંબનું ઝાડ છે તે પરથી ઠાકોરજીએ જુમનાજીમાં કુદી પડી કાલિનાગને નાથ્યોછે. તેની પાસે જુગલઘાટ છે ત્યાં બાંકેબિહારીનું મંદિર છે. તેની આગળ વિહાર ઘાટ છે. તેની પાસે સેવા કુંજ છે તેમાં રંગમહેલ છે, ત્યાં ઠાકોરજી ને સ્વામનીજી નિત્ય વિહાર કરે છે. તેની આગળ શૃંગારવટ છે ત્યાં ઠાકોરજીએ સ્યામ વેદ મુરલીમાં ગાયો

છે. (આ લીલા કરે છે પણ રાસધારીનાં છોકરાં નામ લખતાં પણ ભણેલાં નહિ તો વેદ કયાંથી જાણે પણ સાદી વાંસળી ફું-કે છે) ત્યાં વાંસની ઝાડી છે. ત્યાંથી જુમનાજીનો બીજો ચૈન ઘાટ છે ત્યાં કદંબના ઝાડ નીચે કેશીદાનવને માર્યો છે, તથા ત્યાં ઠાકોરજીની બેઠક છે. ત્યાં સઘળાં વ્રજભક્તોએ આવી ના-ના પ્રકારની સામગ્રી ઠાકોરજીને આરોગાવી છે. ત્યાં રાત્રે વિહાર કર્યો છે તેની પાસે કેશીઘાટ છે. તેની નજીક વંશીવટનો ચોતરો છે, તે ઉપર હોરીની લીલા કરી છે તથા પાસે આચારજી મહા-પ્રભુજીની બેઠક છે. ત્યાં વિહારની જગા છે, ત્યાં ગોપેશ્વર મહા-દેવજીનું દહેરૂં છે. તેની પાસે ગોવિંદ દેવજીનું મંદિર છે, તથા ગોપીનાથ માહારાજનું મંદિર છે. તેની પાસે નીધીવનમાં નિત્ય વિહારની જગા છે. તેની પાસે રાધાબાગમાં સ્યામનીજીનું કુંજ મંદિર છે. ત્યાં ગોવિંદ કુંડ તથા વેણુ કુપ છે. અહિં વેણુનાદ કરી જળ પ્રગટ કર્યું છે ને ગાયો તથા સખાને જળપાન કરા-વ્યું છે. ગામથી એક ગાઉ ઉપર દાવાનળ કુંડ છે ત્યાં દાવાનળ પાન કર્યું છે. આ પ્રમાણે લીલા પ્રક્રમામાં થાય છે.

પ્રક્રમા ગામથી દૂર દાવાનળ કુંડ ઉપર હતી તેથી અમે ત્યાંથી શહેરમાં જોવા ગયા. આ શહેરમાં બજારની તેમજ ઘર તથા મંદિરોની બાંધણી જોતાં મથુરાંથી ઘણોજ ચઢતો દેખાવ છે. બજારના રસ્તામાં ફક્ત મથુરાંથી ઉતરતી પથ્થરની સડક છે. ગામમાં નાહાનાં મહોટાં થઇ આશરે ૩૬૦ મંદિરો છે. તે સિ-વાય ઘરનાં મંદિરોનો તો પારજ નથી. આ ગામવિશે સાધુ લોક બોલે છે કે " ઘર ઘર તુળસી ઘર ઘર ઠાકુર " એ બરાબર છે, કેમકે કેટલાક બંગાળી લોકો વૃધ્ધાવસ્થામાં એકાંત વાસ સારૂ આવી આ શહેરમાં ઠાકોર પધરાવી પોતાનો વખત ભકિત-

માં ગાળે છે. તે સિવાય કેટલાક પરદેશી ગૃહસ્થે બંધાવેલાં ઘણાંજ વિશાળ મંદિરો જોવા લાયક છે, તેમાં મુખ્ય લાલાબાબાનું, જેપુરના મહારાજાનું, શાહાજીનું, શેઠજીનું, તથા મણિરામજીનું સોનાના સ્તંભવાળું છે. આ છેલા મંદિરનો વિસ્તાર ઘણો જ મહોટો છે. વચલી પ્રક્રમામાં એક કુંડ છે તેમાં હોડી ફરેછે.

આપણા દેશના યાત્રાળુ જ્યારે પ્રથમ આ યાત્રાગા મંદિરમાં સોનાનો સ્તંભ જુવે છે ત્યારે ઘણીજ નવાઈ માને છે, પણ જેણે દક્ષિણ હિંદુસ્તાનનાં મંદિરો જોયાં છે તેને આવા સ્તંભની કંઇપણ નવાઈ લાગતી નથી, કેમકે દક્ષિણમાં નાહાનાં મહોટાં દરેક મુંદિરમાં આવા સ્થંભ હોય છે.

આ શહેરમાં મુખ્ય વખાણવા લાયક બનતી વસ્તુઓ ઉનની કાંબળીઓ જેને આ દેશના લોક "લોહી" કહે છે તે તથા પથ્થરનાં વાસણ તથા છીદ્રીઓ છે. તેમજ આ ગામમાં હલવાઇની દુકાનો ઘણી છે ને તે લોકો જેવી મીઠાઈ બનાવે છે તેવી આપણા દેશમાં બિલકુલ બનતી નથી. વંદ્રાવનથી મથુરાં ત્રણ ગાઉ છે. રસ્તે પાકી સડક બાંધેલી છે. ભાડાની ઘોડા ગાડીઓ ઘણી મળે છે. રસ્તો આખો દહાડો ચાલુ રહેછે. પ્રદેશી યાત્રાળુને આ ગામમાં ઉતરવાને આચારજીની બેઠકના મકાનમાં કેટલીક ઓરડીઓ છે ત્યાં સગવડ સારી છે.

અમારી પ્રક્રમામાં ત્રણ દહાડા અહિં રહીને ચોથે દહાડે અહિંથી ઉપડી પરમાટ ગામનો મુકામ કર્યો. આ ઠેકાણે વ્રજભકતના ઘરમાં પેસીને ઠાકોરજીએ દહિંનાં માટ ઢોળી નાંખ્યાં છે. ને ત્યાંથી નાશી કુંજમાં ભરાઇ ગયા છે ત્યાંથી પકડી લાવી વસ્ત્ર પહેરાવી સામગ્રી આરોગાવી છે. તેની પાસે ભાંડીરવન છે તેમાં બળદેવકુંડ છે તે કુંડનું જળપાન કરનારના ત્રણે તાપ નિવા-

રણુ થાય છે. તેની પાસે વીજોલી ગામ છે ત્યાં ઠાકોરજીનો બગીચો છે તેમાં લલીતાજી સાથે નાના પ્રકારની સામગ્રી ઠાકોરજી આરોગ્યા છે. ત્યાંથી આગળ ગૌઘાટ છે ત્યાં મધ્યાન સમે ગૌઓ (ગાયો) ને જળપાન કરાવ્યું છે. અહિં ઠાકોરજી રીસાયા છે તેમને ગોપીઓએ માન મનાવ્યાં છે. ત્યાંથી આગળ જુમનાજીના કીનારે પીંપરોલી ગામ છે, ત્યાં માણેક શિલા છે. ત્યાંથી આગળ લોહવન છે. અહિં નાહાના ગામમાં લોહકુંડ છે તથા કૃષ્ણકુંડ છે ત્યાં લોહાસુર દૈત્યને માર્યો છે તેથી લોઢાનું દાન કરાવેછે. વંદ્રાવનની માફક મથુરાં અહિંથી પણ ત્રણ ગાઉ છે. ફક્ત એટલોજ ફેર છે કે અહિંથી મથુરાં જતાં જુમનાજી ઉતરવાં પડે છે ને વંદ્રાવનથી જતાં નથી ઉતરવાં પડતાં.

ત્યાંથી આગળ ગોપાળપુર ગામ છે ત્યાં ઠાકોરજીએ ગૌચારણ (ગાયો ચારવાની) લીલા કરી છે, તે ઉપરથી ગોપીઓએ ઠાકોરજીનું નામ ગોવાળ પાડયું છે. આગળ હથોરા ગામ છે ત્યાં ઠાકોરજી તથા બળદેવજી રમતમાં દોડતાં દોડતાં આવી નંદરાયજીના ખોળામાં બેઠા છે. આગળ ચિંતાહરણ ઘાટ છે ત્યાં વ્રજભક્તની ચિંતા હરિ છે. ત્યાંથી આગળ બ્રહ્માંડ ઘાટ છે. અહિં ઠાકોરજીએ માટી ખાધી છે ત્યારે યશોદાજીએ મોહો ઉઘડાવી જોયું એટલે ત્રણભોવન દેખાયાં. ત્યાંથી આગળ માહાવનમાં નંદજીનું ગામ છે. અહિં સંકટાસુર દૈત્યને ઠાકોરજીએ માર્યોછે. આની પાસે નંદરાયજીના ભોવનમાં દધીમથન કર્યુંછે ત્યાં ઠાકોરજીની છઠી પુજી ઠાકોરજીને માંખણ આરોગાવ્યું છે. અહિં ઠાકોરજીના પારણાની જગા છે તથા શ્યામ મંદિરમાં નાળ છેદન કર્યો છે ત્યાં નંદકૂપછે તેને કાંઠે ઉભા રહી ઠાકોરજીને તેડીને પૂજન કર્યું છે. તેની પાસે મથુરાનાથજી તથા દ્વારકાનાથજીનું મંદિર છે. આની નીચે પૂત-

ના ખાડ છે તેમાં ઠાકોરજીએ પૂતનાને મારી છે. અહિં ગોપી જનનાં જુદાં જુદાં સ્થળ છે, તથા ગોપકુપ ને રમણઘાટ છે. અહિં સોમવતી અમાંસનો મેળો ભરાય છે. તેની આગળ કોયલઘાટ છે ત્યાં પૂતનાને બાળી છે.

અહિંથી આગળ વંશપોર ગામ છે ત્યાં ઠાકોરજીએ પ્રથમ વાંસળી વગાડી છે. તેની આગળ વેદ કુપ છે ત્યાં ગર્ગાચાર્યે ઠાકોરજીનું નામ પાડ્યું છે. તેની સમિપમાં યશોદા ઘાટ છે ત્યાં યશોદાજી રોજ મથની (મથની એટલે માંટલી વ્રજ બોલીમાં માંટલીને મથની કહેછે ) ધોવા અવતાં હતાં

**ગોકુળ**—આ નાહાનું ગામડું જુમનાજીના કીનારાપર છે, તેમાં નીચે પ્રમાણે યાત્રા છે.

વિઠ્ઠલનાથજી તથા મદનમોહનજીનું મંદિર છે. તેની પાસે માધુરાયજીનું મંદિર છે. તેના થડમાં ગોકુળનાથજીનું સાત ગાદીમાંનુ મદિર છે. તેની પાસે નવનીતપ્રિયાજીનું મંદિર છે. તેના આગળ આચાર્યજી માહાપ્રભુજીની બેઠક છે તથા ઠકરાણીઘાટ છે. તેની પાસે ગોકુળચંદ્રમાજીનું મંદિર છે. તેની પાસે આચાર્યજીનું મંદિર છે તથા મથુરાનાથજીનું મંદિર છે. ગામમાં ગુસાંઈજીની બેઠક છે આ ગોકુળની પ્રક્રમામાં ધામ છે.

આ ફ્કત નાહાનું ગામડું આટલા મંદિરોથીજ રળીઆમણું લાગે છે. ગામમાં ગોકુળનાથજીના સિવાયનાં બીજાં બધાં નાહાનાં નાહાનાં મંદિરો છે ને તેમની માલિકી જુદા જુદા ગુસાંઈજી માહારાજોની છે. જેવી રીતે મોહોટા શાહુકારની જુદા જુદા શહેરોમાં પેઢીઓ હોય છે તેમજ આ ગામમાં ગુસાંઇજીઓની પેઢીઓ રૂપી મંદિરો છે. ગામમાં સોનીની દુકાનો ઘણી છે. તે લોકો રૂપાનાં રમકડાં કરે છે તે યાત્રાળુ લોકો પોતાના ઘરની સેવા સારૂ લે છે. હલવાઇની પણ દુકાનો છે. ગામ બહાર એક

કુંડ છે. આ ગામની પ્રક્રમામાં દોઢ ગાઉ છેટે એક મુસલમાનની વસ્તીનું ગામડું છે તેને જૂનું ગોકુળ કહે છે. તે સિવાય જુમનાજીના એક કિનારાની રેતીને રમણરેતી કહે છે. આ રેતીમાં યાત્રાળુ આળોટે છે ને તે રેત ભરેલું લુગડું પોતાને ઘેર લાવી રાખે છે, કેમકે મુવાકેડે ખાંપણમાં એ લુગડું વાપરે તો મરનારની સદ્ગતિ થાય છે. વળી કેટલાક લોક એવી ગપ ચલાવે છે કે એ રેતમાં રાત્રે રોજ ઠાકોરજી રાસ રમે છે, તેથી હમને તે રેતમાંથી ચાંલ્લા તથા મેંશની દાબડીઓ જડી હતી. આવી વાતો કેટલાકને મોઢેથી સાંભળી છે પણ અમને એમાંનો કાંઇ અનુભવ થયો નથી. આ ગામમાં પણ બીજાં ગામની માફક ગોર થાય છે. આટલાં મંદિરો હોવાથી દર્શનમાં આખો દહાડો જાય છે, બાકી એક દિવસ પણ રહેવું ગમે તેમ નથી. આમ છતાં પણ ભાટીઆ તેમજ બીજી જાતના મરજાદી ( સમર્પણી ) વૈશ્નવો મથુરાં જેવા મહોટા શહેરમાં રહેવાનું પસંદ ના કરતાં આ નાહાના ગામડાંમાં રહેવું વધારે પસંદ કરે છે. કેટલાક એમ અનુમાન કરે કે વધારે મંદિર હોવાથી અહિં રહેવાનું તેઓ પસંદ કરતા હશે, પણ તેનું કારણ તો જુદુંજ છે. આ કારણ વાંચતાં વૈશ્નવભાઇઓને ખોટું લાગશે એવી બીક છે તે છતાં ખરી વાતમાં ખાર નહિં એ કહેવત પ્રમાણે કોઇને ગુસ્સો નહિ લાગે એવા વિચારથી અહિં જણાવુંછું. મરજાદીમાં એવો રીવાજ છે કે દીશાએ જતી વખતે પાણીનું વાસણ સાથે લઇ જતા નથી. તેથી તે કામ સારૂ તળાવમાં પડી તેના પાણીમાં સાફ થાય છે. આ કામ મથુરાંમાં બનતું નથી કેમકે મહોટું શહેર હોવાથી ઘણે દૂર જતાં પણ તેમનો પત્તો ના લાગે. તેમજ નજીકના તળાવમાં આ કરમ કરતાં સીપાઈ અટકાવે છે. ને જુમનાજી જેને પવિત્ર

નદી માને છે તેમાં તેઓ આ કામ કરી શકતા નથી. પણ આ ગોકુળ ગામના પાદરમાંજ જંગલ છે ત્યાં દિશાએ જઈઆવી નજીકના કુંડમાં પડી સાફ થઇ પછી જુમનાંજીનો ઠકરાણીઘાટ છે ત્યાં સ્નાન કરે છે. આ કામ સ્ત્રી તેમજ પુરૂષ દરેક જે આ ધર્મમાં હોય છે તે બધાં કરે છે. આ તેમનું ગોકુળમાં વધારે રહેવાનું માહાત્મ્ય છે. આ ઘણોજ ધીક્કારવા જેવો ચાલ જોઈને ધર્મને વગોવનાર ઉપર ત્રાસ આવ્યા વગર રહેતો નથી.

અહિંથી યાત્રા પૂર્ણ કરી મથુરાં આવી વિશ્રાંતઘાટપર સ્નાન કરી આચારજી માહાપ્રભુજીનાં દર્શન કરી પ્રથમને મુકામે હમારા ગોરને ઘેર ગયા. ઘણા દિવસ વગડે પ્રક્રમામાં રખડેલા તેથી બે ચાર દિવસ થાક ખાવા એજ શહેરમાં ગાળ્યા. આખી પ્રક્રમામાં વન ૧૨ તથા ઉપવન ૨૪ છે, દેવીઓ સાત છે, તથા પાંચ મહોટી કદંબખંડીઓ છે. તે સિવાય આઠ માહાદેવજીનાં સ્થળ છે. ચાર ઠેકાણે નાહાના નાહાના પાહાડ છે. આખી પ્રક્રમામાં બેઠકો ૮૫ છે. આ આખી ચોરાશી કોસની લીલા છે.

મથુરા શહેરની બાહાર હોરી દરવાજેથી દોઢ મૈલપર કાંપની છાવણી છે. ગરમીની મોસમમાં અહિં બહુ તાપ પડે છે. આસો મહીનામાં સુદ ૧ થી સુદ ૧૦ સુધી ગામ બહાર રામલીલા ત્યાંના બ્રાહ્મણો કરે છે તે જોવાને હજારો લોકો ત્યાં ભરાય છે. તે દરરોજ નવી નવી લીલા કરે છે. દસરાને દહાડે રાવણને મારે છે. ત્યારપછી અગીઆરસને દહાડે સાંજના બજારના રસ્તા ઉપર તમામ લોક પોતપોતાનાં મકાન કસબી તરેહ તરેહના કાપડથી શોભાયમાન કરે છે ને રાત્રે રોશનાઇ કરે છે. પછી સાંજે હોરી દરવાજા તરફથી સુખપાલમાં બેશી રામ લક્ષ્મણ તથા સીતા સમેત આવે છે. કેટલાક ભાવીક માણસ સુખપાલ ઉભી

રખાવી આરતી ઉતારી ભેટ કરે છે. ત્યાંથી સવારી આગળ ચોકમાં એક જગા છે ત્યાં જઇ બેસે છે એટલે એક તરફને દરવાજેથી ભરત તથા શત્રુઘ્ન આવે છે તેમનો મેળાપ થયા પછી રામચંદ્રજીને રાજ્યાભિષેક કરાવે છે. આવી લીલા થાય છે. શહેરથી યાત્રાળુ જુમનાંજળ પોતાને દેશ લઇ જાય છે તેનાં વાસણ આ ગામમાં પુષ્કળ મળેછે. મથુરાથી રેલગાડીની એક શાખા સોરંમજી તરફ જાય છે. આ ઠેકાણે ગંગાજી વહે છે તે યાત્રા સોરગના ઘાટના નામથી પ્રસિદ્ધ છે. તે મથુરાંથી ૪૦ ગાઉ છે ને રેલગાડીમાં ભાડુ ૦—૧૪-૦ બેસેછે. અગાઉ જ્યારે રેલ નહોતી ત્યારે યાત્રાળુઓ ગંગા સ્નાન સારૂ કાશીને બદલે સોરંમજી જતાંહતાં.

મથુરાંથી રજપુતાના માળવા રેલવેને રસ્તે અમે આગળ ચાલ્યા. ત્રીજું સ્ટેશન અચનેરાનું આવ્યું. ત્યાં ગાડી બદલી બાંદીકુઇ તરફ ગાડી ચાલી. ચોથું સ્ટેશન ભરતપુરનું આવ્યું.

**ભરતપુર**—આ પુરાતન શહેર દેશી રાજાની રાજધાની છે. તેને ફરતો ધૂળનો કોટ છે તથા તે ફરતી ખાઇ છે. કોટ કેટલેક ઠેકાણે જીર્ણ થઈ ગએલો છે. ગામમાં ઝાઝી કારીગરી નથી. દીગનો કિલ્લો પણ આ રાજાના તાબામાં છે. આ રાજ્ય તરફથી યુરોપીઅન લોકોને ઉતરવાને વીશીઓ છે તેમાં ખાવાને પણ તે લોકોને મફત મળે છે. ઘણી દિલગીરીની વાત છે કે આવાં દેશી રાજ્યમાં દેશીઓને ઉતરવાનું કંઈ પણ ઠેકાણું ન છતાં પરદેશીઓને આટલું બધું સુખ છે.

ભરતપુરથી આગળ બાંદીકૂઈ જંકશનનું સ્ટેશન આવે છે. અહિંથી રેલવેની શાખા દીલ્લી તરફ જાય છે. હમારી મુસાફરી પણ હવેથી દીલ્લી તરફની હતી.

## પ્રકરણ ૨ જું.

## उत्तर हिंदुस्तान अने बदरीकेदार.

હવે અમે બાન્ડીકુઈના જંકશન ઉપર ગાડી બદલી દીલ્લી તરફની ગાડીમાં સવારી કરી. બાન્ડીકુઇના સ્ટેશનથી આગળ જતાં અલવરનું સ્ટેશન આવે છે.

**અલવર**—આ એક દેશી રાજાની રાજધાનીનું પ્રખ્યાત શહેર રજપુતાના રેલવેના સ્ટેશનથી થોડે છેટે છે. આ શહેરમાં નારંગી વગેરે મેવો ઘણો મળેછે. મુખ્ય જોવા લાયક રાજાનો મહેલ તથા કિલ્લો છે. જેને ઘોડા જોવાની ખાયસ હોય તેણે તો જરૂર આ શહેરની મુલાકાત લેવી જોઇએ.

અહિંથી દીલ્લી સુધીમાં એકે પ્રખ્યાત શહેર નથી- દીલ્લીમાં સીંધ, પંજાબ તથા રજપુતાના રેલવેનું સ્ટેશન જેવી રીતે અમદાવાદમાં રજપુતાના તથા મુંબાઇ રેલવેનાં સ્ટેશનો છે, એવીજ રીતે જોડાએલાં છે. ફકત ફેર એટલોજ કે રજપુતાનાવાળા સ્ટેશન ઉપર છાપરૂં નથી ને દીલ્લીમાં શોભાયમાન છાપરૂં છે. તેમજ દીલ્લીનું સિંધ, પંજાબ રેલનું સ્ટેશન પણ ઘણુંજ મહોટું છે.

સ્ટેશન ઉપર ઉતરતાં જોઈતા મજુરો હાજર હોયછેજ. સ્ટેશન બહાર નીકળતાંજ શહેરનો દેખાવ ઘણો ભપકાદાર છે. સડકોથી તેમજ મ્હો આગળના બાગથી ત્યાં સારી શોભા જણાય છે. ભાડાની ગાડીઓ પણ પુષ્કળ મળે છે.

પરદેશી મુસાફરોને ઉતરવાને સારૂ સ્ટેશન નજીકમાં બે સરાઓ (ધર્મશાળાઓનાં) મહોટાં મકાન છે. તેમાંની મોર સરા

નામની સરા તો સ્ટેશન ઉપરથીજ દેખાયછે. આ સરાના માથા ઉપર મહોટો લોખંડનો મોર બેસારેલો છે. આ સરામાં ઉતરવાને કેટલીક ઓરડીઓ છે તેમજ રસ્તા ઉપર મહોટા હોલવાળો મેડો ખુરશી, ટેબલ સાથે છે. દરેક ઉતારૂને રોજના ચાર આના ભાડામાં ત્યાં મળે છે. હરકત માત્ર એટલીજ કે તે મેડાની નીચે કસાઇ લોકની મારકીટ (બજાર) છે. આ સરાની વચ્ચે જુમનાંજીની નેહેર છે. અમે આ સરામાં ના ઉતરતાં તેની જોડે બીજી સરામાં મુકામ કર્યો. આ શહેરથી જુમનાજી એક મૈલ દૂર છે, પણ આખા શહેરમાં ગલીએ ગલીએ તેમજ બજાર વચ્ચે બગીચામાં, જ્યાં જુવો ત્યાં જુમનાજીની નહેર વહે છે. બજારમાં નહેર ઉપર સડક બાંધી છે તેથી કોઇને માલમ ના પડે. ઠેકાણે ઠેકાણે પાણી લેવાનાં બારાં રાખેલાં છે.

સરાના નજીકથીજ શહેર શરૂ થાયછે. શહેરમાં પાકી સડકોનો રસ્તો છે. સરા નજીક મોદી, હલવાઈ વગેરેની દુકાનો આવી રહેલીછે, તેથી મુસાફરને આ શહેરમાં કોઈ વાતની ન્યૂનતા રહેતી નથી.

આ શહેરમાં બોલી હિંદુસ્તાની ચાલેછે. પહેરવેશ પાયજામાનો છે. બાઈડીઓનો પહેરવેશ મલાઝાનો છે. આપણા દેશની માફક બજારમાં કોઈપણ સ્ત્રી ફરતી નથી. ગૃહસ્થની સ્ત્રીઓ ડોળીઓમાં હોજલથી ફરેછે; તેમજ ગરીબ સ્ત્રીઓ પણ ગમે તેવો પોશાક પહેરે તોપણ તે ઉપર સફેદ ચાદર ઓઢીને જાયછે. લોકો બધી કોમના છે. વૈશ્નવનાં બે મંદિરો છે તથા શ્રાવકનાં દહેરાં છે. લોકો સ્વભાવે મીલનસાર છે. પરદેશી સાથે સભ્યતાથી વાત કરેછે તે સાથે વેપારની બાબતમાં દગલબાજી કરવામાં પણ પહોચેલા છે.

આ શહેરમાં કારીગર લોકની વસ્તી ઘણી છે. તરેહ તરેહના કારીગરો આ શહેરમાં મળે છે. આ શહેરથી હજારો રૂપીઆનું ઝવેરાત તેમજ ખોટું ખોટું કસબી કામ દેશાવર ખાતે જાયછે. કસબી કીનારી વગેરે પુષ્કળ થાય છે. ટોપીઓ વેચનાર તો જ્યાં જ્યાં ફરતાં નજર આવેછે. આ શહેરમાં ખરા કરતાં ખોટો કસબી સામાન ઘણોજ થાયછે. જેવા આપણે મુકામ કરીએ છીએ કે કેટલાક કારીગરો આપણા મુકામ ઉપર આવેછે. તે લોકોની બોલી એવી મીઠી છે કે સેહેજ વાતમાં આપણુને ઠગી જાય છે. બજારમાં દરેક દુકાન ઉપર લોઢાનાં પતરાંમાં પોતપોતાનો ધંધો કોતરાવીને ચોઢેલાં હોય છે. સ્ટેશનના નજીક જે બાગ છે તેનો વિસ્તાર ઘણોજ મહોટો છે. વચ્ચે એક મ્યુઝીઅમ (સંગ્રહસ્થાન) જોવા લાયક છે. તેમજ કેટલાંક જીવતાં જનાવર છે. તેનો એક તરફનો દરવાજો ચાંદની ચોક નામના પ્રખ્યાત બજારમાં પડેછે. શહેરમાં ગરીબા બજાર કરી એક બજાર છે ત્યાં કસબી કામના કારીગરોની ઘણી દુકાનો છે. સ્ટેશનના નજીક બરફનું કારખાનું છે. હલવાઇની પુષ્કળ દુકાનો છે. અહિં પણ જુમનાજીનું પાણી વપરાયછે તોપણ મથુરાંની માફક આપણા લોકો પૂરી, કચોરી આ શહેરમાં ખાતા નથી; બાકી તે દેશના બ્રાહ્મણો તો ઘીમાં તળાયું ને મીઠું જેમાં ના હોય તેની કાંઇ પણ હરકત ધારતા નથી.

બજારમાં આગળ ચાંદની ચોક કરી એક મહોટો બજાર છે ત્યાં સાંજની વખતે ગુજરી ભરાયછે તે વખતે ઘણીજ શોભા થાયછે. આ શહેરમાં દલાલ લોકો ઘણા છે, તેની પૂરતી માહેતી આ બજારમાં જવાથી થાય છે. જોડા લેવા મોચીની દુકાને જઇએ તો તેમાંથી પણ દલાલી લેવાને ત્યાંના દલાલ ચૂકતા નથી.

આ બજારથી આગળ જતાં પ્રસિદ્ધ જુમામસીદનું લાલ પથ્થરનું બાંધેલું મકાન છે. આ મકાન જમીનથી આશરે પચીશ ફીટ ઊંચાઈમાં વીશાળ છે. મસીદને ત્રણ દરવાજા છે. વચ્ચે મહોટો ચોક છે. આવી જુમામશીદ આખા હિંદુસ્તાનમાં એકે નથી.

આ પ્રખ્યાત શહેરને અગીઆર દરવાજા છે, તે બાંધેલા નથી પણ કેટલીક ભાગળને પણ દરવાજા કહે છે. તેમાં મુખ્ય કલકત્તા, લાહોર, કાશમીર, અજમેર અને કાબુલ, એ પ્રખ્યાત છે.

આ સિવાય કીલ્લામાં મોરનું તખ્ત જોવા લાયક છે. હુમાયુ બાદશાહની મસીદ, તેમજ ખુસરૂ કવિ જેણે "બાગો બહાર" નામનો ગ્રંથ બનાવ્યોછે તેની મશીદ અને બીજી કેટલીક મસીદોનાં મકાન જોવાલાયક છે. તે સિવાય દીલ્લીથી અગીઆર મૈલને અન્તરે કુત્તબુદીન બાદશાહનો બાંધેલો કુત્તુબ મીનારો જોવા લાયક છે. આ શહેરમાં મુખ્ય વેપાર કસબી કાપડનો, દુપટ્ટાનો, પાઘડીઓનો, કીનારીઓ, અને હીરા માણેક, વગરે ઘસવાનો છે; તથા સોની તેગજ લવારની કારીગરીનું કામ પણ પુષ્કળ થાયછે. કસબી કામમાં ઘણો ભાગ ખોટો થાયછે; ને ખરો થાયછે તેમાં પણ બાજયેથી ચાર આને તોલા કરતાં ભાગ્યેજ વધારે માલ નીકળે એવું રૂપું વાપરે છે. હસ્તીનાપુર પાંડવની રાજ્યધ્યાનીનું આજ શહેર છે.

આ શહેરની મુલાકાત લઇને હમારે હરદ્વાર તરફ જવું હતું તેથી સિંધ પંઝાબ રેલની ગાડીમાં હમે મુસાફરી શરૂ કરી આગળ ચાલ્યા.

આગળ ચાર મૈલપર જુમનાજીનો વિશાળ પુલ આવે છે. આ પુલ ઉતરી આગળ ગાઝીઆબાદના વિશાળ સ્ટેશન ઉપર અમારી ગાડી ઉભી રહી. દીલ્લીથી ગાઝીઆબાદ સુધી સીંધ પ-

ઝાબ તથા પૂર્વ હિંદુસ્તાનનો એકજ રસ્તો છે. આ સ્ટેશનથી બે ગાડીઓ જુદે જુદે રસ્તે થઇને જાય છે. આ સ્ટેશનથી હમારી ગાડી પંઝાબ તરફ ચાલી. આગળ રસ્તે મીરત શહેરનું સ્ટેશન આવ્યું. આ વિશાળ સ્ટેશનનો દેખાવ જોવાલાયક છે. તેમજ આનાથી બીજું સ્ટેશન મીરતના કાંપનું પણ આના જેવુંજ જોવાલાયક છે. આ શેહેરથીજ પંઝાબની હદ શરૂ થાય છે, તેમજ હિંદુસ્તાનમાં મ્હોટામાં મ્હોટી લશ્કરી છાવણી પણ અહિં છે. શહેરનો દેખાવ જોવાલાયક છે. ઊતરવાને સગવડ સારી છે. કાંપ ને શહેર ત્રણ મૈલને છેટે છે.

કાંપ (છાવણી)માં યુરોપીઅન લોકનું મોટું ૩૦૦૦ આદમી બેશે એવું દેવલ છે. ઈ. સન ૧૮૫૭ ની સાલમાં પ્રથમ બળવો અહિંથી શરૂ થયો હતો.

આ દેશમાં લોકો સ્વાભાવે ઘણાજ ભોળા છે. સ્ત્રીવર્ગ મારવાડી મુસલમાનની માફક મ્હોટાં સુંથણાં પહેરે છે. પુરૂષ પણ સુંથણાં તથા અંગરખાં પહેરે છે ને માથે કેટલાક ટોપી પહેરે છે તથા કેટલાક ફેંટા બાંધે છે. બોલી પંઝાબી ચાલે છે પણ સ્ત્રી પુરૂષ બધા હિંદુસ્તાની સારી સમજે છે.

મીરતથી ૨૧ મૈલપર ખટાઉલી કરી નાહાનું શહેર જોવા લાયક છે. ત્યાંથી આગળ પંદર મૈલ ઉપર મુઝફ્ફરનગર કરી મોહોટું શહેર છે. આ પુરાતન શહેરમાં ઉતરવાને સ્ટેશન નજીક ધર્મશાળાઓ છે ને બાગબગીચા વગેરેનો દેખાવ સારો છે. ત્યાંથી આગળ સાહારનપોર જ્યાંથી હરદ્વાર જવાય છે તે સ્ટેશન આવ્યું. હમે જ્યારે આ સ્ટેશને ઉતર્યા ત્યારે રાત્રી હોવાથી સ્ટેશનના મુસાફરખાનામાંજ મુકામ કર્યો. આશરે સો માણસ સૂઇ રહે તેટલું આ સ્ટેશનને મુસાફરખાનું છે. હાલ મુરાદાબાદથી હરદ્વાર

સુધી રેલગાડીની શાખા ચાલે છે, પણ તે કરતાં આ રસ્તો વધારે સરલ પડે છે, તેથી આ રસ્તે થઇને હમે હરદ્વાર ગયા.

આ શાહારનપોર શહેરમાં ચામડાનો સામાન જેવો થાય છે તેવો બીજે નથી થતો. કાનપુરમાં જેવો ચામડાંનો સામાન થાય છે તે કરતાં પણ અહિં સરસ થાય છે. આ શહેરમાં ૮૦૦૦૦ માણસની વસ્તી છે. સ્ટેશનથી શહેર અડધા મૈલને છેટે છે. ત્યાં ભપકાદાર રસ્તે થઇને જવાય છે. શહેરમાં પણ ઉતરવાને સરાઓ છે. રસ્તામાં બાગ બંગલા ઘણા છે. શહેરનો તેમજ શહેર બહારનો દેખાવ વખાણવા લાયકનો છે.

જ્વાળામુખી એટલે બળતો પાહાડ આ શહેરથી ૫. મૈલ છે ત્યાં બળદ ગાડીએ જવાય છે. ઘોડાની ગાડીઓવાળા દોઢ દહાડામાં પહોંચાડે છે. રસ્તો સડકનો બાંધેલો છે. આ યાત્રામાં મુખ્ય એક પાહાડ ઉપર ભીંત છે તેના બાકામાંથી ભડકા નીકળે છે તેને લોક નૈવેદ્ય ધરાવે છે. ઝાળના થડમાં હાથ રાખવાથી હાથમાંના નૈવેદ્યનો કેટલોક ભાગ ઝાળના ભેગો બળી જાય છે, તેથી લોકવાયકા એવી ચાલે છે કે જે નૈવેદ્ય હોય છે તેમાંથી અડધો ભાગ જ્વાળાજી આરોગી જાય છે! પણ ખરૂં જોતાં તેમ નથી. અહિં ગોર લોકો પોતાના મકાનમાં ઉતારો આપે છે. ત્યાંથી આગળ ગયા વગર પાછું સાહારાનપોર આવવું થાય છે.

અહિંથી હરદ્વાર થઈ બદરીનારાયણ જવાય છે. પણ બદરીનારાયણથી પાછા ફરતી વખતે બીજો રસ્તો હોવાથી પ્રથમ સાહારાનપોરથી આગળ પંઝાબની કેટલીક હકીકત જણાવ્યાબાદ હરદ્વારની વીગત જણાવવામાં આવશે.

સાહારનપોરથી ૩૫ મૈલપર બરારા સ્ટેશન છે ત્યાંથી બળદ અગર ઘોડાની ગાડીઓએ કુરૂક્ષેત્ર જેને પાણીપત કહે છે ત્યાં

જવાય છે. બરારાથી પાણીપત ૧૬ ગાઉ છેટે છે ત્યાં એક દ- હાડામાં પહોંચાડે છે; ત્યાં મુખ્ય યાત્રામાં ત્રણ કુંડમાં સ્નાન ક- વાનાં છે. તે સિવાય કેટલાંક દર્શન છે. અહિં ગોર લોકોને ઘેર ઉ- તારો મળે છે. નામ મોહોટું છે બાકી કાંઈ મુખ્ય યાત્રા નથી. સૂ- ર્ય ગ્રહણ વખતે અહિં મોહોટો મેળો ભરાય છે. કૌરવ પાંડવની લઢાઇ અહિં થઇ હતી તથા તે સિવાય હિંદુસ્તાનના ઇતિહાસમાં પણ આ મેદાનમાં પાંચ મોટી લઢાઇઓ થયેલી છે. આ યાત્રા પૂ- ર્ણ કરી પાછા બરારા સ્ટેશન ઉપર જવાય છે. ત્યાંથી આગળ ચ- લતાં અંબાલાનું સ્ટેશન આવે છે ત્યાંસુધીનું ત્રીજા વર્ગની ગાડીનું ભાડું સાડાનવ આના છે. આ શહેરનું ને છાવણીનું એવી રીતે બે જુદાં જુદાં સ્ટેશનો છે. શહેર જોવાલાયક છે. અહિંથી ઉનાળાના દિવસમાં હવા ખાવા જવાનું તથા ગવરનરજનરલને રહેવાનું મ- થક જે હીમાલયની ટેકરી સીમલાને નામે પ્રસિદ્ધ છે ત્યાં જવાય છે. આ શહેરમાં ૨૬૦૦૦ માણસની વસ્તી છે. શહેરમાં મુખ્ય જોવાલાયક સીવીલ ઇસપીતાળ. તુરંગ તથા ત્રીજોરીનું મકાન છે. અહિંથી કરાંચી ૧૦૦૮ મૈલ છે. રેલગાડીમાં ૬૧ કલાકની મુસા- ફરીએ જવાય છે.

અંબાલાથી સીમલેજતાં કાળકાસુધી ગાડી ચાલે છે. પછીથી ઉપર ચઢાઇ છે. આ ચઢાઇને રસ્તે પણ સડક પોહોળી બાંધેલી હોવાથી ગાડીઓ ચાલે છે, તેમજ ટાંગા, ડોળીઓ, તથા ટટ્ટુ પણ ભાડાનાં મળેછે. અહિંથી સીમલા ૭૯ મૈલ છે. અંબાલાથી સીમલાસુધી આખી ટપાલ ગાડીનું, ભાડું ૪૦ રૂપીઆ બેસેછે ને તે બાર કલાકમાં પહોંચાડે છે. છૂટી એક ટીકટના માણસદીઠ સાડાનવ રૂપિઆ લેછે. સીમલામાં ઉપર બે ભાગમાં જુદી જુદી વસ્તી છે. આબુના પાહાડની માફક અહિં જુદા જુદા બંગલા છે.

વૈશાક મહીનામાં પણ ગોદડાં ઓઢવાં પડેછે એવી ઠંડક છે. હવા ખાવાને આ ઘણુંજ સારૂં મથક છે, પણ ગરીબ માણસને લાયક નથી, કારણ કે ખરચ ઘણું થાય છે. ઉપર મોદી લોકોની દુકાનો છે તેમાં આપણા લોકોને ઉતરવાની સગવડ ઘણીજ સારી છે. પહાડ ઉપર હનુમાન ગઢીનું મકાન છે તે ઉપર હનુમાનજીનાં દર્શન છે.

અહિંથી પાછા અંબાલામાંજ આવવું થાય છે. અંબાલાથી આગળ કચરાંચી સુધી રેલગાડીને રસ્તે જતાં રસ્તામાં લાહોર, મુલતાન, અમરીતસર, લુધીઆના, જલંદર વગરે મહોટાં શહેરો આવે છે. પણ આ રસ્તે કાંઈ પણ યાત્રા ન હોવાથી મેં આ ભાગમાં મુસાફરી કરી નથી. આપણામાં હલકી કોમના લોકો જેવા કે ગોલા, ખાતરી, કાછીઆ, રાવળીઆ વગરે હિંગલાજ માતાએ જાય છે ત્યાંનો રસ્તો કરાંચી ઊપર થઇને છે. પણ ઉપર બતાવેલા રેલને રસ્તે આ લોકોમાંથી કોઈપણ જતું નથી પણ પગરસ્તે માગી ખાતા ખાતા કરાંચી જાય છે, કારણ કે રસ્તે માગીખાઈ આ યાત્રા કરવામાં માહાત્મ્ય ગણે છે. મુંબાઈથી પણ આગબોટને રસ્તે જવાય છે. કોઇને આ રેલવેને રસ્તે મુસાફરી કરતાં હરકત ના પડે તે સારૂ એ રસ્તો ઉપર જણાવ્યો છે.

હિંગલાજની યાત્રાએ ભોમીઆ વગર જવાતું નથી. યાત્રાળુના કાફલા સાથે ભોમીઓ વેરાગી હોયછે, તે આગવાના નામથી ઓળખાય છે. આમાંના એક આગવા સાથે મારે વધારે સંબંધ થવાથી એ યાત્રા સંબંધી નીચે પ્રમાણે હકીકત તેની પાસેથી સાંભળી છે.

**કરાંચી.**—આ એક સિંધનું પ્રખ્યાત બંદર હોવાથી વેપારનું મથક છે. વિલાયત જતી આવતી આગબોટ આ ઠેકાણે બં-

દર કરેછે. અહિં પ્રદેશી કેટલાક વેપારીની દુકાનો છે, તેમજ મુંબાઇના કેટલાક ભાટીઆ વેપારીની પેઢીઓ છે. અહિંથી હીંગળાજ માતા રણને સામે કાંઠે ૧૦૦ ગાઉને છેટે છે. રસ્તો રેતીનો ખગબ છે, તેની સાથે આખો દહાડો રેતી ઊડી ઊડીને ખાડા હોય છે ત્યાં ટેકરા ને ટેકરા હોય ત્યાં ખાડા થઇ જાય છે તેથી આગવા વગર આ રસ્તે જવાતું નથી. આ યાત્રા કરનાર ઘણું કરી ગરીબ વર્ગના હોવાથી આ રણમાં દુઃખ પામતા પામતા આ રસ્તે જાય છે. પણ જો સુખથી જવા માગે છે તો કરાંચીથી ભાડાનાં ઉંટ મળે છે. રસ્તે દશ મુકામ જતાં તથા દસ આવતાં થાય છે. દરેક મુકામ દીઠ ચારથી છ આના સુધી ભાડું પડે છે. સીધુ સામાન વગરે પણ ઉંટ ઉપરજ રખાય છે. આ રસ્તે મુકામ સિવાય પાણી બિલકુલ મળતું નથી તેથી મુકામે મુકામેથી પાણી ભરી લેવું પડે છે. ઠેઠ પહોચેથી ત્રણ ગાઊ પગે ચાલી પાહાડ ઉપર ચઢેથી માતાનાં દર્શન છે. અહિં કાંઇ પણ વસ્તી નથી, તેમજ રાત્રે અહિં કોઈ રહેતું નથી તેથી તેજ દહાડે યાત્રા પૂર્ણ કરી પાછાં નીચે આવી એક નાહાના ગામમાં મુકામ કરવો પડે છે. આ યાત્રામાં એક સાધારણ કદનો માતાનો ગોખ છે ને તેની પાસે એક કુંડ છે. તથા પાસે પાહાડનો એક પથ્થર ઘણી લંબાઈમાં સુરંગ પાડેલો છે તેનું મહો યોનીના આકારમાં છે. આ યાત્રાનું મુખ્ય માહાત્મ્ય પણ આજ પથ્થરમાં મનાય છે. આ ઠેકાણે આગવો યાત્રાળુ સ્ત્રી અથવા પુરૂષ જે હોય તેને કપડાં કઢાવી નગ્ન કરી પાસે કાંઇ પણ રાખ્યા વગર આ યોનીને પાછલે બાકેથી પેસારી મોઢેથી બાહાર કાઢે છે. આ પ્રમાણે સઘળા યાત્રાળુ ભાવ સહિત કરેછે ને એમ સમજે છે કે અમારી યાત્રા પૂર્ણ થઇ. આ ક્રિયાને તે લોકો **માઇપરસી** આવ્યા એટલે

માને પેટે જન્મ લીધો એમ કહે છે અને તેથી ફરી જન્મ નહિ લેવો પડે એવું માને છે. ત્યાંથી આવતાં રસ્તામાં જારના જેવા લાલ તથા સફેદ દાણા પહાડમાંથી મળે છે તે ત્યાંના લોકો વેચે છે તે યાત્રાળુ લઇ શારીને દોરામાં પરોવી કોટમાં બાંધે છે, તેને ઠુમરા કહે છે. જે માઇપરસી આવ્યા હોય તેનાથીજ આ ઠુમરા કોટમાં બંધાય, બાકીના કોઈથી બંધાતા નથી. આવા ઠુગરા કેટલાક ઉપર જણાવેલી જાતના પુરૂષ તેમજ સ્ત્રીઓની કોટમાં દેખવામાં આવે છે. અહિંથી પાછું કરાંચી આવવું થાય છે. આ પ્રમાણે હીંગલાજની યાત્રા છે.

(રામગર નાગનો એક આગવો.)

કરાંચીથી ઠેઠ હિંદુસ્તાનની સરહદપર પેશાવર કરી શહેર છે ત્યાં સુધી રેલગાડી છે.

હમારો મુખ્ય હેતુ બદરી નારાયણ જવાનો હતો તેથી હમે સાહારાનપોરથી ઘોડાના ટાંગા ભાડે કરી હરદ્વાર તરફ ચાલ્યા. સવારે નીકળ્યા હતા તે બપોરે ભગવાનપુર કરી એક નાહાના ગામની ભાગોળે આંબાવાડીઆમાં મુકામ કર્યો. ત્યાં રસોઇ જમી ચાલ્યા તે સાંજના ૭ વાગતાં સાહારનપોરથી ૩૦ મૈલપર રૂરકી શહેરમાં પહોચ્યા ને ત્યાંની ધર્મશાળામાં મુકામ કર્યો. આ ગામ ગંગાજીની બાંધેલી શોભામાન નહેરના કીનારા ઉપર છે. નહેરના વહેવાના જોરથી નહેર ઉપર એક બંગલો બાંધી ઘંટીઓ મુકી છે. આ ઘંટી આ પાણીના વહેવાથી ફરે છે ને તેને પવનચક્કી કહે છે. આવી પવનચક્કી પ્રથમજ હમે આ જગામાં જોઇ તેથી હમને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું, તેથી ફરી ફરી તે જોયા કરી. પણ પછીથી તો આગળ ચાલતાં સાધારણ થઇ પડયું, કેમકે જ્યાં ચાર ઝુંપડાં હોય ત્યાં પણ આવી ચક્કીઓ ફરતી હોય છે.

શહેરના થડમાં કાંપ છે ને વસ્તી ૧૧૦૦૦ માણસની છે. હાલ આઉદ અને રોહીલખંડ રેલનું તે સ્ટેશન છે.

બીજે દહાડે સવારે નીકળી આગળ ચાલ્યા. આગળ રસ્તે જવાળાપુરી નામે દશ મૈલપર શેહેર આવે છે. બધા હરદ્વારના ગોર આ શહેરના રહેવાશીઓ છે, તેમજ હરદ્વારના તમામ વપારી લોકોનાં ઘરબાર પણ અહિંજ છે. અહિથી હરદ્વાર ત્રણ મૈલ છે. અહિંના ગોર સ્વભાવે શીળા તથા સંતોષી છે. અમારી સાથે પણ અહિંથી ગોર આવ્યો. અગીઆર વાગ્યાના સુમારમાં હમે હરદ્વારમાં પહોચ્યાં.

આ ગામમાં ગોર લોકોને કેટલાકને ભાડાનાં તેમજ કેટલાંકને ઘરનાં મકાન હોયછે. ગંગાજીનો એક આરો જેને હરનીપિંડી કહેછે ત્યાં સ્નાનનું ઘણું માહાત્મ્ય છે. જેમ જેમ મકાન આ આરાના થડમા હોય છે તેમ તેની કીંમત વધારે બેસેછે. હમને પણ આ આરાની નજીકજ મુકામ મળ્યો.

અહિં ગંગાજી નિરમળ નાહાના આકારમાં વહેછે. આ ઠેકાણે સ્નાન કર્યાનું ઘણુંજ માહાત્મ્ય છે. કુંભના બ્રહસ્પતિ થાયછે ત્યારે મહોટો મેળો ભરાય છે. શહેરનો વિસ્તાર મહોટો છે. આસપાસ પાહાડ હોવાથી ઉનાળામાં અહિં ઘણીજ સરસ હવા રહે છે, તેમજ ગંગાજીમાં નિરમળ ઠંડું જળ રહે છે. જ્યારે આપણા દેશમાં પારો ૧૧૦ ડીગ્રી હોયછે ત્યારે અહિં ૯૦ ડીગ્રી રહેછે. ખાવાપીવાની જોઈતી ચીજ મળેછે. લોકો ભરોસાદાર ને ઈમાની છે. મથુરાંની માફક લાલ મહોનાં વાંદરાં અહિં પણ હરકત પાડે છે.

અહિં ગામ વચ્ચે શ્રવણનાં દર્શન છે ને તેની પાસે મહાદેવજીની મૂર્ત્તિ છે. ૦ મૈલને છેટે કનખલ ક્ષેત્ર છે. તે શિવાય કેટલાંક તીર્થ છે.

અહિં મુકામ કર્યો કે તરતજ બદરીનારાયણ તેમજ કેદારનાથના પંડ્યા કેડે પડે છે. આ પંડ્યા જે જજમાન થાય તેની ચાકરી સારી રીતે કરે છે, પણ તેમનો સ્વાર્થ સર્યો કેડે છોડી દેતાં લગાર પણ વિચાર કરતા નથી. આ લોકો જોર જુલમથી આપણા ગોર થાય છે. બદરીનારાયણ, કેદારનાથ, ગંગોદરી, અને જમનોદરી અહિંથી જવાય છે. દરેકનું છેટું ૧૩૦ ગાઉ છે. ઉપલાં ચારમાંથી ગંગોદરી તથા જમનોદરીનો રસ્તો ઘણોજ વિકટ છે. ત્યાં થોડા લોકો જાય છે. હમે પણ તે તરફના જતાં બદરીનારાયણ તરફ ચાલ્યા.

આ રસ્તો પાહાડી ને ઘણોજ વિકટ છે. રસ્તે ગાડી ઘોડું કાંઈ ચાલતું નથી. અનાજ બકરાં ઉપર ગુણો નાંખી લઈ જવાય છે. જે પગે ચાલવાને અશક્ત હોય છે તેમને વાસ્તે * ઝંપાણ મળે છે, તેમજ ભાર ઉપાડવાને ‡ કંડી મળે છે. આ કંડી બોજો ભરવાના કામમાં આવે છે તેમજ છોકરાં યા હલકા તોલના માણસને ઉપાડે છે. પણ આ કંડીઆમાં બેસવું ઘણીજ હરકતકારક છે. પોતાના ખપ પ્રમાણે હરદ્વારથી ઝંપાણ કંડીનો તેમજ કામળા વગરે ગરમ કપડાંનો બંદોબસ્ત કરી લેવો પડે છે. જેમ

---

* જેવી રીતે સરગની નીસરણીની ચોપડી ઉપર ઠાઠડીનું ચીત્ર પાડેલું છે તેવાજ ઘાટની ઝંપાણ હોયછે. નાહાની માંચીને બે પડખે બે લાંબાં લાકડાં બાંધી બે છેડાની વચ્ચે દોરડુ ઘાલી તેના વળમાં એક લાકડી પરોવે છે તેમાં લાકડુ ઘાલી બે માણુસ ઉચકે એવી રીતે આગળ પાછળ હોય છે.

‡ વાંસનો લાંબો કંડીઓ બનાવી તેને બે નાકાંવાળા દોરડાના ગાળા ઘાલે છે તેમાં ભાર ભરી બે બગલોમાં દોરડાં ભરાવી પીઠ ઉપર ઉપાડી વાંકો વળી ચાલે છે.

જેમ ઉપર ચઢીએ તેમ તેમ ટાહાડ બરફને લીધે વધારે પડે છે, તેથીજ આ યાત્રા ઉનાળાની છે. આ યાત્રામાં મુખ્ય જે બદરીનારાયણ તેમનું મંદિર આસો મહીનામાં બરફ પડી ડટાઇ જાય છે તે વૈશાક મહીનામાં જ્યારે તાપ પડે છે ને બરફ ઓગળવા માંડે છે ત્યારે સરકાર ખોદી કાઢે છે. એવું કહેવાય છે કે જ્યારે મંદિર ઉઘાડે છે ત્યારે અંદર ઘીનો દીવો બળતો હોય છે તથા તાજી પૂજા કરેલી માલમ પડે છે, એવું આ તીર્થનું માહાત્મ્ય છે. આખે રસ્તે ટાહાડ સિવાય કાંઇ પણ હરકત પડતી નથી. ખાવા પીવાને ઘઊંનો લોટ, મગની તેમજ અડદની દાળ, ચોખા, ને ઘી મળે છે તેથી હરકત પડતી નથી. તેમ ચોરીનો ભો બિલકુલ નથી. ગમે ત્યાં આપણે સામાન મુકી સુઇ રહીએ તો કોઈ પણ તે દેશનું માણસ ઉપાડે નહિ; ફકત આપણા સોબતીમાંથી કોઈ લઇ જાય તો લઇ જાય. લોકોમાં પાહાડી બોલી ચાલે છે, પણ બધા હિંદુસ્તાની બોલી સારી રીતે બોલે છે તેમજ સમજી શકે છે.

આ રસ્તે પાહાડી લોકો જે કંડી તથાં ઝંપાણવાળા હોયછે તેમનો દર ઠરાવવા તથા નાકુ ચુકાવવા હરદ્વારથી બાર ગાઉઉપર રૂષીકેશ આગળ દેશી રાજાનું થાણું છે. આપણને કંડી વગેરેનું નક્કી કરતાં તે લોકો એમ સમજાવે છે કે જે નાકાવાળો કરે તે આપજો. પણ તે લોકોનો દર તેમની મજુરી ઉપર હોવાથી વધારે આંક પાડી આપે છે, તેથી તે નાઈલાજે આપણે આપવો પડે છે. માટે પ્રથમથીજ આપણે બોલી કરવી કે નાકાવાળો ગમે તે આંક પાડશે પણ અમુક રકમજ તમને મળશે, એવો ઠરાવ કરવો જોઇએ. વગર અનુભવે હમારે આ ઠેકાણે ઠગાવું પડયું હતું.

પાહાડી લોકોનો બંદોબસ્ત કરી રસ્તાને માટે ગરમ કપડાં

વગેરે જોઇતો સામાન લઇ બીજે દિવશે સવારે હમે હરદ્વારથી હિમાલય પાહાડ ઉપર બદરીનારાયણ તરફ ચાલ્યા. વૈશાક મહીના સુધી આપણા દેશમાં ગરમીની હવા ખાધેલી તેમને એકદમ આવી ઠંડી લાગે તેથી આશ્ચર્ય લાગ્યા વગર રહેજ નહિ.

હરદ્વારથી અમારો રસ્તો પાહાડ ઉપર શરૂ થયો. જો કે આ રસ્તો પાહાડી છે તોપણ પ્રથમ શરૂઆતમાં તે ઉપર ઘોડાં ચાલી શકે તેવો છે. આ રસ્તે ત્રણ ગાઉ ગયા એટલે રસ્તાની ડાબી બાજુ ઉપર એક માહાદેવજીની ડેરી આવી. અહિંથી એક રસ્તો ગંગોદરી તરફ જાય છે. ઠેઠ ગંગાજીની ધારા પડેછે ત્યાં સુધી તો કોઈથી જવાતું નથી પણ જયાં ભગીરથ રાજાએ તપ કર્યું છે ને ત્યાં સુધીમાં ગંગાજીમાં એકે નદી મળતી નથી ત્યાં સુધી યાત્રાળુ જાય છે.

આ વિકટ રસ્તે જવાની હમારી ઈચ્છા ના હોવાથી અમે સીધો રસ્તો મુકી જગણી તરફનો રસ્તો ઝાલ્યો. આગળ જતાં રસ્તામાં "શોકી" નામની એક નદી આવે છે તે સાત જગા ઉપર ઉતરવી પડેછે. જો કે આ નદીમાં ઘણું પાણી નથી, તો પણ અંદર મહોટા મહોટા પથ્થર લીલવાળા હોવાથી ઉતરતાં માણસને ઘણુંજ સાવધ રહેવું પડે છે.

આ પથ્થરનો રસ્તો, ઝાડી, પાણીના ધોધ અને નદીઓ નાળાંથી ભરપૂર હતો, તેની સાથે રૂતુ પણ ઉનાળાની હોવાથી હમને ઘણોજ આનંદ ઉત્પન્ન થતો હતો. પહેલો દહાડો ને આવો દેખાવ તેમજ ટાહાડ પણ ઘણી નહિ તેથી હમે ઘણી ખુશીથી આ મુકામ છ ગાઉનો કર્યો.

આ મુકામપર એક નાહાના વહેળીઆને કીનારે એક પવનચક્કી ચાલે છે તથા પાસે મોદીની દુકાન પાંચ છ

છાપરાં સહિત હોવાથી, આ મુકામનું નામ પણ ચકકીજ છે. દરે-ક યાત્રાળુ પહેલો મુકામ હરદ્વારથી અહિંનોજ કરે છે.

બીજે દિવસે સવારે નીકળી તેવાને તેવાજ રસ્તે આગળ ચાલ્યા. આગળ છ ગાઉ ગયા એટલે ગંગાજીને કીનારે એક મ-હોટી ધર્મશાળા તથા કેટલાક મઠ તથા હલવાઈની દુકાન સુધાં-તનુ એક મહોટું બજાર એવી રીતનું મકાન આવ્યું. આ ઋ-ષિકેશનાં નામથી પ્રસિદ્ધ છે. અહિં કેટલાક તપસ્વિ સાધુઓ છે. આશરે ૪૦૦૦ કરતાં વધારે સાધુઓ આ પવિત્ર આશ્રમમાં રહે છે. તેમાં કેટલાક મઠાધિશ પૈશાવાળા પણ છે, તે લોકો પણ યા-ત્રાળુને પોતાના મઠમાં ઉતરવા દેછે.

આ દિવસે રાત ત્યાં ન રહેતાં જમીને હમે આગળ ચાલ્યા. આ મુકામના થડમાંજ બોજાનું હાંસલ ચુકવવાનું ઉપર બતાવેલું નાકું છે. ત્યાં ચીઠી કરાવીને હમે આગળ ચાલ્યા. રસ્તો હવેથી બદલાઇને વિકટ આવવા લાગ્યો. ત્રણ ગાઉ ઉપર એક મહોટો આનંદિત મુકામ આવ્યો. આ ઠેકાણે ગંગાજીને કીનારે મહોટી ધર્મશાળા ઉંચી બંગલી સહિત છે. આ ઠેકાણાની હવા ઘણીજ મનરંજન કરે એવી છે. પાસે મહોટું ચોરસ મેદાન છે તેમાં લક્ષ્મણજીનું મંદિર છે. આ મંદિરમાં જગંનાથજીની સેંકડો છબીનાં પાનાં ભીંત ઉપર ચોઢેલાં માલમ પડે છે. એવું કહેવાય છે કે અહિં પાનું ચોઢયાનું ઘણુંજ માહાત્મ્ય છે. આ મકાન લક્ષ્મણ-જીના તપોવનથી પ્રસિદ્ધ છે. આસપાસ કયારડામાં ડાંગર વવાયછે તેમાં ઘણીજ ઉત્તમ પ્રકારની ડાંગર થાય છે.

આ ડાંગરના ચોખા બાશમતીના ચોખાને નામે પ્રસિદ્ધ છે. અવશ્ય યાત્રાળુએ આ ચોખા ખાવા જોઇએ. જો કે આ મુકામ ગંગાજીના કીનારા ઉપર છે, તેમ છતાં ગંગાજી ઘણા ઊંડાણમાં

હોવાથી પાણી લેવું ઘણુંજ અશક્ય છે. આ મુકામ ઉપરથી આગળ જતાં ગંગાજી ઉતરવાં પડે છે. અહિં ગંગાજી ઉતરવાને ઝોળો બાંધેલો છે તેને લક્ષ્મણ ઝોલો કહે છે. આગળ આ ઠેકાણે સીંકાં હતાં. આ ઉતરવાનું ઘણું અગવડવાળું છે, તોપણ સીંકાં કરતાં થોડું મુસ્કેલ છે. ઝોળાનું વર્ણન.—સામાસામા બે મ્હોટા પાહાડની વચ્ચે ઘણાજ જોરથી ગંગાજી વહે છે તેમાં તપોવનવાળા પાહાડ ઉપરથી ગંગાજી ઊતરી સામે પારના પાહાડ ઉપર રસ્તો છે. આ ઝોળો ઉતરતાં ઘણીજ દેહેશત લાગે છે. ગંગાજીના સામ સામેના કીનારા ઉપર મજબુત લાકડાં ડાટી તેના ઉપર મજબુત દોરડાં બાંધેલાં હોય છે. તેવી બે હારચો હોય છે. તેની સાથે પાતળા દોરથી લટકતાં લાંબાં લાકડાં બાંધેલાં હોય છે. તે બે લાકડાંની વચ્ચે પાતળાં લાકડાં બાંધેલાં હોય છે, તે ઉપર, ઉપરના દોર ઝાલીને નીચેનાં લાકડાં ઉપર પગ મુકતાં મુકતાં જવાય છે. જો કે છેડા ઉપરથી ઘણુંજ ઊંચું હોય છે તે છતાં વચ્ચે જતાં છેક પાણીના નજીક પહોચી જાય છે. આ ઝોળો એક માણસ ચાલી શકે તેટલો પહોળો હોય છે. ઝોળા ઉપર ચાલતી વખતે ઝોળો હાલે છે તેથી ઘણો ડર લાગે છે. વધારે પવન હોય તો ઝોળા ઉપર ચઢવા દેતા નથી. હમારે પણ તેમજ થવાથી બીજે દહાડે બપોર સુધી હવા શાંત થતા સુધી ત્યાંજ પડી રહેવું પડ્યું. આ દેશમાં નદીઓ ઉતરવાને સારૂ ઠેકાણે ઠેકાણે આવા ઝોળાઓ રાખેલા છે. ચોમાસામાં ઝોળા કાઢી શીંકાં બાંધે છે. શીંકે ચાલવું ઘણુંજ દેહેશતવાળું છે.

આ મુકામ જેવી આનંદ આપનારી જગા ભાગ્યેજ હશે. કેટલાકને આગળ જવાને મરજી ના હોય તોપણ આ દેશમાં આવનારે અવશ્ય આ સ્થળ જોયા વગર રહેવું નહિ. આ ખરે-

ખરૂં લક્ષ્મણજીનું તપોવન છે. આ સ્થળે તરેહ તરેહની બનાવટો જોવાની નથી, પણ ગંગાકીનારાની ખરેખરી પરમેશ્વરની કુદરત નજરે આવે છે.

નવ દશ વાગ્યાને સુમારે હવા શાંત પડી કે તરતજ અમારી સોબતના સાથે હમે પણ રીવાજ પ્રમાણે લક્ષ્મણજીનાં દર્શન કરી ઝોળો ઉતર્યાં. ઝોળો ઉતરવાને ઉતરામણી માથાદીઠ અડધો આનો પડે છે. અમારામાંનાં કેટલાંક આ ઝોળો ઉતરી શક્યાં નહિ તેથી તેમની આંખો બાંધી ત્યાંના પહાડી લોકોએ પોતાની પીઠ ઉપર બેસારીને ઉતાર્યાં. સામે ઉતર્યા કે જુદીજ તરેહનો રસ્તો આવ્યો. આ રસ્તો ગંગાજીની બે બાજુ ઉપર બે મહોટા પાહાડની હારચો છે તેમાં જમણી તરફના પાહાડના ડાબા પડખામાં કોરીને સડક કાઢી છે. સડક કહેવાનીજ છે પણ વચ્ચે મહોટા મહોટા પથ્થરો પડેલા છે તેથી ઉંચું જોઈને તો ચાલી શકાયજ નહિ, તેમજ જોડા પહેરીને ચાલવું પણ ઘણુંજ મુશ્કેલનું કામ છે. એક બાજુ ઉપર પહાડ તેમજ બીજી બાજુ ઉપર ગંગા વહે છે. પહાડનો રસ્તો બધે સરખાઈનો નથી પણ કોઈ ઠેકાણે ગંગાથી ૧૦૦ ફીટ ઉંચાઇ તો કોઇ ઠેકાણે બસેથી ચારસે ફીટ ઉંચાઈમાં હોય છે, ને કોઈ ઠેકાણે ગંગાના કીનારા બરાબર નીચાઇમાં હોય છે. આ પ્રમાણે પાહાડની કોર ઉપર ચાલવાનો રસ્તો છે. આબુના પાહાડ ઉપર ગયો હશે તેને આ રસ્તાનું બરાબર ધ્યાન પહોંચશે. બધો દેખાવ એજ તરેહનો છે. ફક્ત ફેર એટલોજ છે કે આબુનો રસ્તો સાફ છે ને આ ખડબચડો છે, તેમજ આબુનો રસ્તો પહોળો છે ને આ રસ્તો તો કોઇ ઠેકાણે અડધા ગજની પહોળાઈ સુધીનો સાંકડો છે. આ રસ્તો વધારેમાં વધારે ચાર ગજ સુધીની પહોળાઇનો છે. જો કે ઠેઠ સુધી ગંગાજીને કીનારે કીનારે

જવાનું છે તો પણ કેટલીક જગે મરતા હોયને મોઢે પાણી મુકવું પડે તો પણ ગંગાજીનું પાણી ઉપયોગમાં નથી આવતું. તોપણ રસ્તે પાણીની તંગી બિલકુલ નથી, કેમકે થોડે થોડે છેટે મ્હોટાં મ્હોટાં ઝરણના ધોધ પડતાજ હોય છે. આ પ્રમાણે તમામ રસ્તો હિમાલય ઉપરના ચારે તીર્થનો છે. ઝોળો ઉતર્યા કે તરતજ આવે રસ્તે ચાર ગાઉ ગયા કેડે રસ્તો પંહોળો આવ્યો. ત્યાં સાત આઠ ઝુંપડાં તથા બે ત્રણ દુકાનો છે. આ મુકામને ફુલવાડી ચટ્ટી કહે છે. આ ચટ્ટીમાં જમ્યા એટલીવાર મુકામકરી સાંજના એવેને એવે રસ્તે ત્રણ ગાઊ ઉપર ધુલર ચટ્ટીમાં મુકામ કર્યો. આ ચટ્ટી વ્યાસગંગા નામની નાહાની નદીના કીનારા ઉપર ધુલરનાં ઝાડ નીચે છે. હમારી જોડે આ તીર્થનો પંડ્યો હતો તેથી રસ્તે કોઈ તરેહની હરકત પડતી નહોતી, તેમજ અમારી ઝંપાણવાળો આગળ ચાલી પ્રથમથીજ સારૂં મકાનજોઇ જગ્યા રાખતો હતો તેથી હમને રસ્તે ઘણીજ સવડ હતી. બીજે દહાડે સવારે આ મુકામ ઉપરથી ચાર ગાઉ સુધી આ રસ્તે ચાલ્યા, બાદ ચાર ગાઉની વધારે સખ્ત ચઢાઇ આવી. ચઢાઇ વીજનીની ચટ્ટીના નામથી પ્રખ્યાત છે. આ વખતે એકે નદી રસ્તે નથી આવતી. ઘણી સખ્ત ચઢાઇ ચઢેથી ઊંચાણમાં મ્હોટી ચટ્ટી આવે છે. અહિં કેટલાંક ઝુંપડાં છે. આ રસ્તે મુકામે મુકામે અહલ્યાબાઈ હોલકરની બંધાવેલી નહાની નહાની ધર્મશાળાઓ છે. આ મુકામ ઉપર ફકત પાણીનો એકજ ધોધ પડે છે તેની સાથે ઘણી ઉંચાઇ હોવાથી કુદરતી દેખાવ ઘણોજ સરસ દેખાય છે. આ પાહાડ ઉપર કેટલાંક ઝાડવાં થાય છે જે વીંછુના ઝાડના નામથી તે દેશમાં પ્રસિદ્ધ છે. તેનું પાંદડુ જો ભૂલથી આપણા શરીરને અડે તો વીંછી કરડયા જેટલીજ વેદના કરે છે, તેથી સાવચેત રહેવું જોઈએ.

હમારી મુસાફરીમાં આ ચઢાઇ પહેલ વહેલી હોવાથી હમને ઘણીજ સખ્ત લાગી પણ બીજે દહાડે એથી પણ વધારે કઠણ ચઢાઈ આવી. બીજે દિવસે અહિંથી આઠ ગાઉ ઉપર બંદર ચટ્ટીનો મુકામ આવ્યો. આ ચઢાઇ એટલી બધી વિકટ છે કે વાંદરાં પણ ચઢી શકતાં નથી. અહિંથી બીજે દિવસે એવેનેએવે રસ્તે આઠ ગાઊના મુકામે માહાદેવચટ્ટી પહોચ્યા. આ ચટ્ટી ઉપર એક નાહાની ટેકરી ઉપર એક નાહાની ડેરીમાં માહાદેવજી છે તથા ત્યાંથી થોડે છેટે નાહાના નાહાના મકાનમાં કેટલાંક પુતળાં છે. આ ચટ્ટી ઉપર એક બે ભેંશો હોવાથી દુધ દહીં મળે છે. રસ્તે ચાલતાં બબે ગાઉ ઉપર મુકામ મળે છે, પણ સગવડ બરાબર ના હોવાથી આઠ આઠ ગાઉના ઉપર બતાવ્યા પ્રમાણેજ મુકામ કરવા પડે છે. આ ચટ્ટી ઉપર આશરે પચાસેક છાપરાં છે.

આ મુકામથી છ ગાઉ ઉપર બીજો મુકામ કાંડીચટ્ટીનો છે; ત્યાંથી છ ગાઉ ઉપર વ્યાસ ગંગાને કીનારે ઠેઠ સપાટી ઉપર વ્યાસ ગંગાનો પુલ ઉતરી તેજ નામની ચટ્ટીનો મોટો મુકામ છે. આ રસ્તે પુલ ઉપર ઝોળાનું વર્ણન આપ્યું તેવાજ ઝુલતા હોય છે પણ પહોળાઈમાં ઘણા હોય છે તેમજ બધે સરખાઇમાં હોય છે તેથી તે ઉતરતાં કાંઇ પણ ડર લાગતો નથી. આ મુકામ ઉપર કેટલાક પાણીના ધોધ પડે છે તેની સાથે હવા બદલાઈને ઘણીજ ઠંડી લાગે છે. જો કે અમે ગયા ત્યારે વૈશાખ મહીનો હતો તોપણ દહાડે પણ ઓઢવાની જરૂર પડતી હતી. અહિં ત્રણ ગાઉ ઉપર એક નાહાની ચટ્ટી મુકી ત્યાંથી આગળ છ ગાઉ ઉપર ગંગાને અલકનંદા બેના સંગમ ઉપર દેવપ્રયાગ નામનું એક નાહાનું ગામ આવે છે. આ ગામ ગંગાને સામેપાર છે તેથી આ પાર કેટલાંક મેડાવાળાં મ-

કાન તેમજ હલવાઈ વગરેની દુકાનો પણ છે ત્યાં મુકામ થાય છે. ગામમાં જવાને અલકનંદા ઉપર લક્ષ્મણ ઝોળા જેવોજ ઝોળો બાંધેલો છે તે ઉતરીને જવાય છે. ગામમાં બે ત્રણ મંદિરો છે. ત્યાંથી કેટલાંક પગથીઆં ઉતરીએ એટલે ગંગાનો એક કીનારો બાંધેલો છે ત્યાં અલકનંદા તથા ભાગીરથી ગંગાનો સંગમ થાય છે. આ ઠેકાણે ગંગાનો પટ ઘણોજ સાંકડો છે, તેની સાથે ઉંચાણથી પાણી પડે છે તેથી ઘણાજ જોરમાં વહેછે તેથી તાણ એટલી બધી છે કે માંહી પડેલો ગમે તેવો તરનારો હોય તો પણ જીવતો બહાર નીકળે એ આશા રાખવી ખોટી છે. આ ક્ષેત્રમાં પિંડદાન તથા ગૌદાન થાય છે. આ રસ્તે હજામત કરાવનારને હજામ ફક્ત અહિંજ મળે છે. આગળ. શ્રીનગરમાં મળે છે. બદરીનારાયણના તમાગ પંડ્યા આ ગામના તથા આસપાસનાં ગામડાના હોય છે. તે લોકો ફક્ત આપણી જોડેજ યાત્રાએ આવે છે, બાકી યજમાન ના મળે તો પાછા ઘેર જાય છે. તેમજ તે લોકોનો ત્યાંનાં મંદિરોમાં કાંઈ હક નથી. તેઓ પણ આપણા જેવાજ યાત્રાળુ કહીએ તો ચાલે. અહિં બે દિવસ આરામ લીધા બાદ આગળ ચાલ્યા.

અહિંથી બે ત્રણ ગાઉ સુધી રસ્તો સારો આવેછે. બાદ આગળ રાણીબાગ કરી મુકામ આવેછે. આ મુકામ ઉપર કાંઇ બાગ નથી, ફક્ત આ ઠેકાણાનું નામજ એવું છે. આ મુકામ સુધી હમને કાંઈ પણ ચોરીની ધાસ્તી નહોતી, પણ અહિંથી એ બીક શરૂ થઇ, કેમકે અહિંથી છ ગાઉ ઉપર શ્રીનગર કરી શહેર આવેછે, તે શહેરમાં ઘણોજ ડર હોવાથી બે તરફ છ છ ગાઉ સુધી ધાસ્તી પહોંચેલી છે.

રાણીબાગથી ત્રણ ગાઉ ઉપર એક નાહાની ચટ્ટી મુક્યા

કેડે ત્યાંથી ત્રણ ચાર ગાઉ ઉપર શ્રીનગર કરી પ્રખ્યાત શહેર અલકનંદાના કીનારા ઉપર આવેલું છે. શહેરની તમામ વસ્તી બે હાર્યોમાં છે, આજુ બાજુ નથી. શહેરમાં તેમજ શહેર બહાર જ્યાં ગમે ત્યાં ઉતરવાને પુષ્કળ મકાન મળે છે. શહેરના બહાર કેટલાક ગોસાંઈ લોકના મઠ છે. બજારમાં દરેક જાતના વેપારીની દુકાનો છે. ગમે તે જાતની જે કાંઈ ચીજની છચ્છા હોય તે મોંઘી સોંઘી પણ આ બજારમાંથી મળી આવે છે. બજારમાં બે ચાર નાણાવટીની પણ દુકાનો હોવાથી કોઈ યાત્રાળુને નાંણા સંબંધી ખપ હોય તો તેને હુંડી વેચવાને કાંઇ હરકત નથી પડતી. પણ ફક્ત મુંબાઈ, કલકત્તા વગેરે મોટા દેશાવરની હુંડીઓ બજારમાં ખપે છે. જે ગંગોદરી ના ગયો હોય ને રામેશ્વર જઇ ગંગોદરી ચઢાવવાની જેની ઇચ્છા હોય તેને અહિંના મઠમાંથી ગંગોદરી મળે છે. રસ્તાની તમામ ચીજની ખુટેલી ખરચી પૂરી પાડવાને આ રસ્તે આજ શહેર છે. આ બધા સુખ સાથે આ શહેરમાં ચોરીનો ડર પણ ઘણોજ છે. તોપણ એટલું સારૂં છે કે પોલીસનો બંદોબસ્ત છે.

બીજેદિવસે સવારે અમે આ શહેર છોડી આગળ ચાલ્યા. આ દિવસનો હમારો મુકામ શ્રીનગરથી છ ગાઊ દૂર ખજુરટટ્ટીનો હતો, ત્યાંસુધી રસ્તો સારો સપાટ આવ્યો. આ ખજુરટટ્ટીનો મુકાગ અલકનંદાના કીનારા ઉપર જમીનની સપાટીના બરાબરછે.

શ્રીનગર છોડયા કેડે હવામાં ઘણોજ ફેરફાર થવા લાગ્યો. અત્યારસુધી વખતે ગરમ લુગડાં વગર ચાલતું, પણ હવેતો તેની જરૂરજ પડવા માંડી. વખતે હરદ્વારથી ગરમ કપડાં ના લીધાં હોય તો શ્રીનગરથી લેવાં પડેછે. આ મુકામ ઉપરથી (ખજુરટટ્ટીથી) છ ગાઊ ઉપર બીજે દહાડે રૂદ્રપ્રયાગનો મુકામ આવ્યો. આ રૂદ્રપ્રયાગ

અલકનંદાને મંદાગ્નિ ગંગાઓના સંગમ ઉપર છે. એ સંગમ ઉ-
પર માહાદેવજીનું નાહાનું દેરૂં છે, તે શિવાય બીજી કાંઇ યાત્રા
નથી. આ મુકામથી અલકનંદાને કીનારે કીનારે એક રસ્તો
બદરીનારાયણ તરફ જાય છે, ને બીજો રસ્તો અલકનંદાનો લો-
ઢાનો ઝુલતો પૂલ ઉતરી સામેપાર થઇ કેદારનાથ તરફ જાય છે.
બદરીનારાયણ ને કેદારનાથ વચ્ચે ફકત એકજ પાહાડ છે તેથી દોઢ
ગાઉનું છેટું છે, પણ તે પહાડ ઓળંગી જવાનો રસ્તો ના હો-
વાથી ફરીને જતાં પોણોસો ગાઉનું છેટું પડેછે. બદરીનારાયણ કર-
તાં કેદારનાથ તરફના પાહાડ કાચા હોવાથી વખતે ધસી પડે
છે. આ યાત્રામાં આ પાહાડી રસ્તે રૂની પેદાશ નથી, પરંતુ પ-
રમેશ્વરની અદ્ભુત કૃપા અને કૃતિથી ચીડ નામનાં ઘણાંજ ઉં-
ચાં સીધાં ઝાડ થાય છે. આ ઝાડને સીતાફળ જેવાં ફળ લાગે
છે, પણ તે ફળ માત્ર જોવાનાજ કામમાં આવે છે, ખવાતાંનથી;
કારણ કે તે લાકડાનાંજ થાય છે. આ ઝાડ નરદમ તેલથીંજ ભ-
રેલું હોય છે, તેથી આ દેશના લોક આ ઝાડનાં લાકડાં કાપી લા-
વી તેના કડકા કરી રાત્રે સળગાવે છે અને તેના તાપથી ટાઢ
ઉડાડી લૂગડાંની ખોટ પૂરી પાડે છે, આ લાકડાનો કડકો મીણ બ-
ત્તીની માફક બળે છે. એક કડકો બળી રહે છે એટલે બીજો સ-
ળગાવે છે તેથી તેમને દીવાની જરૂર નથી પડતી, તેમજ તે બ-
ળતાં ઘણીજ ઉંચી પ્રકારની ખુશબો આપે છે. તે શિવાય આ
પાહાડ ઉપર દેવદારનાં પુષ્કળ ઝાડ છે. બીજી જાતની ઝાડી બહુ નથી.

રૂદ્રપ્રયાગથી બાર ગાઉ ઉપર અગસ્ત મુનીનો મુકામ થાય છે.
આ મુકામ ઉપર અગસ્ત મુનીનાં દર્શન છે. અહિંથી બાર ગાઉ ઉપર
ગુપ્ત કાશીનો મુકામ છે. રસ્તે નાહાની નાહાની ચટ્ટીઓ તો ઘણી
આવે છે, પણ મુખ્ય મુકામ બધા યાત્રાળુ આજપ્રમાણે કરે છે.

ગુપ્ત કાશીના મુકામે પાણીનો ધોધ પડે છે ત્યાં સ્નાન કરવાનું છે એજ યાત્રા છે. આ મુકામથી છ ગાઉ ઉપર ફાટાચટ્ટીનો મુકામ છે, ને ત્યાંથી છ ગાઉ ઉપર ત્રીજુગીનારાયણનો મુકામ છે ત્યાં ત્રીજુગીનારાયણની મૂર્તિ છે. અહિંથી છ ગાઉ ઉપર ગૌરી કુંડનો મુકામ છે, ત્યા એ નામના કુંડમાં સ્નાન કરવાનુંછે. અહિંથી ત્રણ ગાઉની વિકટ ચઢાઈએ ભીમગોડાનો મુકામ છે, ને ત્યાંથી ત્રણ ગાઉ કેદારનાથ માહાદેવ છે. આ ઠેકાણે બરફના ઢગલા સિવાય બીજું કાંઇ માલમ પડતું નથી. પહાડ ઉપર દાતણ કરવા જેટલી પણ વનસ્પતિ બરફને લીધે મળી શકતી નથી. અહિં ટાઢ એટલી બધી લાગે છે કે ખમવી બહુ મુશ્કેલ પડે છે. રૂદ્રપ્રયાગથી અહિં સુધીનો રસ્તો મંદાગ્નીને કાંઠે કાંઠેજ છે. આ ઠેકાણે ગંગામાં સ્નાન કરવાને ભાગ્યેજ કોઈ હીંમતવાન થતો હશે. અહિં એક તપત કુંડ છે: ઠેઠ માહાદેવમાં એટલી બધી ટાહાડ પડે છે કે ત્યાં દર્શન કરી પાછા ઉતરી ત્રણ ગાઉ નીચેની ચટ્ટીએ મુકામ કરવો પડે છે. કેટલાક સખ્ત હૈયાવાળા મહાદેવના મુકામે પણ રહે છે. નીચે પણ ટાહાડ પુષ્કળ પડે છે તોપણ ઠેઠ કેદારનાથ કરતાં કાંઇક ઓછી. આ યાત્રા પૂર્ણ કરી, બદરીનારાયણ જવા સારૂ ફાટાચટ્ટી સુધી એને એજ રસ્તે પાછા આવવું થાય છે. બાદ ફાટાચટ્ટીથી રસ્તો બદલાઇને ત્યાંથી બાર ગાઉ ઉપર ઉખી મઠનો મુકામ થાય છે. આ રસ્તાના પ્રમાણમાં આ મુકામપર સગવડ સારી છે. કેદારનાથને રસ્તે ઠેઠ સુધી મ્હોટી ઝેરી માંખો પુષ્કળ થાય છે. એ માંખો જેને કરડે છે તેને પુષ્કળ ચેળ આવે છે અને ખણે છે એટલે મ્હોટો ફોલ્લો થઈને પાકી ઉઠે છે. આ મુસીબત આ ઉખી મઠના મુકામથી બંધ પડે છે. શાકતરકારી પણ આ રસ્તે આ મુકામ સુધી મળતું નથી.

આ મુકામથી બાર ગાઉ ઉપર પોથીબાશાનો મુકામ છે. આ મુકામપર ટાહાડ ઓછી પડે છે, તેમજ બરફ પણ કમતી માલમ પડે છે. આ મુકામથી વીજની જેવીજ સખ્ત દશ ગાઉની ચઢાઈએ તુંગનાથનાં દર્શન છે. તેમજ આ મુકામ તથા ચઢાઇ તુંગનાથની ચઢાઇના નામથીજ પ્રસિદ્ધ છે. અહિંથી બાર ગાઉ ઉપર શંકરમંડલનો મુકામ થાય છે. ત્યાંથી નવ ગાઉ ઉપર ગોપેશ્વરનો મુકામ કર્યા બાદ બીજે દહાડે આઠ ગાઉ લાલસાગાને મુકામે બદરીનારાયણનો જે રસ્તો રૂદ્રપ્રયાગથી છોડયો હતો તે શિવાલયચટ્ટી થઇ કરણપ્રયાગ તથા નંદપ્રયાગ થઈને આ મુકામે ભેગો થાય છે. આખા રસ્તામાં આ લાલસાંગાનો મુકાન મહોટો છે. આ મુકામ ઉપર ઉતરવાની સુવડ સારી છે તેમજ સરકારી ઇસપીતાલમાં હલકા પગારનો ડાકતર પણ છે. આ ચટ્ટીથી ચાર ગાઉ સુધી સરળ રસ્તે ગયા બાદ ત્રણ ગાઉની સીધી ચઢાઈ ઉપર પીંપલચટ્ટીનું મહોટું મકાન આવે છે. આ મુકામ ઉપર શિલાજીત વગરે ઘણી ચીજો મળે છે. કસ્તુરી પણ ખબર કાઢેથી અહિં મળે છે. અહિં પાણીનો ધોધ ઘણો દૂર છે, તેમજ ફકત એકજ ધોધ છે તેથી પાણીની તંગી પડે છે. આ મુકામથી આગળ ગરૂડગંગા આવે છે ત્યાં ગોરને પેંડાભરી થાળીનું દાન થાય છે તેથી પેંડા વગરે આ મુકામથી ખરીદી લેવું પડે છે. આ ચટ્ટી ઉપર ઉભા રહી નીચે જોઇએ છીએ તો ચાર ગાઉથી જે ચઢયા તે જેમ અગાશીમાંથી ચોકમાં દેખાય તેવોજ દેખાવ આપે છે.

આ ચટ્ટીથી આગળ ચાર ગાઉ ઉપર નીચાણમાં ગરૂડ ગંગા આવે છે.

જેટલું પહેલે દહાડે ચઢીએછીએ તેટલુંજ નીચે ઉતરતાં

એક પાહાડમાંથી મ્હોટો ધોધ પડેછે. આ ધોધને કીનારે એક નાહાના ગોખલાગાં ગરૂડજીનું પુતળું છે તેથી આનું નામ ગરૂડ ગંગા કંહેવાયછે. આ પુતળાને પ્રસાદ ધરાવી લોકમાં વેંહેચે છે. કેટલાક ગરૂડના નામનો પ્રસાદ રોજ સાંજરે આ રસ્તે વહેંચેછે. લોકવાયકા એવી છે કે ડબકામારી આ પાણીમાંથી દાંતમાં પકડી પથ્થર ઉપાડી ઘેર લાવી રાખે તો તે ઘરમાં સાપ આવીશકતો નથી, તેથી દરેક યાત્રાળુ અહિંથી પથ્થર લાવેછે. હું પણ લાવ્યોછું, પણ ઉપર જણાવેલો ફાયદો જણાયો નથી. અહિંથી આગળ દોઢ ગાઉનો ચઢાવ ચઢયા કેડે ઠેઠ જમીન બરાબર ઉતારનો રસ્તો આવેછે. આ ઠેકાણે એક વહેળીયું વહેછે તેને પાતાળગંગા કહે છે. અહિં બીજી યાત્રા નથી તેમજ મુકામ કરવાની જગા નથી. યાંથી બે મૈલની ચઢાઇ ઉપર મુકામ છે તેને ગરૂડગંગાની ચટ્ટી કહેછે. આ મુકામ સગવડવાળો છે.

આ મુકામથી આગળ કુંભારચટ્ટીનો મુકામ આવેછે. આ ઠેકાણે મેડાવાળાં ઊતરવાનાં મકાન છે ને પાણીનો એક ધોધ છે. આ મકાનપર પેંડા વગરે ખાધાનીચીજ પકવાનની મળેછે. પકવાન શ્રીનગરનું આવેલું અહિં વેચાયછે બાકી અહિ થતું નથી. આ ઠેકાણે ભોજનનાં લાકડાંની બરણીઓ, વાડકા વગેરે લાકડાનો ઉતારેલો સામાન વેચાયછે તે કેટલાક યાત્રાળુ ખરીદેછે. અહિંથી આગળ છ ગાઉની ઊંચાઇએ શ્રીમત્ શંકરાચાર્યની ગાદીના જોશીમઠનું મકાન છે. ચઢાઇ ચઢયા વગર નીચે પણ રસ્તો છે, પણ નરસિંહજીનાં દર્શનસારૂ જતાં કે આવતાં બેમાંથી એક વખતે જોશીમઠની ચઢાઇએ ચઢવું પડેછે. ઠેઠ ઉપર ચઢેથી ગામડા જેટલી વસ્તી છે. આ સ્થળ ઘણું ઊંચાણમાં હોવાથી ઘણીજ શોભા આપેછે. ઉપર નરસિંહજી તથા બદરીનારાયણની

મૂર્તિઓ છે ને તેમના સામે પીતળનો મ્હોટો ગરૂડ છે. શિયાળામાં જ્યારે બદરીનાથનું મંદિર બરફથી ડટાઈ જાયછે ત્યારે ઠાકોરજી-ની પૂજા અહિંથી થાયછે તે ત્યાં પહોચે છે એમ કેહેવાય છે. આ મુકામ ઉપર આ દેશની ઉત્પત્તિની તમામ ચીજો મળેછે.

નીરવીશી નામની ચીજ સાપ વીંછીના ડંખ ઉપર ઘસીને ચોપડાય છે; સફેત પથ્થરચટી તથા રતનજોત આંખમાં આંજ-વાના કામમાં આવે છે. કસ્તુરી અને શિલાજીત પણ મળે છે. તથા ઝરમોરા કરી એક જાતનો પથ્થર થાય છે તે ઘસીને ગુ-ગડા ઉપર ચોપડવામાં આવે છે. તે સિવાય ગાયના પુંછડાના વાળનાં ચમર થાય છે તે અહિં પુષ્કળ મળે છે. ઘણું કરી દરેક યાત્રાળુ આમાંની થોડી ઘણી ચીજો લાવે છે. અહિંથી બે ગાઉ સુધી પગથીઆં છે તે ઉતર્યા કેડે નીચે વિશ્નુગંગા આવે છે, તે ઉપર પુલ બાંધેલો છે તે ઊતરી સામેપાર મુકામ છે. અહિં પણ ચમર સારા મળે છે. આ મુકામ વિશ્નુપ્રયાગનો કહેવાયછે. અહિં વીશ્નુગંગાને અલકનંદાનો સંગમ થાયછે તે ઠેકાણે ઊતરવાનું ઘણુંજ મુસ્કેલ છે. મહોટી મ્હોટી સાંકળો બાંધેલીછે તે ઝાલીને ઊતર્યા કેડે ગંગા વહેછે ત્યાં જવાયછે. આ ગંગામાં તાણ એવી છે કે માંહી ગયા તો બાહાર નીકળવાની આશા રાખવી ફોગટ છે. આ દેશમાં દરેક નદીનો વેગ ઉંચાણમાંથી નીચે પડતો હોય છે ને તેમાં વચ્ચે પથ્થર પડેલા હોવાથી તે સાથે પાણી અથડાય છે તેથી અવાજ પણ ડર લાગે એવો ચાલતોજ રહેછે. ગંગાને કીનારે મુકામ છતાં પાણી લાવવું એટલું બધું મુસ્કેલ છે કે ઝ-રણાંનું પાણી પીવું પડેછે.

અહિંથી છ ગાઊઉપર પિંડકેશ્વરનો મુકામ થાયછે. આ મુકામથી નારાયણ છ ગાઊ રહે છે. આ મુકામ આવ્યા કે પાછી

કેદારનાથ જેવી ઠંડી હવા શરૂ થવા માંડેછે. મુકામ નદીના કીનારે છે. નદીમાં કેટલીક પવનચક્કીઓ ફરેછે. આ મુકામથી પાછો બરફનોજ રસ્તો શરૂ થાયછે ને કેટલેક ઠેકાણે બરફ ઉપરજ ચાલવું પડેછે. અહિંથી આ છ ગાઉનો રસ્તો ઘણોજ વિકટ છે તેમજ છ ગાઉમાં હવામાં પણ ઘણો ફેરફાર થઇ જાયછે. ત્રણ ગાઉ ગયા એટલે અલકનંદાના કીનારા ઉપર હનુમાનચટ્ટી આવે છે. આ ચટ્ટીથી નારાયણ ત્રણ ગાઉ રહ્યા તેથી ઘણા દિવસની આતુરતા પૂરી થવાનો વખત આવ્યો, તેમજ અમને ઉપાડી લઈ જનાર પાહાડી લોકોને પણ આરામ લેવાનું નજીક આવવાથી, અહિં ના રોકાતાં અમને લેઇ તેઓ આગળ ચાલ્યા. અલકનંદા તો ઠેઠ સુધી હમારી સાથેજ હતી, તોપણ હવે તેણે પોતાનું રૂપ તદન બદલ્યું. અહિં તે એક કીનારાથી બીજા કીનારાસુધી તમામ બરફથી ઢંકાઈ જઈ બરફના નીચે વહે છે તેથી બે પાહાડ વચ્ચે બરફનો નાહાનો પાહાડ હોય એવું માલમ પડેછે. કોઇ કોઈ ઠેકાણે બરફમાં બાકાં પડેલાં હોય તેમાં નજર કરીએ ત્યારે નીચે પાણી વહેતું માલમ પડેછે. બરફનો થર પણ એટલો જાડો થઇ ગયો હતો કે તે ઉપર ગમે તેટલો ભાર હોય તોપણ તુટી ના પડે, તો માણસ ચાલવાથી તો તુટેજ શાનો! આવા બરફના રસ્તાની શોભા જોતા જોતા બાર વાગ્યાને સુમારે હમે બદરીનારાયણ ઠેઠ પહોચ્યા.

પ્રથમથી અમારો પંડ્યો આગળ ગયો હતો તેથી તેણે અમારા વાસ્તે મુકામની સગવડ કરી રાખેલી હોવાથી અમે તેમાં મુકામ કર્યો. આજનો મુકામ છ ગાઉનો હતો પણ એટલી લંબાઈમાં હવામાં તદન ફેરફાર થઇ ગયો. ટાહાડનું જોર સખ્ત થવા માંડ્યું. ઠેકાણે ઠેકાણે બરફના ઢગલા પડેલા નજરે આવે ને

બાહાર ફરતાં એવા કેટલાક ઉપર ચાલવું પણ પડે.

અહિં ઘરની બે હાર્યો છે તેની પાછળ ઊંચાણમાં પાછી હાર્યો છે તેથી પગથીઆં જેવો આકાર થઈ રહ્યોછે. ઘર મેડાબંધ છે. ફક્ત એક ઓરડો ને તે ઉપર મેડો હોયછે. પાંચ છ પગથીઆં ચઢયા કે મેડાનું બારણું આવેછે. આ બારણું દોઢગજ કરતાં વધારે ઉંચું ભાગ્યેજ હોયછે, તેથી અંદર જવા આવવાને વખતે માથું નહિ ફૂટવાને ઘણુંજ સાવચેત રહેવું પડેછે. જેમ જેમ અંદર જઈએ તેમ તેમ ઊભા ફરીશકીએ એટલી ઊંચાઇ હોય છે. છાપરા ઉપર પથ્થર પાથરી તે ઉપર ભોજપત્ર નાંખીને તેના ઉપર રેતી નાંખેછે. આ દેશમાં ભોજપત્રની એટલી બધી છત છે કે પૈશાનું મીઠું લઈએ તો પણ ભોજપત્રમાં બાંધીને આપેછે. અંદર જો કે મેડાઉપર હોઈએ છીએ તોપણ જમીન એટલીબધી ટાહાડી હોયછે કે જાણે બરફ ઉપર પગ મુક્યો. મકાનને બારણા સિવાય બીજી બારી જાળી હોતી નથી તેથી અંદર દેવતા સળગાવીએ તો એનો ધૂમાડો એટલો બધો થાયછે કે આખરે તે ઘણોજ કંટાળો ઉત્પન કરેછે. દરેક ઘરમાં વચ્ચે ઓટલી હોયછે તે ઉપર દેવતા સળગાવાયછે. જમીન ઉપર ઘાસ પાથરી તે ઉપર આપણાં લૂગડાં મુકાયછે. ગમે તે ચીજ જમીનઉપર થોડીવાર રેહેવા દઈને ઉપાડી લઈએ તો આપણા હાથને ડામ દીધા જેવો ટાહાડી લાગેછે. અહિં આટલીબધી ટાઢ પડેછે તે સાથે લાકડાંની પણ ઘણીજ અછત છે; કેમકે પાહાડ ઉપર તો તદન બરફ પડેલો હોવાથી બિલકુલ ઝાડી નથી, તેથી ત્રીશ ત્રીશ ગાઉ નીચાણમાંથી લાકડાં અહિં આવેછે, તે પણ માથે ઉપાડી લાવવાં પડેછે, એટલે ઘણાં મોંઘાં મળેછે. આ દેશમાં જનારે અવશ્ય બાઇડીઓને કામળે ઓઢવાના ચાંલા તથા સોયો અને દોરાસાથે લઇજવા કેમકે

અહિંનાં લોક આવી જુજ જેવી ચીજથી ઘણુંજ ખુશી થાયછે.

હમે મુકામ કર્યો તે વખતે રસ્તાથી તથા ટાહાડથી ઘણુ-જ કંટાળી ગયા હતા, તેમાં અધુરામાં પૂરો આ મુકામ જોઇને વધારો થયો. સારા મુકામ સારૂ બધે ફર્યા પણ જ્યાં જોયું ત્યાં એનું એજ માલમ પડ્યું. એવામાં પંડ્યાએ કહ્યું કે ચાલો હું તમારી ટાહાડ ઓછી કરાવું, એવું કહી અમને તેની સાથે એક કુંડ આગળ તેડી ગયો. આ કુંડ તપત કુંડના નામથી પ્રસિદ્ધ છે. આ ખરેખરો તપત કુંડ તે તપત કુંડજ છે. પરમેશ્વરની ખરેખરી કુદરત આ ઠેકાણે જોવાયછે. આવી જગાએ આવી સગવડ ના કરી હોત તો અહિં કોઈ ભાગ્યેજ નાહાત. આ કુંડ બદરીનાથના મંદિર આગળ ચોરસ આકારમાં છે તેના ઉપર ત્રાંબાના પતરાનું છાપરૂં છે. તેમાં ચાર ફુટ પાણી રહેછે. નીચે તળીએ સાફ છો દીધેલી છે. તેમાં બે ગૌમુખ મુકેલાં છે તેમાં થઈને જળની ધારા પડેછે. જ્યારે કુંડ ધોવો હોય ત્યારે ગૌમુખ બંધ કરેછે ને નળ વાટે તમામ પાણી બહાર કાઢી નાં-ખેછે, એટલે કુંડમાં લીલ વગેરે કાંઇ પણ ના થતાં પાણી સ્વ-ચ્છ રહેછે. ગૌમુખમાં જે પાણી આવેછે તે પાણી બદરીનાથના મંદિરથી આશરે એક મૈલ ઉપર લગભગ ૧૦૦૦ ફીટ ઊંચાઈ ના પાહાડ ઉપરથી ધોધના આકારમાં પડીને વહેતું વહેતું આવે છે, ને તે બધાથી જોઈ શકાય છે. આ પાણી એટલું બધું ગરમ છે કે આપણા દેશમાં ભાગ્યેજ આવા ગરમ પાણીથી સ્નાન ક-રી શકીએ. પણ અહિં આગળ તો એ પાણી આ ટાહાડમાં આપણો થાક તથા ટાહાડ દૂર કરેછે. કુંડને કીનારે એક મકાન છે તેમાં પૂજારી તથા થાણદાર રહેછે. કુંડથી આશરે પંદરેક પ-ગથીઆં ચઢયેથી નારાયણનું મંદિર છે, તથા દશ પગથીઆં ઊત-

રેથી અલકનંદા ગંગામાં જવાય છે. અહિં ભાગ્યેજ કોઈ હીંમતવાન પુરૂષ પણ આ ગંગામાં સ્નાન કરી શકતો હશે.

ગંગાકીનારે સૂર્ય કુંડ છે તેમાં પણ સ્નાન કરી શકાતું નથી. મંદિરના થડમાં એક ધારા પડે છે તેને કુર્મધારા કહે છે. આ ધારાનું જળ પીવાના ઉપયોગમાં આવે છે. ઘણું ઠંડુ પાણી હોવાથી આખા દહાડામાં ભાગ્યે એક લોટો પાણી પી શકાય છે.

કુંડની પાસે નારાયણ નાહાના મંદિરમાં બિરાજે છે, તેમનાં દર્શન અંધારામાં છે. ભગવાનની ડાબી પાસે ઓધવજીની મૂર્તિ છે. દર્શન તેગજેથી થાય છે. મંદિરમાં એક બાજુ ઉપર લક્ષ્મીજીનું નાહાનું મંદિર છે. આ મંદિરનો તમામ હક ઈંગ્રેજ સરકારનો છે. ફક્ત પૂજારો પૂજા કરેછે. એવું કહેવાય છે કે ઠાકોરજીને લોઢું અડાડીએ તો સોનું થાય છે. પણ આ વાત અસંભવીત છે કેમકે પૂજારીના નોકરોને અંદર જવાની છૂટ છે તે છતાં પૈસા સારૂ તેઓ ભીખ માગે છે. જો એમ લોઢાનું સોનું થતું હોત તો આ લોકો ભીખારી રહે નહિ. ઠાકોરજીને ચોખા દાળનું નૈવેદ્ય ધરાવાય છે. આપણી ઇચ્છા હોય ને આપણે પણ દાળ ચોખા મંદિરમાં રસોઈઆને આપી આવીએ તો તે પણ રાંધી ઠાકોરજીને ભોગ ધરાવી આપણને પાછા આપે છે ને તે બદલ આપણે કાંઇ આપવું પડતું નથી. જગંનાથજીની માફક અહિં પણ બ્રાહ્મણ વગરે જોડે બેસી મહાપ્રસાદ લેછે. જો જલદીથી રસોઈ તૈયાર થાય તો જલદી ભોગ ધરાવાય અટલે સાંજે પાછી રસોઇ થાય ને ભોગ ધરાવાય. જેટલી વાર ભોગ ધરાવાય તેટલી વાર દર્શન થાય છે, એટલે એકવાર ભોગ ધરાવાય તો એકવાર દર્શન થાય ને બે વાર ધરાવાય તો બે વાર દર્શન થાય. દર્શન થવાને પટ ખુલ્યા છે એમ કહે છે.

ઠાકોરજીની સેવા પૂજારો કામળાનો ડગલો તથા ટોપી પહેરીને કરે છે.

કોઇ યાત્રાળુને ઠાકોરજીને અટકું ચઢાવવું હોય તો થાણામાં જઈને મરજી માફક નોંધાવી તેના રૂપીઆ ભરી આવે એટલે સાંજે સીપાઇ વખત થયે તેને બોલાવીજઈ રૂપીઆના પ્રમાણમાં પ્રસાદ અપાવે છે. આ પ્રસાદમાં પણ ભાત તથા દાળ મળે છે.

પંડયાને પણ દલાલી તરીકે અટકાને દહાડે પ્રસાદ મળે છે.

મંદિરથી ૦। મૈલ ઉપર ગંગાકીનારે એક ટેકરી છે તે બ્રહ્મકપાળી કહેવાય છે. અહિં પિંડદાન કરવાનું ઘણુંજ મહાત્મ્ય છે.

અહિંથી ત્રણ ગાઉ ઉપર વસુધારા કરી એક ધારા પાહાડમાંથી પડેછે. આ ધારાનું મહાત્મ્ય એવું કહેવાયછે કે પોતાના બાપથી પેદા થએલા માણસ ઉપરજ તે પડેછે, વગળવાળા ઉપર પડતી નથી. પણ ખરી રીતે જોતાં ધારા પડવી ના પડવી એ પવન ઉપર આધાર રાખેછે. આ ધારા ઘણા જણ ઉપર તો પડેછે, ભાગ્યેજ કોઇના ઉપર નથી પડતી.

અહિંથી આગળ સો ગાઉ ઉપર વિકટ રસ્તે જતાં ટીબેટની હદમાં માનસરોવર છે. પણ ત્યાં જવાને બરોબર રસ્તો નથી, તેમજ બરફને લીધે જવું ઘણુંજ મુશ્કેલ છે. ત્યાં ગએલો ભાગ્યેજ જીવતો આવીશકેછે. મારે બદરીનારાણમાં એક સાધુ જોડે વાતથતાં તે જઇઆવ્યોછે એવું તેણે જણાવ્યું, પણ એ માનવું અસંભવીત હતું.

અહિં શિલાજીત (પથ્થરનો ઝરેલો રસ) ઘણો થાયછે, તેથી સસ્તા ભાવમાં મળેછે. અહિંની યાત્રા કરનાર દરેક જણ તે ખરીદ કરેછે. આ ચીજ ધાતુપુષ્ટીમાં ઘણીજ વખાણાયેલી દવા છે. વળી આ રસ્તે આવતાંજ જો કુંભારચટ્ટીથી માંડીને ઠેઠ

નારાયણ સુધી દરેક મુકામે તલાસ કરે તો ચોખી કસ્તુરી પણ સસ્તા ભાવમાં મળેછે, કેમકે આ પાહાડ ઉપર કસ્તુરીઆ મૃગની છત ઘણી છે. દરેક દુકાનદારની દુકાનમાં આ મૃગનાં ચામડાં પાથરેલાં નજરે આવેછે. આ દેશના કૂતરા ઘણાજ મહોટા કદના વાળના ગુચ્છાદાર શોભાયમાન છે. આ પહાડી દેશમાં અનાજ બકરાની પોઠો ઉપર લઈ જવાયછે. આવી પોઠોના વણજારા પાસે આવા કૂતરા ઘણા જોવામાં આવેછે. દરેક બકરા ઉપર દશ શેર અનાજ તથા બીજો ભાર ભરાયછે. આ આખા પાહાડી દેશમાં કોઇ પણ હાથે દળવામાં સમજતું નથી. પાહાડમાંથી પથ્થર લાવી ઘંટી બનાવી તેના તળે લાકડાનું પૈડુ લગાડેછે ને પછી તેની સાથે એક પાણીનું વહેળીયું વહેતું હોય ત્યાંથી ધારા લાવી જોડી દેછે એટલે ઘંટી ફરેછે. દીવા કરવામાં ફક્ત ચીડનાં લાકડાંથીજ ચલવેછે. બાળવામાં પણ મુખ્ય લાકડાં તેજબળ, દેવદાર, ને ચીડનાં છે. આ ઝાડોની ઉત્પત્તિ અહિંની આસપાસના પ્રદેશમાં પુષ્કળ છે. આ યાત્રા પૂર્ણ કરી પંડ્યાની આજ્ઞા લઈ અમે પાછા ફર્યા. આ દેશમાં એવો રીવાજ છે કે જે આપણો ગોર થાય તે પાછો પચાસ ગાઉ સુધી આપણને વળાવા આવે. પણ હમે નીકળ્યા તે વખતે તેને બીજા યજમાન મળ્યા હતા તેથી હમેજ તેને અમારી સાથે આવવાને ના કહ્યું. પાછા ફરતાં રસ્તે હમે તેના વગર હતા, તોપણ હિંદુસ્તાની ભાષા સાધારણ હોવાથી તેની કાંઈ ગરજ ના પડી. પાછા ફરીને લાલસાંગા સુધી એના એજ રસ્તે આવ્યા.

લાલસાંગાથી એક ચટ્ટી મુકી નંદપ્રયાગનો મુકામ કર્યો. જે કેદારનાથ નથી જતા તેમને બદરીનાથ જવાનો નંદપ્રયાગ ઉપર ખધનેજ રસ્તો છે. આ ઠેકાણે નંદગંગાને અલકનંદાનો

સંગમ થાય છે. કીનારે મ્હોટું ગામ છે ત્યાં મેડાબંધ ઉતરવાના પુષ્કળ મકાનો છે. ઘણો ખરો સામાન પણ અહિં મળેછે. આ મુકામ ઉપર તલાસ કરેથી કસ્તુરીની પણ ભાળ મળે છે. આ દેશમાં ચમરી ગાયનાં પુછડાં જેના ચમર થાય છે તે ઘણાં તેમજ સસ્તાં મળે છે. આ ગાયો હમે નજરે નથી જોઇ, કેમકે તે ટીબેટની હદમાં થાય છે; તેમજ તે ગાયો માણસને મારી નાંખે છે તેથી તેમનો મેળાપ ના થાય તેમાંજ સારૂં છે. ટીબેટ નજીક હોવાથી અહિં તેની છત વધારે છે.

અહિંથી પાંચ ગાઉ ઉપર કરણ પ્રયાગનો મુકામ છે. આ ઠેકાણે કરણગંગા ને અલકનંદાનો સંગમ થાય છે. નંદપ્રયાગની માફક આ પણ મ્હોટો મુકામ છે. અહિં ટપાલ હોફીસ છે તથા ડાકટર રહેછે ને સોની સુધાંતની દુકાનો છે.

અહિંથી હરદ્વારનો રસ્તો બાજુ ઉપર મુકી મેલચોવડીનો રસ્તો સુગમ હોવાથી તે તરફ બધા મુસાફરો જાય છે, તે પ્રમાણે અમે પણ તે તરફ ચાલ્યા.

અહિંથી ત્રણ ગાઉ ઉપર ટટવાસુરની ચટ્ટી આવે છે. કરણ પ્રયાગથી આ તરફ ચાલનારા ઘણું કરી સાંજના ચાલે છે તેથી આજ મુકામ ઘણોજ ઉપયોગી છે. અહિંથી સાત ગાઉ ઉપર આદ્યબદરીનો મુકામ છે. આ મુકામે પડી ગએલાં કેટલાંક દેહેરાં છે. આદ્યબદરીથી છ ગાઉ ઉપર એક નાહાની ચટ્ટી આવે છે, ત્યાંથી દસગાઉ ઉપર એક નાહાની નદીના કીનારા ઉપર મેલચોવડીનું મકાન આવે છે. હરદ્વારથી જે ઝંપાણી તથા કંડીઆવાળા આપણી સાથે આવ્યા હોય છે તે આ મુકામેથી છૂટી જાય છે. તે લોકો અહિંથી પાછા ફરે છે. હવે હમારે આ મુકામથી બીજા પાહાડીની જરૂર પડી.

અહિંથી મોહનચટ્ટી ચાલીસ ગાઉ છે ત્યાંસુધી રસ્તો તો પાહાડી છે, પણ ઘોડું ચાલે એવો પહોળો છે. આ રસ્તો હરદ્વારના રસ્તા જેવો રળીઆમણો નથી પણ ભયંકર લાગે છે. દરેક મુડદાલ ઘોડાં કે જેને આપણા દેશમાં અડકીએ પણ નહિ તેવા ઘોડાના ત્રણથી પાંચ રૂપીઆ સુધી ભાડુ બેસે છે. નાઈલાજે આવા ઘોડા ભાડે કરી બીજે દહાડે સવારે અમે ચાલ્યા. આખે દહાડે દશ ગાઉ ચાલી સાંજના એક નાહાની ઉજડ ચટ્ટીમાં મુકામ કર્યો. બીજે દિવસે દસ ગાઉ ઉપર નદી કીનારે બુઢ્ઢાકેદારનો મુકામ કર્યો. અહિં નદીને સામેપાર એક નાહાના મંદિરમા બુઢ્ઢાકેદારનાં દર્શન છે. ત્રીજે દહાડે પણ એવા નઠારા મુકામે રહી ચોથે દહાડે બાર વાગ્યાના સુમારે તમામ પાહાડ ઉતરી જઈને તળેટીમાં મોહનચટ્ટીનો મુકામ કર્યો. ઘણીજ ઠંડી હવામાંથી ઘણે દહાડે આવેલા તેથી આ દહાડાનો તાપ અમને એટલો બધો સખ્ત લાગ્યો કે કંઇ કહેવાનીજ વાત નહિ. તેની સાથે ઘણે દિવસે બળદની ગાડી જોઈ ખુશીનો પાર રહ્યો નહિ. અહિંથી મુરાદાબાદ ૪૦ ગાઊ છે પણ બળદ ગાડીઓ ઘણીજ સસ્તી મળેછે. હમે જમીને તરતજ બળદ ગાડીઓ ભાડે કરી અહિંથી આગળ રામનગરકરી એક સુંદર શહેર દશ ગાઉ છેટે છે તે તરફ ચાલ્યા. મોહનચટ્ટીથી પાંચ ગાઊ સુધી ઝાડીનો રસ્તો છે ત્યાં હાથીની ધાસ્તી વધારે છે. આ રસ્તો પૂરો થયેથી એક નાહાની નદી ઊતર્યા કેડે સડકનો રસ્તો ઠેઠ રામનગર સુધી મળેછે. આ સડક રામનગરથી ઠેઠ રાણીખેત કરી મ્હોટું વેપારના મથકનું શેહેર છે ત્યાંસુધી જાયછે. આ રસ્તે ગાડીઓ સસ્તી મળેછે તેનું પણ એજ કારણુ કે રાણીખેત ભાર ખાલી કરી

ઠાલી ગાડીઓ ભાડાની આશાએ મોહનચટ્ટી આવી પડી રહેછે તેથી ઘણુંજ સસ્તા ભાડામાં આપણને લઈ જાયછે.

રાતના દશ વાગ્યાના સુમારે અમે આ રાણીખેત શહેરમાં પહોચ્યા. રાત અજવાળી હતી તેથી રસ્તો ઘણો સારો લાગતો હતો. રાત્રે એક દુકાનમાં મુકામ કર્યો. આ શહેરમાં વસ્તી ઉજળી છે તેમજ કાપડ વગરેના વેપારી ઘણા છે. અનાજ વગરેની સોંઘવારી સારી રહે છે. બીજે દિવસે સવારે શેહેર જોઇ આઠ વાગ્યાને સુમારે આગળ ચાલ્યા. આ દેશમાં નહેરોનું કામ વધારે છે તેથી જ્યાં જઇએ ત્યાં રસ્તો નહેરોને કીનારેજ હોયછે. આ દેશમાં તરબુચ ઘણાંજ થાય છે. એક પૈસાનાં ચારથી પાંચ મળે છે. બપોર પછી ત્રણ વાગતાને સુમારે બાર ગાઉ ઉપર કાશીપુર કરી એક મહોટા શહેરમાં અમે મુકામ કર્યો. આ શહેરના થડમાંજ એક સુંદર બગીચો તથા ધર્મશાળા પરદેશીઓને ઉતરવાને છે. ચોરીનો ડર રાત્રે છે પણ સાવચેત રહેનારને કાંઇ હરકત નથી. શહેરનો દેખાવ ઘણોજ સારો છે. આપણા દેશના પ્રમાણમાં શાકભાજી તેમજ અનાજ ઘણુંજ સોંઘું મળેછે. હાલ પણ ભાવ મંગાવ્યો હતો તો આપણા કરતાં ત્યાં ઘણીજ સોંઘવારી છે. શહેરમાં તમામ રસ્તે ઇંટોથી ચણેલી સડકના રસ્તા છે.

અહિંથી મુરાદાબાદ સુધી તમામ આખે રસ્તે એકે મહોટું ગામ નથી તેથી અમે બીજે દહાડે સોળ ગાઉને મુકામે એક નાહાના ગામડાના થડમાં ઝાડ નીચે મુકામ કર્યો ને બીજે દહાડે સવારે નીકળી દહાડો ઉગતામાં મુરાદાબાદ પહોચ્યાં. જેમ અમદાવાદ સાબરમતીને કીનારે છે તેમજ આ શહેર રામગંગાને કીનારે છે. નદીમાં પાણી પણ સાબરમતી જેટલુંજ રહે છે. નદી ઉપર ગાડીઓ જવાનો પુલ બાંધેલો છે. શહેરમાં ઉતરવાને મકાન ઘણે

છે. ગાડીઓવાળા જ્યાં મકાન હોય ત્યાંજ લઇ જઇને આપણને ઉતારેછે. આ દેશના ગાડીવાન ઘણાજ શીળા સ્વભાવના હોયછે.

**મુરાદાબાદ.**—આઉદ અને રોહીલખંડ દેશનું આ એક મુખ્ય શહેર છે. શહેરનો દેખાવ જોવાલાયક છે. ક્ષત્રી લોકની વસ્તી વિશેષ છે. ગામ વચ્ચે ઉંચા ઉંચા ચાર ટાવર (મીનારા) ઉપર ચારે તરફથી દેખાતાં ઘડીઆળોછે. મુખ્ય બજાર ગોળાઘર કરીને છે. આ બજારમાં ઈંગ્રેજી સામાન ઘણી તરેહનો મળે છે. તે સિવાય તાંબા પિતળનાં નકસી કામનાં વાસણ વગરેની ઘણીજ કારીગરી આ શહેરમાં થાય છે. આવાં વાસણોની છસો કરતાં વધારે દુકાનો અહિં છે. વાસણની કારીગરીને વાસ્તે આ શહેર પ્રસિદ્ધ છે. વાસણપર પાકી કલાઇનું કામ ફકત આ શહેરમાં થાય છે. અનાજ વગેરેની સોંઘવારી પણ સારી રહે છે.

આ શહેર જોઈને અમે સ્ટેશન ઉપર આવ્યા. આઉદ અને રોહીલખંડ રેલનું આ છેલ્લું મથક છે. અહિંથી હાલ એક શાખા હરદ્વાર તરફ જાય છે ને બીજી લખનોર તરફ જાય છે. હમે લખનોર તરફ જે ગાડી ચાલતી હતી તેમાં બેઠા.

મુરાદાબાદથી ત્રીજું સ્ટેશન ચંદોશી કરી એક પ્રખ્યાત શહેરનું આવ્યું. આ સ્ટેશન ઉપર અમારે ઉતરવું પડયું કેમકે લખનોર તરફની મુસાફરી પૂરી કરી હતી. હવે હમારે ટુંકે રસ્તે થઈને મથુરાં જવું હતું તેથી હમે આ સ્ટેશન ઉપર ગાડી બદલવા ઉતર્યા ને ગાડી લખનોર તરફ રવાના થઇ.

આ સહેરના સ્ટેશનનો દેખાવ ઘણોજ બપકાદાર છે. તેમજ શહેરની અંદરનો દેખાવ પણ સારો છે. શહેરમાં કેટલાક પૈસાવાળા છે તેથી ઉજળામણુ સારી દેખાય છે. આ તમામ દેખાવ

જોઈને અમે લખનોર તરફના જતાં અલીગઢ ભણીની ગાડીમાં સ્વારી કરી. અહિંથી સાતમું સ્ટેશન અલીગઢનું આવ્યું ને ત્યાં આ રેલવે (આકિદ અને રોહીલખંડ રેલવે)નો અંત આવ્યો. સ્ટેશન નજીક મુસાફરખાનું ઘણુંજ મોહોટું છે. થડમાં કલેક્ટર સાહેબનો બંગલો છે તેની પાસેજ પૂર્વ હિંદુસ્તાન રેલવેનું મહોટું ભપકાદાર સ્ટેશન છે. આ શહેરમાં ચોકબજાર તથા જુમામસીદનું મકાન એ મુખ્ય જોવા લાયક છે.

અહિંથી હમે પૂર્વ હિંદુસ્તાન તરફની ગાડીમાં બેશી પાલીનું સ્ટેશન મુકી આગળ હાથરસરોડને સ્ટેશને ઉતર્યા.

આ સ્ટેશનથી મથુરાં તરફ એક સાંકડી રેલની સડક હાથરસ શહેર ઉપર થઇને જાય છે તે રસ્તે મથુરાં ૧૪ ગાઉ છે. સ્ટેશનથી હાથરસ શહેર ત્રણ ગાઉ દૂર છે પણ સ્ટેશન નજીક ઘણીજ સગવડવાળી ધર્મશાળા છે તથા મેદાન છે. રાત્રે ઉતર્યા હતા તેથી રાત ત્યાં રહી સવારે નવ વાગતાં આ નાહાની ગાડીમાં બેશી મથુરાં તરફ ચાલ્યા. બે મૈલ ગયા એટલે હાથરસનો દેખાવ શરૂ થયો. શહેર બહાર બાગ બગીચાની ઠઠ બહુ સુંદર છે તેમજ શહેરની અંદરનો દેખાવ પણ ઘણો જોવા લાયક છે. કેટલાક મહોટા મહોટા વેપારીની દુકાનો છે ને બજારનો ભપકો સરસ છે.

આ જોઈ હમે મથુરાં તરફ ચાલ્યાં. મથુરાંનું સ્ટેશન જુમનાના સામેપાર હોવાથી હમારે જુમનાજી ઉપર તરતો પુલ છે તે ઉતરી શહેરમાં જવું પડયું. પુલ ઉપરથી જનાર પાસેથી એક પૈસો કરનો લેછે, પણ રેલગાડીના ઉતારૂને તો ટીકીટ લેતી વખતેજ એક એક પાસ માણસ દીઠ રેલવેવાળા તરફથી પુલ ઉતરવાનો આપવામાં આવે છે એટલે તેમને કંઇ આપવું પડતું

નથી. આગળ આ યાત્રા અમે પૂર્ણ કરી હતી તેથી વધારે દ-હાડા આ શહેરમાં (મથુરાંમાં) ના રોકાતાં રજપુતાના માળવા રે-લને રસ્તે થઇને અજમેર તરફ ચાલ્યા.

અહિંથી ભરતપુર ઉપર થઈને બાંડીકુઇ જંકશનને સ્ટેશને આવ્યા ને ત્યાં દીલ્લી તરફથી આવેલી ગાડી તૈયાર હતી તેમાં બેઠા. મથુરાંથી જેપુર સુધીનું ત્રીજા કલાસનું રેલવેનું ભાડુ ૨-૦-૦ બેસે છે. હમારે પણ જેપુર જોવું હતું તેથી ત્યાંજ ઉતર્યા ને સ્ટે-શનના થડમાંજ ઘણી વખાણવા લાયક ધર્મશાળા છે તેમાં મુકામ કર્યો.

**જેપુરઃ**—આ એક દેશી રાજાની રાજધાનીનું પ્રખ્યાત શ-હેર છે. આ શહેરના સ્ટેશન નજીકજ રાજ્ય તરફથી ઘણીજ વ-ખાણવા લાયક બધી જાતની સગવડતાવાળી ધર્મશાળા છે. શ-હેરમાંએ ધર્મશાળાઓ છે. પણ હરકત એટલીજ છે કે આ સ્ટેશન નજીકની ધર્મશાળાના થડમાંજ દાણ (જકાત-હાંસલ) લે-વાનું નાકું છે તેથી શહેરમાં સામાન લઇને જનારને ગાંસડીઓ ફેંદાવવી પડે છે માટે મુસાફરોને આજ ધર્મશાળા વધારે ઉપયો-ગી છે. શહેરથી સ્ટેશન બે મેલને અંતરે છે ને તે આખે ર-સ્તે પાકી સડક બાંધેલી છે. સડકની બંને બાજુએ મુંબાઇની મા-ફક ગ્યાસના દીવાનાં ફાનસો સુશોભિત થાંભલા ઉપર આવી રહેલાં છે. સ્ટેશન ઉપરથી શહેરમાં જવાને જેવી જોઈએ તેવી બળદની તેમજ ઘોડાની ગાડીઓ ભાડે મળે છે. શહેર તરફ જતાં સડકને ડાબે પાસે એક પ્રખ્યાત મ્હોટો બાગ જોવા લાયક છે. આ બાગની પ્રશંસા માટે એટલુંજ કહે-વું બસ છે. કે આખા હિંદુસ્તાનમાં આવો બીજો એકે બાગ ભાગ્યે હશે એમ કહીએ તો ચાલે. આ બાગનો વિસ્તાર ઘણોજ

છે; તેમજ અંદર પહોળી સડકો હોવાથી ગાડીમાં બેશીને બધે ફરી શકાય છે. અંદર તરેહતરેહનાં ઝાડ છે. ભાગ્યેજ કોઈ જાતનું ઝાડ બાકી હશે. તેની સાથે દરેક ઝાડ ઉપર તેની જાતનું નામ લખેલું લેબલ (ચીઠી) ચોડેલું હોય છે. એક ઠેકાણે શ્રાવણભાદરવો એવા નામનો એક મંડપ છે તે ખરેખર શ્રાવણ ભાદરવાનોજ ચીતાર આપે છે. આ મંડપમાં બેઠેથી ગરમી તો બિલકુલ માલમ પડતી નથી, પણ જાણે વરસાદ ચઢયો હોય એવો દેખાવ જણાય છે; કેમકે ઉપર તેમજ નીચે ચારે બાજુએ તરેહ તરેહના વેલાની ઘટા છે, કેટલાંક અધર લટકતાં ઝાડ છે, તેમજ પાણીના નળની પણ એવી ગોઠવણ રાખેલીછે કે બેસવાની બેઠકો સિવાય બધે પાણી ટપક્યાજ કરે છે. બીજી બાજુ ઉપર એક મકાન બાધેલું છે તેમાં તમામ જાતનાં નહાનાંથી મ્હોટાં પશુ પક્ષી છે. હસતું પક્ષી પણ આ બાગમાં છે. કેટલાંક ઠંડકમાં રહેનારાં પ્રાણીઓનાં પાંજરાંની આસપાસ જવાસા અને ખસના વાળાની ટટ્ટીઓ બાંધી આખો દિવસ તે ટટ્ટીઓ ઉપર પાણી છંટાતુંજ રહે છે. કેટલાંક જળચર પ્રાણીઓને વાસ્તે પાણીનાં હોજ કરી તેમાં રાખ્યાં છે. બગલાં સારસ વગેરે ઉડી જનાર પક્ષીને વાસ્તે પાણીનાં હોજ ભરી તેના ઉપર લોઢાની ઝીણી જાળીઓ નાંખેલીછે. આ સિવાય અનેક તરેહની શોભા આ બાગમાં જોવા લાયક છે. બાગથી અડધા મૈલને છેટે શહેરનો દરવાજો છે. આ શહેરને ચારે તરફ ફરતો મજબુત બાંધણીનો કોટ છે. દરવાજેથી પેઠા એટલે ઠેઠ ચોક બજાર સુધી સીધી સડક છે.

ચોક બજારથી ચાર દરવાજાએ ચાર પાકી સીધી સડકો છે તેની બંને બાજુએ એક સરખાંજ મકાનોની હારો આવી રહેલી છે. તેમજ તે બધાં મકાનો દરવાજાના કોટસુદ્ધાં ગુલાબી રંગથી

રંગેલાં છે. આ શહેરમાં ચિત્રનું કામ ઘણુંજ વખાણવા લાયક થાયછે ચિત્ર કામમાં જેપુરી કલમ વધારે વખણાય છે. તે સિવાય પાઘડીઓ, સાળુ વગરે બાંધણીનું કામ ઘણુંજ સરસ થાય છે. આ શેહેરમાં બાંધણી બાંધનાર ઘણા છે ને તે આખા હિંદુસ્તાનમાં વખણાયેલા છે. તે સિવાય દરેક જાતના કારીગરો આ શહેરમાં પુષ્કળ છે. મણીઓ વગરે ઝવેરાત ઘસવાનું કામ પણ આ શહેરમાં ઘણું ચાલે છે. સોનાના દાગીનાને મીનો ભરવાનું કામ આ શહેરના જેવું બીજે કોઇ ઠેકાણે થતું નથી. અહિં બધા જાતના લોકની વસ્તી છે ને તેમનો પહેરવેશ મારવાડી છે. બ્રાહ્મણ વાણીઆ વગરે ઊંચ જાતની વસ્તી વધારે છે. ગુસાંઇજી માહારાજનું ગોકુળચંદ્રમાજીનું મંદિર પ્રથમ અહિં હતું, પણ રાજા સાથે વાંધો પડવાથી કેટલાક વરસથી માહારાજ ઠાકોરજી લઇને કામવન જઈ રહ્યા છે. ચોરાસી કોસની પ્રક્રમામાં આ વાત જણાવેલી છે. આ શહેરમાં તમામ બજારના રસ્તા બરાબર ૪૦ ફીટની પહોળાઇના છે. આ શહેરથી અમદાવાદ ૩૮૯ મૈઈલ છે. શહેર વચ્ચે રાજમહેલ તથા આર્ટસ્કુલ ( હુનરશાળા ) અને ચોક તરફથી દક્ષિણને રસ્તે મહોટું સંગ્રહસ્થાન છે તે જોવા લાયક છે. તથા ત્યાંથી આગળ ચાલ્યા એટલે લોકોને જોવાસારૂ એક નાના મકાનમાં જબરા પાંજરાંમાં મહોટા મહોટા વાઘ પાળેલા છે. તે સિવાય કેટલાંક મકાનો પણ જોવા લાયક છે. કેટલાક ધનાઢ્ય વેપારી પણ છે. દેશી રાજાની રાજ્યધાનીનું શહેર હોવાથી ઉજળામણ ઘણીજ છે. અવશ્ય એક વખતે દરેક મનુષ્યે આ શહેરની બાંધણી જોવી જોઇએ. શહેરથી થોડેક દૂર એક જૂનો ડુંગરી કિલ્લો છે. સરકાર તરફથી જેમને પરવાનગી મળે તેમને એ કિલ્લો જોવા જવા દે છે. ઘોડો કે ગાડી ત્યાં જઇ શકતાં નથી

પણ રજાચીઠી મેળવનારને રાજા તરફથી હાથી મોકલવામાં આવે છે તે ઉપર બેસીને ત્યાં જવાય છે. એ હાથી બદલ કંઈ ભાડું આપવું પડતું નથી, પણ પોતાની ખુશીથી માહાવતને કાંઈ ઇનામ દાખલ આપે તો તે લેછે. આ શહેરના બજારમાં પણ દલાલની પીડા ઘણી છે. અજાણ્યા મુસાફરને અથડાતા દલાલો બહુ કાયર કરે છે. તે સિવાય બીજી કોઇ જાતની અગવડ અહિં નથી. અમે આ શહેર જોઇને ત્યાંથી નીકળી આગળ અજમેરની ટીકીટ લઇ ગાડીમાં બેઠા.

અજમેર જેપુરથી ૮૪ મૈલને અંતરે છે ત્યાં અમે ઉતર્યા. અહિંથી તે ઠેઠ સાબરમતી સુધીનાં તમામ સ્ટેશનો ઉપર છાપરાંને બદલે મસીદની માફક ઘુમટવાળેલા છે. અજમેરના સ્ટેશન ઉપર સામાન ઉપાડનાર જોઇતા મજુરો મળે છે ને તે લોકો મુસાફરોને ઉતરવાની સરામાં પહોંચાડે છે. તેથી ઉતારા સબંધી કોઇ રીતની હરકત પડતી નથી.

**અજમેર.**—આ પ્રખ્યાત શહેરમાં સ્ટેશનના નજીકમાં બે મ્હોટી સરાઓ છે, પણ તે પૂરતી ચોખાઈવાળી નથી. અંદર કેટલાક ઓરડા છે. દરેક ઓરડાદીઠ રોજના ચાર આના પ્રમાણે ભાડું લઇ ઉતરવા આપે છે.

શહેરમાં વૈશ્નવનું મંદિર છે. પહેરવેશ મારવાડી છે. ચારે તરફ પાહાડની વચ્ચે આ શહેર આવી રહેલું છે. સરાથી શહેર ઘણુંજ નજીક છે. સ્ટેશન તરફનો જે દરવાજો છે તે દરવાજાથી સ્ટેશન સુધી સાંજની વખતે ભરચક વસ્તી થાય છે ને તરેહ તરેહની દુકાનો નીકળે છે તેથી એકદમ બહારનો ભપકો જોતાં અંદરનો દેખાવ જોવાની ઘણી ખાયશ થાય છે. પણ જ્યારે અંદર જઈએછીએ ત્યારે કાંઇજ જોયા લાયક જણાતું નથી. ફક્ત

નવા બજારમાં પાકા રસ્તા તથા હારબંધ દુકાનો વગરે છે. તે સિવાય આ શહેરને પાંચ દરવાજા છે તેમની કરણી જોવા લાયક છે. શહેરનો ફરતો પથ્થરનો કોટ છે. શહેરમાં વખાણવાલાયક "ખાંજા" પીરનો રોઝો છે તેમાં ઓરસને દહાડે સવાસોમણનું ખીચડું એક દેઘમાં રંધાય છે તે દેઘ જોવાની છે. આ રોઝાના મુજાવર ઘણાજ દુઃખદાઇ છે. શહેરમાં કાંઇ વધારે જોવા લાયક નથી. ચામડાની ચોરસ પેટીઓ જેને જામદાની કહેછે તે આ શહેરમાં ઘણી થાય છે.

આ શહેરથી ત્રણગાઉને છેટે પ્રખ્યાત પુષકરજીનું તીર્થ છે ત્યાં પાહાડમાં થઇને બળદ અગર ઘોડા ગાડીએ જવાયછે. આ શહેરમાં જેવો કોઇ હિંદુ મુસાફર મુકામ કરેછે કે તરતજ ગમેતો રાતના બાર વાગ્યા હોય તો પણ પુષ્કરજીના ગોર કેડે પડી એટલી બધી બેચેની ઉત્પન્ન કરેછે કે ગામ છોડી નાશી જવાનું મન થાય છે. તેમજ પુષ્કરજી જવાને ભાડાની ગાડીઓ વાળા પણ જંપવા દેતા નથી. જતાં આવતાંના થઈને ઘોડાગાડીવાળા એક માણસના ચારથી છ આના સુધી ભાડું લેછે. ત્રણ ગાઉ પાહાડમાં રસ્તો છે પણ પાકી સડક બાંધેલીછે તેથી એક કલાકમાં પહોંચાડે છે. થોડેક દૂર ચઢાવ હોવાથી ત્યાં ચાલવું પણ પડેછે.

પુષ્કરજી.—આ એક નાહાનું ગામ તેજ નામના તળાવને કીનારે છે. તળાવ એજ તીર્થ છે. અહિં યાત્રામાં બ્રહ્માજીનાં દર્શન છે. એવી કહેવત છે કે જ્યાં સુધી આ યાત્રા નથી કરી ત્યાં સુધી બધી યાત્રાઓ વળતી નથી તેથી આ તીર્થને પુષ્કરરાજ કહેછે. તળાવ ઘણું મ્હોટું છે પણ બાંધેલું નથી; કોઇ કોઇ ઠેકાણે આરા બાંધેલાછે. પાણી અથાગ છે તેથી મગર ઘણા રહેછે. આ તળાવને કીનારે વિધિપૂર્વક સ્નાન થાયછે. આ ગામના ગોર ઘણાજ

સ્વાર્થી છે. દરેક ગામના ગોર લોભી તો હોય, તેમાં વળી આતો મારવાડી કે જે પોતાની હઠને વાસ્તે પ્રસિદ્ધ છે તે છે તેથી આ ગોર લોકથી યાત્રાળુને કાંઈ પણ સંતોષ મળતો નથી. તળાવને કીનારે કેટલીક દેરીઓ છે તેમાં દર્શન કરવાનાંછે. આપણી પાસેથી દક્ષિણા લીધા પછી ગોર લોકો પાસે પણ રહેતા નથી તેથી ગામમાંથી નીકળતાં પહેલાં ગોરની વિદાયગીરી કરવી નહિ. આ ધારો દરેક ગામના ગોરને લાગુછે તેમાં આ ગોરને વાસ્તે તો મુખ્યજ વાત છે. અહિંથી પાછાં ફરતાં એક ગાઉ ઉપર આવતાં વેગળે એક તળાવ દેખાયછે તેને બુઢ્ઢાપુષ્કર કહેછે. આ જોઈ સાંજે હમે અજમેર આવ્યા. અજમેરથી એક શાખાલાઇન ઇંદોર ને ઊજ્જન તરફ જાયછે તથા સીધી લાઈન અમદાવાદ જાયછે. અજમેરથી અમદાવાદ જતાં રસ્તામાં રાણીનું સ્ટેશન આવેછે ત્યાંથી શ્રીનાથજી જવાયછે, તેમજ ભીલવાડા સ્ટેશનથી પણ ત્યાં જવાયછે. રાણી કરતાં ભીલવાડાનો રસ્તો સરળ તથા સસ્તો પડેછે, તેમજ અજમેરથી રાણી સુધીનું ભાડું બચેછે, કેમકે આવતી વખતે રાણી આવીને રેલગાડીમાં બેસાયછે. અજમેરથી રાણીજતાં રસ્તામાં બીયાવર નામનું મહોટું શહેર આવેછે તેના થડમાં નવાનગર કરી રૂના વેપારના મથકનું મહોટું શહેર છે તેમાં રૂનો વેપાર પુષ્કળ ચાલેછે.

અજમેરથી આગળ નસીરાબાદનું સ્ટેશન આવેછે ને તે મુકી આગળ ત્રીજું સ્ટેશન ભીલવાડાનું આવેછે. અમે એ ભીલવાડાને સ્ટેશને ઊતર્યા. અજમેરથી ભીલવાડા સુધીનું ભાડું. ૦-૧૩-૯ છે.

ભીલવાડાથી ૬૮ મૈલપર નીમચની છાવણીનું સ્ટેશન છે ને ત્યાંથી ૮૭ મૈલપર અફીણના વેપારનું મથક રતલામ શહેર છે.

ત્યાંથી આગળ ફતેબાદનું સ્ટેશન આવેછે ત્યાંથી ગાડી બદલીને જતાં આગળ ત્રીજું સ્ટેશન ઉજ્જનનુંછે. ઉજ્જન વિશે પ્રથમ વર્ણન આપેલુંછે.

ભીલવાડા—આ નાહાનું ગામ રેલવે સ્ટેશનથી ત્રણ મૈલને છેટેછે. આ ગામમાં પાકી કલાઇનું કામ સારૂં થાયછે. આ ગામથી શ્રીનાથજી સુધી પાકી સડક જેવો રસ્તો છે તેથી રસ્તે આરામથી જવાયછે. બળદ ગાડીઓ ભાડે મળેછે તેનું છ સવારીના બારથી વીશ રૂપીઆ સુધી વખત પ્રમાણે ભાડુ બેસેછે. ભીલવાડાથી શ્રીનાથજી આશરે ૩૦ ગાઉછે. પણ મુળ આદેશ મારવાડી તેમાં ગાડીવાન જાટ લોકો હોવાથી ઘણીજ કનડગત કરેછે. આખા હિંદુસ્તાનમાં આ દેશના લોક જેવા એટલે મારવાડી જેવા હઠ્ઠા લોક કોઈ ઠેકાણે માલમ પડતા નથી. ભીલવાડેથી નીકળેલા ચોથે દહાડે શ્રીનાથજી જે સીહાડગામમાં બીરાજેછે ત્યાં પહોંચાડેછે.

આ ગામમાં ગુસાંઈજીની સાત ગાદીને માથે શ્રેષ્ટ શ્રીનાથજી બીરાજેછે તેથી વૈશ્નવ લોકોને યાત્રાનું આ મુખ્ય સ્થળછે. આ ગામમાં ઉતરવાને પુષ્કળ મકાન ભાડે મળેછે. શ્રી નાથજીના મંદિરમાં ગાદી ઉપર જે ગુસાંઈજી હોય તે ટીલાટના નામથી ઓળખાયછે. અસલ આ ગુસાંઈજી મહારાજો યાત્રાળુને ઘણુંજ કનડતા હતા પણ ગીરધરલાલજી મહારાજને ઉદેપુરના રાણાએ પદભ્રષ્ટ કર્યા બાદ બીજા મહારાજ ગાદીઉપર બેસારેલા છે તે હજી સુધીતો ભલા સ્વભાવથી વર્ત્યા, પરંતુ હાલ સાંભળવા પ્રમાણે પ્રથમનો રીવાજ શરૂ કર્યોછે. નીકળતી વખતે આ શહેરના દરવાજા બહાર મહારાજની ચીઠી વગર ગાડી બહાર નીકળવા દેતા નથી. તેથી ગાડી ભાડે કરનારને તો મહારાજનું મન મનાવ્યા વગર છૂટકો થતો નથી. કેટલાક ગરીબ માણસો ગરી-

બ વેશમાં ગમે તે બહાનેથી નાશી જઈ પાંચ ગાઊ ઉપર જઇને ગાડીઓ ભાડે કરેછે. ગામ બનાસ નદીને કીનારે છે. ગામમાં મુખ્ય શ્રીનાથજીનું મંદિર ઘાબા બંધ છે. આ મંદિરના ઠાકોરજીથી ભાગ્યેજ કોઇ અણજાણ્યું હશે તેથી તે મૂર્તિનું વર્ણન કરવાની જરૂર નથી. ફુલડોળ, હીંદોળા વગરે ઓછવો ઉપર હજારો વૈશ્નવો અહિં યાત્રાએ આવે છે. ઠાકોરજીને હજારો રૂપીઆની સામગ્રી ધરાવાય છે. આખા રાજભોગના ૧૨૫ રૂપીઆ લેછે. આવી રીતે ઠાકોરજીને વૈભવમાં વધારે આરોગાવેછે પણ પછી હલવાઈનો ધંધો માંડે છે એટલે હલવાઇની માફક કેટલીક દુકાનો આખો દહાડો ઉઘાડી પ્રસાદ વેચેછે. કેટલાક એવી વાત કહે છે કે મંદિરના નોકરો પોતાનો ભાગ વેચે છે પણ મંદિરમાંથી પગારને બદલે તેમને પ્રસાદ મળે એટલે તે લોકો પૈશાને સારૂ વેચેજ, ને એ પણ પ્રસાદ વેચ્યા જેવુંજ છે. જ્યાં જોશો ત્યાં આ અંધેર તો ચાલ્યાજ કરે છે. વૈશ્નવો ને ઘણીજ શરમની વાત છે કે આવો અમૂલ્ય પ્રસાદ તે મુસલમાન, ઢેડ વગરે હલકી જાતના લોક વેચાથી લઈને ખાય છે તે નજરે જોતાં છતાં એ સંબંધી કાંઇ પણ બંદોબસ્ત નથી કરતા. માહારાજો એ પણ વૈશ્નવોને લુંટીને આવી રીતે પૈશાનો ઉપયોગ કરવો એ ઘણુંજ અયોગ્ય છે. આ ગામની હવા ઘણી સુખાકારી નથી. પાણી કુવાનું પીવાના કામમાં આવે છે. ગામના થડમાં નદી છે તેમાં પાણી થોડું રહે છે તેમજ બધાને દીશાયે જવાને પણ આજ સ્થળ છે; તેની સાથે મરજાદી વૈશ્નવની વસ્તી વધારે છે ને તેમની કુચેષ્ટા આગળ ગોકુળની યાત્રામાં જણાવેલી છે તેથી આ નદીનું પાણી તો તદન ના લાયકજ છે. તેમ છતાં પણ આપણા વૈશ્નવો આ ગામમાં ગહીનો બે મહીના રહેછે.

લોકો મારવાડીછે જે જાતે ઘણાજ હઠ્ઠાછે. સહેજવાતમાંજ જોની પેઠે વળગી જાયછે માટે જેમ તેમનાથી આઘા રહેવાય તેમાંજ સારૂંછે. બજારમાં દરેક ચીજ ઘણી મોંઘી મળેછે. એક સાધારણ ચીત્ર જે જેપુરમાં એક આનામાં મળેછે તેના આ ગામમાં આઠઆના લેછે. જેવીરીતે બંગાળામાં તથા દક્ષિણમાં ઇંગ્રેજી તેગજ સંસ્કૃત ભાષાનો વધારો માલમ પડેછે તેવો આ દેશમાં માલમ પડતો નથી. ભાટીઆ લોકો જે જાતે ઘણાજ જબરા તથા ગરીબ લોકો ઉપર બળ અજમાવનાર કહેવાયછે તે લોકો અહિં ઘણા દિવસ વાસ કરેછે. દર્શનમાં પણ ધક્કામારી આગળ તેઓજ જાયછે.

ઝાપટીઆ આ મંદિરમાં પાંચ છે તે દર્શન વખતે ઝાપટ મારવા ઉભા રહેછે. આ લોકો ઉલટા પૈશા આપી આ નોકરી કબૂલક કરેછે. તેથી સ્પષ્ટ સમજાયછે કે વૈશ્નવો ઉપર જુલમ ગુજારે ત્યારેજ તેમને પૈશા મળે. પ્રથમ જેવો આપણે મુકામ કરીએ કે તરતજ થોડી વારમાં તે લોકો આપણને દેખા દેછે ને જેવો યાત્રાળુ તે પ્રમાણે તેના પૈશા ઠરાવી ચુકાવી લેછે. પછી જ્યારે જ્યારે દર્શને જઇએ ત્યારે સરતરાખી અંદર બીનધાસ્તીથી લઇ જઈને દર્શન કરવા દેછે. એમને છંછેડવાથી કેટલાકને એવો માર પડયોછે કે આંખોના ડોળા પણ ફુટી ગયાછે. આવી પીડા પામ્યા છતાં વૈશ્નવો એવું કહી મન વાળેછે કે એતો આપણો અપરાધ હશે તેની ઠાકોરજીએ શીક્ષા કરી. ખરીવાત છે કે જેનો આગવો આંધળો હોય તેનું લશ્કર કુવામાં પડેજ. આ યાત્રાની છેલ્લી વખતની ભેટ કૃષ્ણભંડારમાં લેવાયછે; પછી માહારાજને ભેટ કર્યા બાદ પ્રસાદ ઉપરણો મળેછે. આ કામ થયું કે તરી પાર ઉતર્યા એવી આ યાત્રાની ધારતી છે. આ પ્રમાણે બધી બીનાનું વર્ણન છે.

હવે યાત્રાનું વર્ણન નીચે પ્રમાણે છે.

મૂખ્ય યાત્રા શ્રીનાથજીની. તેમનું મંદિર ત્રણ ચોકનું છે. તાપના દિવસમાં ચોક ઉપર ચંદરવા બંધાય છે. ઠાકોરજીનાં દર્શન સવાર સાંજ થઇને આઠ સમાનાં થાય છે. દરેક દર્શનમાં સવારે રાજભોગનાં દર્શન વખતે ને સાંજે સેન (શયન)નાં દર્શન વખતે થોડીવાર દર્શન થયાં કે જેટલા વૈશ્નવો નીકળી ગયા તે બચ્યાને મહીં રહ્યો તે રહ્યો, કેમકે તરતજ બારણાં બંધ કરેછે. પછી મંદિરમાં એક અંધારી નેળને રસ્તે વાળ્યુ છે તેમાં-થી બળાત્કારે વાસણ આપી પાણી ભરી મંગાવેછે. આ પાણી મ-દિર ધોવાના ઉપયોગમાં વપરાયછે. ઘણા ખરા વૈશ્નવો તો આ કામને ઠાકોરની સેવા સમજી ખુશીથી કરેછે, બાકી કોઈની મરજી ના હોયતો તેનું કાંઈ પણ ચાલતું નથી તેથી સારો રસ્તો એજછે કે એ બે સમા વખતે જલદીથી બહાર નીકળી જવું. મંદિરની જોડે નવનીતપ્રિયાજીનું મંદિર આ મંદિરના પેટાનુંછે. તે સિવાય સાત ગાદીમાંનું બીજા માહારાજના તાબાનું વિઠ્ઠલેશજી માહારાજનું મંદિરછે, તથા બાળકૃષ્ણજીનું જુદું મંદિર છે. શ્રીનાથજીના મંદિ-રમાં ઠાકોરજીને ભેટ મુકનાર પ્રથમથી ખબર આપે તેને દર્શન ખુલ્યાં પહેલાં ઠાકોરજી પાસે રૂપીઓ ને નાળીએર લઈને દાખલ કરેછે. આ વખતે બીન ધાસ્તીથી ઠાકોરજીનાં દર્શન બરાબર થાય છે. ભેટ મુકનારને બહાર કાઢ્યા કેડે દર્શન ખુલે છે. આ આ ગા-મની મુખ્ય યાત્રાઓ છે.

ગામથી અડધા ગાઉ ઉપર ઠાકોરજીનો લાલબાગ કરી એક સુંદર બગીચો છે.

ગામથી દોઢગાઉ ઉપર બરાડા ગામછે, ત્યાં નાહના મંદિ-રમાં ગોપાળલાલજી માહારાજનું મંદિર છે. આ માહારાજ ઘણીજ

ગરીબી હાલતમાં છે. દોઢ ગાઉના છેટામાંજ કેટલો બધો તફાવત! વૈશ્નવો જેટલા રૂપીઆ શ્રીનાથજી જેવા પૈશાવાળા ઠેકાણે ભેટ મુકે છે તેટલા આના પણ આ મંદિરમાં ભેટ કરતા નથી. કેહેવત છે કે સૌ ભરતામાં ભરે!

આ યાત્રા કરી પાછા ફરતાં રાણીને રસ્તે સાત ગાઉ ઉપર કાંકરોલી ગામ આવે છે. આ ગામમાં શ્રીદ્વારકાનાથજીનું સાત ગાદીમાં શ્રેષ્ટ મંદિર છે. સાતે ગાદીમાં આ માહારાજના જેટલા શેવકો છે તેટલા બીજા કોઇ માહારાજને નથી; તેમાં પણ જેવી રીતે ગાયકવાડ સરકારને નવસારીનો માહાલ ઉપજમાં છે તેવોજ આ માહારાજને ધંધુકા તાલુકો છે. આ ગામમાં દ્વારકાનાથજીનું મોટું મંદિર છે. મંદિરની પાછળ રાયસાગર નામનું મહોટું તળાવ છે તેનો દેખાવ ઘણોજ સુંદર છે, તેમજ પાણી પણ સજીવન છે. વૈશ્નવોને ઉતરવાને મંદિરમાં ઓરડા છે તેમાં વગર ભાડે ઉતારો મળે છે, મહારાજ તરફથી દીવાબત્તી તેમજ ખાવા માટે બે વખત પ્રસાદ પૂરો પાડીને યાત્રાળુની બરાબર બરદાશ રાખવામાં આવે છે. તેમાં પણ પોતાના વૈશ્નવોની બરદાશ બહુ કાળજીથી કરે છે. સેવા કરવામાં તો માહારાજને ખબરજ હોય છે કે શ્રીનાથજીવાળા કોઈને છોડે તેમ નથી, તેથી પોતાની ગાદીના વૈશ્નવ સેવકોને સોગન દેઇને જેટલી શ્રીનાથજીમાં સેવા કરી હોય તેટલી કરવા કહેછે. બાકી બીજા વૈશ્નવોનો કાંઇ નિયમ નથી. વૈશ્નવોની બરદાસ રાખવાની આ માહારાજની રીતી વખાણવા લાયક છે. રીત પ્રમાણે સેવા લેવા આગ્રહ કરે છે પણ શ્રીનાથજી જેટલો જુલમ ગુજારતા નથી.

અમે આ તમામ મેવાડ દેશની યાત્રા કરીભીલવાડે ના જતાં રાણી તરફ આવ્યા. ગાડાંવાળા ચાર દિવસમાં રાણી સ્ટેશને

પહોચાડે છે. શ્રીનાથજીથી રાણી ૨૦ ગાઉ છે. પણ રસ્તો ખરાબ છે તોપણ પાછા ફરતાં ઉતારનો હોવાથી ગાડીવાન વધારે વાર ગાડીમાંથી ઉતારતા નથી.

રાણીના સ્ટેશન નજીક કેટલાક મોદી લોકોએ ભાડાં ઉપજાવવા સારૂ છાજનાં ઝુંપડાં બાંધેલાં છે તે સિવાય વરસાદ વરસતો હોય તો ઉભા રહેવાને પણ જગા મળતી નથી, તેમજ સ્ટેશન પણ ઘણુંજ નાહાનું છે.

અહિંથી ખરેડી સ્ટેશન સુધી કાંઇ પણ યાત્રા નથી, તેમજ કોઈ પણ જોવા લાયક શહેર ના હોવાથી અમે ખરેડી (આબુરોડ) ના સ્ટેશને ઉતર્યા.

**ખરેડી:**—આ સ્ટેશન ખરેડી નામના નાહાના ગામડાના થડમાં આબુરોડના નામનુંજ છે. પ્રથમ આ ગામડુંજ હતું પણ આબુજી તથા અંબાજી જવાનો આ રસ્તો થવાથી હાલ આબાદ થયેલું છે.

આ સ્ટેશનનો ભપકો તેમજ ગામનો ભપકો સારોછે. ગામ બજારના આકારમાં બે સામસામી ઓળબંધ છે. ગામમાં ઊતરવાને ધર્મશાળા છે પણ તેમાં ફક્ત જૈન ધર્મવાળાને ઉતરવા દેછે, તેથી બીજાઓને વીશીઓમાં ઊતરવું પડેછે. આ મુકામ ઉપર સિદ્ધપુરના ઔદિચ્ય બ્રાહ્મણોએ ઘણી વીશીઓ કાઢેલી છે. તેમાં તેઓ પૈસા ખરચનારને કોઈ પણ પ્રકારે હરકત આવવા દેતા નથી પણ જોઈતો સામાન મરજી મુજબ પૂરો પાડેછે. આમાંની એક વીશીમાં હમે મુકામ કર્યો. બજારની વચ્ચે કોટવાળની કચેરી ભપકાબંધ છે. આ ખરેડી ગામ દેશીરાજાનુંછે ને તે ખરેડીનોજ ઠાકોર કહેવાયછે. રજપુતાના માળવા રેલવેના ડિસ્ટ્રીક્ટ ટ્રાફિક સુપરીનટેન્ડેન્ટની ઓફીસ આ સ્ટેશનઉપરજછે તેથી આ-

પણ દેશી કેટલાક કલાકો આ ગામમાં મળેછે, બાકી શ્રીનાથજીના જેવાજ મારવાડી લોકો અહિં વસેછે. આ ગામ બનાસ નદીના કીનારા ઉપર છે.

અહિંથી પ્રથમ હમારો હેતુ આબુગઢ ઉપર જવાનો હતો તેથી રાત્રે ઘોડા ભાડે કરી આવ્યા. આ મુકામથી આબુના મુસાફરને ઘોડાની હરકત ના પડે તેને માટે નીચે પ્રમાણે ભાવ ઠરાવી શીરોઇ દરબાર તરફથી કંટ્રાકટ આપવામાં આવેછે તેથી ચોવીશ કલાક પહેલાં ખબર આપનારને તે ઘોડો આપવા કંટ્રાકટર બંધાએલોછે. ઘોડા ઘણા હોવાથી પ્રથમથી ખબર આપવાની જરૂર પડતી નથી, પણ ખબર મળ્યા વિના તે બંધાએલા ગણાય નહિ.

## ભાંડાના દર.

| | |
|---|---|
| પહેલા કલાસનો મહોટો ઘોડો સારા સામાન સાથે. | ૩૪–૮–૦ |
| બીજા કલાસનો સાધારણ ઘોડો સાધારણ સામાનથી. | ૨–૮–૦ |
| ત્રીજા કલાસના ઘણાંજ ખરાબ ટટુનો. | ૧–૪–૦ |
| ડોળી ઝંપાણ છ આદમી ઉપાડેછે તે દરેકને. ૦–૯–૦ | ૩–૬–૦ |

આ પ્રમાણે દરથી વાહનો મળેછે. રસ્તો ખરેડીથી આબુ સુધી બદરીનારાયણ જેવોજ પાહાડનો ચઢ ઉતરનોછે, પણ ફેર એટલોજ છે કે બદરીનારાયણનો સાંકડો તથા ખડબચડોછે ને આ રસ્તો જરા પહોળો તથા ઇંગ્રેજ લોકને જવાનો હોવાથી સાફ રહે છે. આબુ ઉપર ઉનાળામાં ઘણા ઇંગ્રેજલોક હવાખાવા રહેછે તેથી આખો દહાડો રસ્તે જા આવ હોવાથી ભય બિલકુલ છેજ નહિ તેથી વળાવાની કાંઇ પણ જરૂર નથી. અમે રાત્રીએ ઘોડાનો બંદોબસ્ત કરી સવારે વહેલા નીકળી આબુગઢ તરફ ચાલ્યા. બોજો ઉપાડનાર મજુર પણ કંટ્રાટી મણ ભારના નવઆના લઇને

આપેછે.

ખરેડીથી બે મૈલ સુધી રસ્તો સડકનો સાફ ગાડી જાય તેવો છે. ત્યાં ઋષિ કૃષ્ણભગવાનનું મંદિર છે. તેમજ આશપાસ ઘણી મનોરંજક જગ્યા છે. મંદિરમાં એક કુંડ છે પાસે કેટલીક બાંધેલી જગા છે. અંદર રૂષી કૃષ્ણભગવાનની શ્યામમૂર્ત્તિ ઉભી છે તેનાં દર્શન કરી આગળ પાહાડઉપર ચઢવું શરૂ કર્યું. આગળ રસ્તા ઉપર સીરોઈ દરબાર તરફથી મુંડકુ લેવાયછે તેમાં ઇંગ્રેજ પારસી વગરેનું નામ પણ ના દેતાં ફક્ત હિંદુનુંજ લેવાયછે. હિંદુ પણ બુટ પાટલુન વાળો હોય તો તેનું નામ પણ કોઈ દેતું નથી. આવી રીતનું મુડકું માથાદીઠ ૧-૮-૦ લેછે. કહેવતછે કે સૌ બકરી ઈદ કરે પણ વાઘ ઈદ કોઈ ના કરે. બદરીનારાયણના પાહાડ ઉપર જોઇએ તેટલું પાણી મળેછે પણ આ પાહાડ ઉપર અમુક જગ્યા વગર મળતું નથી. ખરેડીથી આબુની છાવણી સુધી પહોચતાં અઢાર મૈલનું છેટું છે. ત્રણ મૈલ રૂષીકૃષ્ણથી આગળ જતાં એક ઠેકાણે પાણીની પરવ આવેછે તે મુકી આગળજતાં ગઢા ચોકીઆરના આગળ આવેછે ત્યાં મુર્શિદાબાદના એક બાબુની બંધાવેલી જૈનમાર્ગવાળાની ધર્મશાળાછે.

રસ્તે પગે ચાલીને ચઢનારને ફક્ત આ એકજ આશ્રમછે. આ મુકામપર જૈનધર્મના દરેક યાત્રાળુને ધર્મશાળા બંધાવનાર તરફથી અકેકો લાડુ આપવામાં આવેછે. અહિંથી રસ્તો તો સાફછે પણ કેટલીક જગા ઉપર વધારે ઊંચાણનોછે. રસ્તે આંબાનાં ઝાડ પુષ્કળછે.

આ મુકામથી છાવણી ત્રણગાઉછે. હમે સવારના નીકળ્યા હતા તે બારવાગ્યાને સુમારે ઠેઠ પહોંચ્યા. રસ્તાઉપર ઘોડાવાળાનું નાકું આવ્યું ત્યાંથી ઘોડાવાળાનો માણસ ઘોડા પાછા લેવા સારૂ હમા-

રા મુકામ સુધી આવ્યો.

હમારો મુકામ અમારા એક પીછાનવાળાએ બજારમાં પોતાને રહેવા બંગલો ભાડે રાખેલો હતો ત્યાં કરવાનો હતો પણ અણજાણ્યા હોવાથી ઘોડાવાળાએ તે બંગલો શોધી આપ્યો. હમને ઉતારી ઘોડા તેની જગ્યાપર લઈ ગયો. આ ભાડાના ઘોડાનો એવો ધારો છે કે આપણને ઘોડાજ સોંપે છે. રસ્તે આપણી જોડે કોઇ માણસ આવતું નથી તેથી જેજે અડચણો પડે તે આપણેજ ભોગવવી પડે છે કેટલાંક ત્રીજા વર્ગના ઘોડાં, ના ચાલવાથી બેસનારાને દોરવાં પડે છે તેથી એવો તમાસો પણ કેટલીક વખતે રસ્તે જોવામાં આવે છે.

મુકામ કર્યા બાદ જમીને હમે આખો દહાડો આરામજ લીધો, કેમકે રસ્તે ઘોડાની મુસાફ્રરીથી થાકી ગયેલા હતા.

**આબુગઢ**—ઉનાળામાં હવા ખાવાનું આ એક પ્રખ્યાત સ્થળ હોવાથી ઠેકાણે ઠેકાણે તરેહ તરેહવાર બંગલા એવી રીતે આવેલા છે કે કોઇ પણ માણસ આ દેખાવ જોઇને આશ્ચર્ય પામ્યા વગર ના રહે.

રજપુતાના ખાતેના ગવર્નરજનરલના એજંટનો જાથુનો મુકામ આ સ્થળે હોવાથી જેપુર, ભરતપુર વગરે મહોટા મહોટા રાજ્યના વકીલો અહિં પૂરતા ભપકાથી રહેછે. તેમને રહેવાને તેમના દરબાર તરફ્થી બગીચાદાર મહોટા મહોટા બંગલાઓ બંધાવેલાછે. આ બધામાં જેપુરના વકીલને રહેવાનો બંગલો ઘણીજ ઉંચાણમાં છે. બંગલા જોકે ઘણીજ ઉંચી ટોચપર હોય તો પણ તે ઉપર ગાડીઓ જાય એવી સડકો હોય છે. દરેક ઠેકાણે પાકી સડકો બાંધેલી છે તોપણ રસ્તા તો ચઢ ઉતરનાજ છે. બજાર ભપકાદાર અને હાર બંધ દુકાનો વાળું છે.

પરદેશી મુસાફરને ઉતરવાને અહિં ઘણીજ અડચણ છે. ફકત દોઢ મૈલપર શ્રાવક લોકોના દેરાંના થડમાં દેલવાડા ગામ છે ત્યાં તેમને ઉતારો મળે છે. બાકી વધારે ભાડે બજારમાં કેટલીક દુકાનો મળે છે. એક નાહાની ધર્મશાળા છે પણ કશી સોઈ વિનાની છે. આ બંગલા તો પ્રથમથીજ ચાર ચાર મહીના પહેલેથી ભાડે રખાઇ જાય છે.

ઉનાળામાં પણ અહિં ઘણી ઠંડી હવા રહે છે. વૈશાખ માસમાં આપણા દેશમાં જ્યારે પારો એકસોદસ ડીગ્રી રહે છે ત્યારે અહિં તે દિવસે નેવું સુધી રહે છે પણ રાતના ઠંડી ઘણી લાગે છે તેથી ગોદડું ઓઢવું પડે છે. શિયાળામાં તો કેટલીક વખતે ખડીઆમાં રૂશનાઇ પણ ઠરી જાય છે એવી ઠંડી પડે છે. આ સ્થળના બારેમાસના નોકરો આ વખતે પોત પોતાની આફીસમાં વચ્ચે દેવતાની શગડીઓ મુકી કામ કરે છે. ચોમાસામાં વરસાદ ઘણોજ પડે છે.

જેમ હીમાલય પુષ્કળ બરફથી ઢંકાયલો રહે છે તેમ આ પાહાડ પુષ્કળ ઝાડીથી ભરપૂર છે. આપણા દેશમાં જેમ ખેતરને થોરની વાડ હોય છે તેમ આ સ્થળે તમામ ખેતરોને ગુલાબને ચંબેલીના છોડનીજ વાડો થાય છે, પણ આ ફુલમાં ખુશબો હોતી નથી. આંબાને કેરીઓ પુષ્કળ થાય છે પણ તે જંગલી ગણી કોઈ ખાતું નથી. ઠેર ઠેર કરમદાંની ઝાડી ઘણી તે શિવાય એક જાતનું ઝાડ થાય છે તેનું દાતણ મોમાં ઘાલીએ તો તમામ દાંત હાલીને પડી જાય છે, તેથી આ પાહાડ ઉપરની વનસ્પતિથી વધારે સાવચેત રહેવું જોઇએ. પીળા ચંપાનાં તેમજ સેતુરના ઝાડનો તો પારજ નથી.

બજારમાં દરેક ચીજ ઘણીજ મોંઘી મળેછે દુધ ચારઆને

શેર પણ બરાબર મળતું નથી. શાક તરકારી પણ બહુ મોઘા ભાવે વેચાયછે.

જો કે આ સ્થળની હવા ઘણીજ સારીછે તો પણ પાણી નઠારૂંછે. તેનામાં પાચન શક્તિ બરાબર નથી.

સાંજના હમે બજારથી દોઢ મૈલને આશરે સડકને રસ્તે પાહાડના છેડા ઉપર જેને ધીસનસેટપોઇંટ The sun-set point. સૂર્યાસ્તનું બિંદુ કહેછે ત્યાં જોવા ગયા. અહિં પાહાડના છેડા ઉપર ઊંચી જગામાં એક પથ્થરની લાંબી ખુરશી છે ત્યાંથી નીચેનો તમામ ભાગ દેખાયછે. આ ઠેકાણેથી સૂર્ય અસ્ત વખતે સારો દેખાવ માલમ પડેછે, તે જોઇ હમે મુકામપર આવ્યા.

બીજે દહાડે સવારે હમે બજારથી દોઢ મૈલ પર દેલવાડા ગામ આગળ શ્રાવકનાં પ્રખ્યાત દેરાં વીમળશાનાં બંધાવેલાં છે તે જોવા ગયા. આ દહેરાંનું કામ તેની કોરણીને વાસ્તે ઘણુંજ પ્રખ્યાત છે. ગરીબ તેમજ ગ્રહસ્થદરેક માણસે એક વખતે પણ આ કારીગરી જોવી જોઈએ. આ દહેરાં જોવાથી હિંદુસ્તાનની અસલની દોલતનો ચિતાર નજરે આવેછે.

જો કે આ દેહેરાં ઘણા વખતનાં બંધાવેલાંછે તો પણ જાણે હાલ બંધાવ્યાં હોય તેવાં લાગે છે. આ દેહેરાંની સંખ્યાં પાંચછે; તેમાંના બેની કોરણી ઘણીજ વખાણવા લાયકછે. એ કોરણી વિશે એવું કહેવાયછે કે કારીગરો સાંજસુધી કોરણીનું કામ કરી જે પથ્થરની જેટલી રજ પડતી તે રજના ભારોભાર સોનું આપતા હતા. આ વાત જેણે નજરે જોયું ના હોય,તેને તો ગપ જેવી લાગશે. બીજા એક દહેરામાં બે મહોટા ગોખલાછે તેની કોરણી ઘણીજ વખાણવા લાયકછે. આ ગોખલા દેરાણી જેઠાણીના કહેવાયછે. આ ગોખલામાં નવ નવ લાખ રૂપીઆ ખરચ

થયોછે એમ કહેવાયછે. આ સાંભળતાં ગોખલાના કામની તારીફ ઘણીજ નજરે આવે, પણ જ્યારે દેહેરાનું બીજું કામ તપાસી જોઈએ છીએ ત્યારે આ ગોખલાનું કામ કાંઈ પણ વધારે લાગતું નથી. એક મહોટા મંડપમાં પથ્થરના સુશોભિત હાથી છે તેના વચ્ચે એક મહોટા ઘોડા ઉપર વીમળશાની મૂર્તિ બેસારેલી છે. દેહેરાની આસપાસ ચંપાનાં ઝાડ આવીં રહેલાંછે. આ દેખાવ જોઈ હમે પાછા ફરી આબુની એક ટેકરી ઉપર જ્યાં અર્બૂદા ભવાનીમાતા જે અંતરીક્ષ છે ને જેના નામ ઉપરથી પર્વતનું નામ આબુગઢ પડયુંછે ત્યાં ગયા. અહિં ચઢવાને બે રસ્તા છે, તેમાંનો આ એક હતો. રસ્તો ચઢાવનો પગથીઆદાર છે પણ ખરાબ છે. ઉપર પાહાડમાં એક ગુફાગાં માતાનું મંદિર છે ત્યાં માતાની ત્રિકાળ મૂર્તિ ઊભીછે. માતા જમીનથી અધર દેખાયછે પણ અંધારાને લીધે બરાબર નક્કી કરી શકાય તેમ નથી. તેમજ અહિંના પૂજારી કેટલાક સાધુ છે તે લોકો દારૂપીને આખો દહાડો મસ્ત પડીરહેછે તેથી તેમનો મીજાજ પણ વધારે હોવાથી કોઇ પણ મુસાફર ટંટો થવાના ડરથી એની બરાબર તપાસ કરી શકતો નથી.

માતાની ગુફાના બાહાર એક માહાદેવનું નાહાનું દેહેરૂં છે આ દર્શન કરી પાછા બીજે રસ્તે થઇને ઉતર્યા. ત્યાંથી સડકને રસ્તે ઘણી ઉંચાઈએ જતાં બાઈડીઓવાળા સોલજરોને રહેવાની બરાકનો બંગલો છે. આ બંગલો ઘણી ઉંચાઇમાં છે તેમજ ઘણો વખાણવા લાયક છે. તેની પાછળ લશ્કરને રહેવાની જગ્યા છે ત્યાંપણ કેટલાક બંગલા છે. સૌથી ઉંચામાં ઉંચો આ બંગલો તથા જેપુરના વકીલનો અને ગવર્નરજનરલ એજંટનો બંગલો છે. આ સિવાય અડધા મૈલપર રત્નેશ્વર માહાદેવ છે તથા તેના ચડગાં ગૌમુખી ગંગા વહે છે.

આ સિવાય બજારથી ત્રણ મૈલપર ગૌતમઋષિનો આશ્રમ છે. અહિં કેટલાંક પગથીઆં ઉતરવાનાં છે. આ જગા ઘણીજ રમણીય છે.

આ સ્થળથી પાંચ મૈલપર અચળગઢ કરી ગામ છે ત્યાં અચળેશ્વર મહાંદેવનું દહેરૂં છે. આ માહાદેવજીને ધાતુનો નંદી પોઠીઓ) છે. અહિં શ્રાવકનું દહેરૂં પણ છે. આ ઠેકાણે વળાવા વગર જવું ઘણું ખરાબ છે, કેમકે રસ્તા કેટલેક ઠેકાણે બેવડા આવવાથી ભૂલા પડવાની દેહશત ઘણી છે. આબુના બજાર પાછળ નખીતલાવ કરી એક મ્હોટું તળાવ બાંધ્યા વગરનું છે તેમાં અથાગ જળ છે.

આ તમામ દેખાવ જોઇને પ્રથમની માફક ઘોડા ભાડે કરી પાછા ખરેડી આવ્યા અને પ્રથમ ઉતર્યા હતા તેજ વીશીમાં મુકામ કર્યો.

અહિંથી દક્ષિણ તરફને રસ્તે આરાસુરના પાહાડમાં અંબાજી માતાજી બીરાજે છે ત્યાં જવાનો રસ્તો છે. આ સ્થળથી અંબાજી ૧૨ ગાઉ છે. તેમાં ૭ ગાઉપર સુરપગલાં આવેછે ત્યાં સુધીનો રસ્તો સપાટ છે. ફકત એક નદી આવે છે તે બત્રીસ વખત ઉતરવી પડેછે, કારણ કે થોડે એક આ નદીના એક કીનારે રસ્તો છે ને થોડે સુધી બીજે કીનારે રસ્તો છે. આ નદીનું નામ પણ બત્રીસો છે. ચોમાસામાં ફકત અડચણ પડે છે બાકીની મોશમમાં હરકત નથી. સુરપગલેથી છગાઉનો રસ્તો ખડબચડો છે. એ રસ્તે પણ પડી જઈએ તો વાગે એટલુંજ, પણ આબુના રસ્તા માફક જીવ ખોવા જેવું નથી. ખરેડીથી અડધા ગાઉ ઉપર સીરોહીનું નાકુ આવે છે ત્યાં યાત્રાળુ પાસેથી ચઉદ પૈશા મુડકું લેછે. બાકી ત્રણ ઠેકાણે વળાવું આપવું પડે

છે. જ્યારે માતા ત્રણ ગાઉ રહે છે ત્યારે સીરોઇની હદ બદલાઈને દાંતાની હદ શરૂ થાય છે. આ રસ્તે ડોળીઓ તેમજ બજારદારના ભાડાના ઘોડાં મળે છે. ડોળીના સાડાપાંચ રૂપીઆ આપવા પડે છે ને ઘોડાના ૧-૮-૦ લે છે. પણ આ ઘોડાં આબુના ત્રીજા કલાસથી પણ ખરાબ હોય છે, ને આમાં બીજો ઉંચો વર્ગ ના હોવાથી દરેકને આ ઘોડે બેસવું પડે છે. ભાગ્યેજ કોઇ ઘોડું પીઠ પડયા વગરનું મળે. હમે પણ નાઈલાજે આવાં રીકર ઘોડાંની સ્વારી કરી. આ રસ્તે મુસાફરી શરૂ કરી. આબુ જતાં લોકોને ઘોડા દોરી જતાં જોતા, ત્યારે અમે સહસા હસતા પણ આ રસ્તે હમારી પણ એજ દશા થઈ. બાર વાગ્યાને સુમારે હમે ઠેઠ અંબાજીમાં પહોચ્યાં. અહિં માતાના મંદિર આગળ કેટલાંક મકાન છે ને તેના આગળ દરવાજો છે. દરવાજા બહાર કેટલીક મોદીની દુકાનો છે તથા કેટલાક પરદેશી માતાનાં ભક્તોનાં બંધાવેલાં મકાનો છે તેને મહાડ કહે છે. આ દરવાજાની અંદર પણ કેટલાક મહાડ છે. દરવાજામાં પેસતાં માથા દીઠ સવા ને આબુથી આવતો હોય તેનો દોઢ રૂપીઓ મુડકાનો દાંતા દરબાર તરફથી લેવામાં આવે છે. મેળા (સંઘ) સિવાયના દહાડામાં તો અંદરના માહાડમાંજ જોઇએ તેટલી જગા મળે છે, કેમકે કોઈ પણ માલ ધણીનું તાળુ દરબારથી વાસવા દેતા નથી તેથી ઉતરવાને કોઇ મના નથી કરતું. *જે ભાઉડાને સુંપરત હોય તેને નીકળતી વખતે કાંઈ આપવું પડે છે. હમે પણ મુંડકું ચુકાવીને માતાના મંદિરના સામેના મેડા ઉપર મુકામ કર્યો.

આ યાત્રામાં મુખ્ય માતાનાં દર્શનજ છે. માતાનું મંદિર

* આ દેશમાં પાહાડી લોકો જે રહે છે તે ભાઉડાનાં નામથી ઓળખાય છે.

બહુ મોટું નથી તેમાં માતાજીજીની મૂર્ત્તિ ગોખમાં નથી, પણ એવી યુક્તિથી વસ્ત્રાલંકાર તથા મુખવટો ધરાવામાં આવે છે કે વાઘપર બેઠેલાં હોય તેમ દેખાય છે. માતાના સમીપ બે ઘીના અખંડ દીવા બળે છે. દર્શન સવારે પખાલ કરતી વખતે ઉઘાડે છે તથા ભોગ વખતે આરતી ઉતારે છે ત્યારે અંદર જઈને કરાય છે તથા સાંજે પણ આરતી વખતેજ અંદર જવાય છે. બાકી મંદિર આગલા દ્વારને જાળીવાળાં રૂપાનાં પતરાં મઢેલાં કમાડ છે તેમાંથી આખો દહાડોને રાત દર્શન થાય છે. માતાના મંડપનાં આગલા ભાગ ઉપર ધાબુ છે ને તેના ઉપર ત્રણ ત્રિશુળ છે તેમાંના એકનું પાંખુ વાંકુ છે તેથી માતાના ભક્તો એવી વાતો કરે છે કે વેવારીઆ વાંણીઆના વહાણ ડુબતી વખતે તેણે માતાને ચોથ અર્પણ કરી તેથી માતાએ આ ત્રિશૂળથી વાહાણ બચાવ્યું તેને લીધે વાંકુ થયું છે. વળી બીજી પણ કેટલીક એવી વાતો ઉડાવે છે કે જેથી ઉઘાડી ગપ માલમ પડે. માતાના પૂજારી સીદ્ધપુરના બ્રાહ્મણો છે તે લોકો દાંતાના રાણાને ઉચક રકમ ભરી પૂજાનો તથા યાત્રા કરી પાછા નીકળતી વખતે પૂજારી આપણા કપાળે કંકુ ચોળે તથા આપણા વાંસામાં તથા છાતીમાં કંકુના હાથ મારે એવો ચાલ છે. તેને ભયો કર્યો કહે છે. આવો ભયો કરાવે નહિ તેની યાત્રા પૂર્ણ ના થઇ ગણાય એવો વહેમ ચાલે છે. તે ભયો કરાવાનો ઇજારો લે છે. માતાના ભક્તો મુખ્યતો તેઓ ઘણાં વહેમી હોય છે તેથી ભયો કરાવ્યા વગર પાછા જઈશું તો માતાનું કુડું પડશે એવી ધારતીથી ભયા વગર નીકળતા નથી તેથી તેમની પાસે ભટજી પોતાની ખુશી પ્રમાણે પૈસા લેછે.

માતાની પાછલી બાજુના દરવાજા બહાર ઇંટોથી બાંધેલું માનસરોવર છે. દેહેરાના મોહો આગળ ચાચર છે, તથા બહાર

સામે એક ઘણીજ શુશોભિત આરસના પથ્થરની વાવ્ય છે. માતાની ચાચરના થડમાં એક નાહાની તુટેલી ઓરડી છે તેમાં એક ખુણે કેટલુંક તેલ ચોપડેલું છે તેની પાસે એક ત્રિશૂળને સિંધુરથી રંગેલો ધોકો છે તેને ભૈરવ કહે છે. આ ભૈરવની પાસે તેલનો અખંડ દીવો બળે છે. આ ઓરડીએ ભટજીનું તાળુંજ રહે છે તેથી ભટજીની ખુશી પડે તેને અંદર દર્શન કરવા લેઇ જાય છે. આ ઓરડીમાં લઈ જઇ એવી વાતો કહે છે કે આતો માતાનો ભંડાર છે ને તેના ઉપર ભેરવની ચોકી છે. કોઇની તાકાત નથી કે અંદર પ્રવેશ કરી શકે. આ ઓરડી ભેરવના હુકમ વિના સુધરાવાતી નથી તેમ મ્હોટી ઈમારત પણ કરી શકતા નથી. આ ઓરડીમાં લઇ જઇને માતાનો પ્રસાદ લેવરાવ્યો એટલે કૃતાર્થ થયા એવું માની ભાવિક ભક્તો મ્હોજ પહોળું કરી દે છે. ઘણું ઘણું કરી આ માતાની યાત્રાએ જનારાઓમાંનો ત્રીજો ભાગજ ચોખ્ખો હશે. બાકી તમામ પવિત્ર થાય છે. કેટલાક ગમે તેવા ચોખા હોય તો પણ આ ટેકરીની છોછ રાખતા નથી!

વાવ્યની પાછળ માતાનો બાગ છે તેમાં કેટલાંક ઝાડ છે. મેળા સિવાય આડે દહાડે બહુ વસ્તી હોતી નથી. આરાસુર ગામમાં તો માત્ર ભાઉડાંનાં થોડાંક ઝુંપડાં છે. ભાદરવા મહીનામાં મ્હોટો મેળો ભરાય છે ત્યારે ચાર પાંચ હજાર આદમી ભેગાં થાય છે ને તે વખતે ખરે ખરો ચીતાર જોવા લાયક થાય છે. અમદાવાદના નાગર બ્રાહ્મણો પાંચ રાત્રી અહિં ભવાઈ કરે છે તે જોવા બેસવાનું ભાડુ અંદરના માહાડનું ઘણુંજ બેસે છે. આ માતાની યાત્રામાં તેલનો દીવો પણ નથી કરાતો તો પછી ખાધામાં તો વપરાયજ શાનું. બૈરાં માથામાં પણ ઘી ઘાલે છે તથા ભવાઈ વખતે રાત્રે મશાલો કરે છે તેમાં પણ ઘીજ બાળે છે.

માતાની મુર્તિ વીશે જુદી જુદી વાતો ચાલે છે કોઇ કહે છે કે માતા દહાડામાં ત્રણ વખત સ્વરૂપ બદલે છે પણ ખરૂં જોતાં તો માતાનો ગોખજ છે તેમાં પૂજારીનીજ વસ્ત્રાલંકાર ધરવાની ચાતુરીથી એમ દેખાય છે.

માતાના બાગના થડમાં એક ઉજ્જડ ઓરડીમાં બીજા ભૈરવનું સ્થાનક છે ત્યાં કોઈ પૂજા પણ કરતું નથી, પણ યાત્રાળુમાંથી જેને સવામણનો એક રોટલો ભૈરવને ચઢાવવાની બાધા હોય છે તે તેવો રોટલો આ ભૈરવને ચઢાવે છે.

માતાના આગળ એક મ્હોટું કોડીયું છે તેમાં કોઇને ઘી હોમવાનું હોય ત્યારે તે સળગાવાય છે. પછી તેમાં ઘી હોમતી વખતે આસપાસથી ભાઉડાં ભેગાં થઇ ઘી લુંટી જાય છે ને બરાબર બળવા દેતાં નથી, પણ એગને મના કરી શકાતી નથી કેમકે એવું કહેવાય છે કે માતાનો હુકમજ એમ છે.

માતાથી દોઢ ગાઉ ઉપર કોટેશ્વર માહાદેવજી છે ત્યાં ગૌમુખમાંથી સરસ્વતી નદી વહે છે તથા ત્યાં પિંડદાન પણ થાય છે. તે સિવાય માતાથી ત્રણ મૈલપર એક ગબ્બર કરી કોટેલો પાહાડ છે તેમાંથી માતાજી પ્રગટ થયાં એવી વાત ચાલે છે. આ પાહાડની છેક ઉપરની ટોચે કેટલુંક ઘાસ ઉગે છે તેને માતાના ઝવેરા કહેછે. આ પાહાડનો ચઢાવ ઘણોજ અઘરો હોવાથી ચઢતાં ઘણી ધાસ્તી લાગેછે તેથી એવી કહેવત છે કે-"જે જાય ગબ્બર તે થાય જબ્બર." આ પહાડ ચઢતી વખતે રસ્તામાં એક મોટી ખોમાં માતાનું સ્થાપન છેં ત્યાં પ્રથમ માતાજી રહેતાં એમ કહેછે. આ દર્શન કરવાને માટેજ લોકો વિકટ ચઢાવને રસ્તે થઈ ઉપર જાયછે, બાકી જે રસ્તેથી નીચે ઉતરાય છે તે રસ્તો ચઢવાના રસ્તા કરતાં બહુ સુગમ છે. આ પહાડમાં વાઘનો ભય

છે. ગબ્બર ઉપર ભોમીયા સિવાય જવાતું નથી. તડકો થાયછે એટલે પથ્થર તપવાથી આ પાહાડમાં ભમરા ઘણા ઊડેછે તેથી જતાં ઘણી ધાસ્તી રહેછે. આવું આ પાહાડનું માહાત્મ્ય છે પણ ખરૂં જોતાં અગાઉ આ એક જ્વાળામુખી પહાડ હશે એવું સાફ માલમ પડેછે.

માતાથી અડધા ગાઊપર કુંભારીઆ નામનું પચીશેક ઝું-પડાંનું ગામ છે ત્યાં વીમળશાનાં બંધાવેલાં જૈન પ્રતિમાનાં પાંચ દહેરાં છે. એવું કહેવાય છે કે વિમળશાએ આબુથી અંબાજી સુધી ૩૬૦ દેહેરાં બંધાવ્યાં હતાં, પણ એક વખતે અહંકારથી તણે કહ્યું કે મેં બંધાવ્યાં તેથી ૩૫૫ બળી ગયાં પણ પછી જ્યારે એમ કહ્યું કે માતાના પ્રતાપે બંધાયાં ત્યારે આ પાંચ બ-ચી ગયાંછે. આ દેહેરાંનું કામ જોવા લાયક છે પણ જેણે પ્રથમ આબુજી ઉપરનાં દેહેરાં જોયાં હોય તેની નજરમાં આ ઉતરતાં જણાય છે. આ દેહેરાંનો વહીવટ અમદાવાદના નગરશેઠની તરફ-થી થાયછે. આ પ્રમાણે અંબાજીની યાત્રા પૂર્ણ કરી હમે ખરેડી આવી પાછી રેલગાડીમાં ઘર તરફ અગારી મુસાફરી શરૂ કરી.

અહિંથી આગળ પાલણપુર કરી દેશી રાજાની રાજધાનીનું શહેર આવેછે. આ શેહેરમાં પોલિટિકાલ સુપરીન્ટેન્ડેન્ટનું સ્થળ છે. શહેર જોવા લાયક છે. તે મુકી આગળ જતાં સિદ્ધપુર (મા-તૃ ગયા) આવેછે. ખરેડીથી સિદ્ધપુર સુધીનું ભાડુ ૦–૮–૦ છે.

**સિદ્ધપુર**—એજ નામના સ્ટેશનના થડમાંજ સરસ્વતી નદીને કીનારે આ મોહોટું ગામ આવી રહેલુંછે. સ્ટેશનઉપરજ ગોર લોકોનાં ટોળાં મળેછે તેથી તે લોકો પોતપોતાના યજમાનને પોતાને ઘેર લઇ જઈ ઊતારે છે. ગામમાં રાવજી હોરાની વસ્તી વધારે છે. તેમનાં મકાન જોવા લાયક છે તેમજ તે પૈસાવાળા પણ છે. ગામના થડમાં કેટલાક હોરા લોકોના બાગ છે. સરસ્વ-

તી નદી કુમારિકા કહેવાય છે કેમકે તે દરીઆને મળતી નથી. આ નદીમાં ઝાઝુ પાણી રહેતું નથી. મુખ્ય યાત્રા સરસ્વતીમાં સ્નાનનીજ છે. માતાનું શ્રાધ અહિં કરવાનું ઘણું માહાત્મ્ય છે. કેટલાક ભૂતના વળગાડવાળા આ યાત્રાએ આવેછે તેમને સારૂ સરસ્વતીને કીનારે એક પીંપળો છે ત્યાં આગળ ભૂતવાળા ધુણે છે. આ ગામના થડમાં સિદ્ધરાજ જયસિંહના બંધાવેલા રૂદ્રમાળ નામના મકાનનું ખંડેર છે. ગામથી અડધા ગાઉપર બિંદુસરોવર નામે એક પથ્થરથી બાંધેલો કુંડ છે. આ કુંડઉપરજ શ્રાદ્ધ થાય છે. શ્રાદ્ધ કરી રહ્યા પછી પિંડ આ કુંડમાં નંખાયછે તેથી તેમાંનું પાણી સ્વચ્છ રહેતું નથી. બહાર પાસે એક બીજું બાંધેલું તળાવ છે તેનું પાણી આ બિંદુસરોવરના પાણી કરતાં સારૂં છે. આ સરોવર ઉપર ત્રણ મંદિરો છે ને તેની આગળ ગ્નાન વાવ્ય છે. રસ્તે એક નાહાનું તળાવ છે ત્યાં પણ પિંડ નંખાય છે. બિંદુસરોવરથી ગામમાં આવતાં આડે રસ્તે આચારજી માહા પ્રભુજીની બેઠક છે ત્યાં પણ યાત્રાળુને ઉતરવાને સગવડ છે.

આ સિવાય ગામમાં ગોવિંદ માધવનું સાધારણ મંદિર છે તેમાં તેમનાંજ દર્શન છે. ગામમાં ઔદિચ્ય બ્રાહ્મણની વસ્તી વધારેછે. અહિં ગાયકવાડ સરકારની બંધાવેલી કેટલીક ધર્મશાળાઓ છે. રાજ્ય-પણ ગાયકવાડ સરકારનું છે. સરસ્વતિના કાંઠા ઉપર મહાદેવનું મ્હોટું ધામ તથા ધર્મશાળા છે. આ ગામથી યાત્રાળુ પ્રસાદ તરીકે મગદળ લાવેછે. સિદ્ધપુરનું મગદળ વખાણાયછે. આ ગામમાં ઇંગ્રેજી તથા ગુજરાતી નિશાળ, વહીવટદારની કચેરી, અને ઈસપીતાળ છે.

આ યાત્રા પૂર્ણ કરી અમદાવાદ આવતાં રસ્તામાં ડાંગરવાં સ્ટેશન આવેછે. ત્યાંથી ચુંવાળની બહુચરાજીમાતા આશરે ૧૪ ગાઉછે. આ માતા ઘણી પ્રસિદ્ધ છે. અમે આ બહુચરાજી ના જતાં અશાડ સુદ ૫ ને રોજ હમારી યાત્રા પૂર્ણ કરી અમદાવાદ આવ્યા.

# પ્રકરણ ૪ થું.

---

## पश्चिम हिंदुस्तान अने द्वारकां.

પરમ કૃપાળુ ઇશ્વરની કૃપાથી ત્રણે ધામની યાત્રા પૂર્ણ કર્યા બાદ એક દ્વારકા જવાનું બાકી રહ્યું હતું, પણ આ યાત્રાએ મારા ઘરનાં બધાં જતી વખતે કેટલીક અડચણને લીધે મારાથી ના બની શક્યું તેમજ મારા મ્હોટા ભાઇએ આ યાત્રાએ જવાને પોતાની ઈચ્છા જણાવી, તેથી આ યાત્રાની તમામ યથાથ હકીકત તેમની પાસેથી લઇને લખેલી છે.

આ યાત્રાએ કેટલાક લોક મુંબાઈથી આગબોટને રસ્તે થઈને જાય છે. પ્રથમ સગવડવાળી સ્ટીમરો ( આગબોટો ) ના હોવાથી કેટલીક અડચણો પડતી હતી, પણ હાલ તે દૂર થઈછે. ને વળી હમણાં મુંબઇના હિંદુ ગૃહસ્થ તરફથી એક સ્ટીમર ચાલુ થઈછે તેમાં તમામ હિંદુધર્મ સચવાય એવીજ સગવડો રાખવામાં આવીછે તે સાથે બ્રાહ્મણીઆ વીશી પણ અંદર રાખેલી છે. આ બધા સુખસાથે આખરે આ રસ્તો જોખમ ભરેલો તો છે, કેમકે કોઇ વખતે દરીઆઈ મુસાફરી ના કરેલી હોય તેને ફેર ચઢવા માંડે છે તેથી દુઃખી થાય છે તેની સાથે દ્વારકા આગળ જ્યાં સ્ટીમરમાંથી ઉતરવાનું છે ત્યાંની ખાડી ઘણીજ ખરાબ હોવાથી ધાસ્તી ભરેલું છે; તેથી ઘણાખરા યાત્રાળુઓ જળ માર્ગ કરતાં સ્થળ માર્ગ વધારે પસંદ કરેછે ને તેથી અમદાવાદથી ધોરાજી સુધી રેલગાડીએ જઇને ત્યાંથી બળદ ગાડીએ જાયછે.

**અમદાવાદથી બી. બી. અને સી. આઇ. રેલવેને રસ્તે વઢવાણ**

જઇ ત્યાંથી ભાવનગર ગોંડલ રેલવેને રસ્તે ધોરાજી જવાને ધોળાજંકશનને સ્ટેશને ઊતરી એજ રેલવેની બીજી સાખા ધોરાજી તરફ જાય છે તે ગાડીમાં બેશી જવાય છે.

વઢવાણથી ધોળે જતાં રસ્તામાં રાણપરનું સ્ટેશન આવે છે, ત્યાંથી આઠ ગાઉ ઉપર ભીમનાથ માહાદેવનું મહોટું સ્થળ છે.

જે ગામમાં ભીમનાથ માહાદેવજી છે તે ગામનું નામ પણ ભીમનાથજ છે. આ ગામ તથા માહાદેવ ભીમનાથના મહાનતના તાબામાં છે. આ ગામ સિવાય બીજાં કેટલાંક (આશરે આઠ દશ) ગામ આ માહારાજના તાબામાં છે ને બધી થઇને તેની આશરે એક લાખ રૂપીઆની ઉપજ છે. ગાદી ઉપર જે માહનત હોય છે તે ત્યાગી હોય છે. આ માહાદેવજી વરખડાના ઝાડ નીચે ભીમસેનના હાથથી સ્થાપન થએલા છે હાલ પણ તે વખતના વરખડાનું ઝાડ હયાત છે. આ વરખડાને જાળ કહે છે તેથી માહાદેવજી પણ જાળવાળાના નામથી પ્રસિદ્ધ છે. ઝાલાવાડ અને ભાલમાં આ માહાદેવજીની માનતા ચાલે છે. શ્રાવણ વદ અમાસ ને દહાડે મેળો ભરાય છે ત્યારે પચાસ સાઠ હજાર આદમી ભેગાં થાયછે તેમાં તમામ વર્ણના લોકોને તે દહાડે આ માહાદેવજીના દર્શન કરવા જવાને છૂટ છે તેથી આ પ્રસંગે તમામ નીચ લોકોનો ઘણો ભાગ ભેગો થાયછે. સેંકડો દેશાવરી દુકાનો આ પ્રસંગે માલ વેચવા પ્રદેશથી આવેછે. માહાદેવજીના ઉપર દેહેરૂ બાંધવાને માહાદેવજીનો હુકમ નથી એવું કહેવાયછે તેથી માહાદેવજીના ઉપરજ ફક્ત જાળી નાખી આશપાશ સુંદર મકાન બાંધી લીધેલું છે. તેના સામે માહારાજને રહેવાની ઘણી ખૂબસુરત મેડી છે. આ સ્થળે હમેશાં સદાવ્રત અપાય છે ને તે સિવાય ઘણુંજ ધર્માદા થાયછે. ગામને ફરતો પથ્થરનો મજબુત કોટ

છે. કોટની બાજુ ઉપર નીલકા નામની નદી વહે છે. શ્રાવણ મહિનામાં કેટલાક દેશાવરથી પુજાને વાસ્તે આવેલા બ્રાહ્મણો અહિં રહે છે તેથી એ આખો મહીનો પણ મેળો કહીએ તો ચાલે.

ભીમનાથથી પાકી સડકને રસ્તે ત્રણ ગાઉ ઉપર તગડી ગામ છે ત્યાં આચારજીમાહાપ્રભુજીની બેઠક છે.

તગડીથી ચાર ગાઉઉપર ધંધુકા કરી પ્રખ્યાત ગામ છે. આ ગામમાં વીસામોઢ વાણીઆની ઘણી વસ્તી છે ને તે તગામ કાંકરોલીવાળા માહારાજના શેવકો છે. જેવી રીતે ગાયકવાડ સરકારને નવસારી માહાલ ઉપજમાં છે તેવોજ આ માહારાજને આ મહાલ છે. આ માહાલ જેટલી શેવકદ્વારાએ આમદ ભાગ્યેજ બીજે સ્થળથી તેમને મળતી હશે.

ધંધુકેથી પણ પાકી સડકને રસ્તે રાણપુર દશ ગાઉ થાય છે. આ સ્થળ સુધીતો મારે કેટલીક વખતે આવવું થયુંછે. રાણપુરથી ધોરાજી જતાં ધોળાજંકશનના સ્ટેશન ઉપર ઉતરી પ્રથમ રાત રહેવું પડતું કેમકે તેને તેજ દહાડે બીજી ગાડી મળતી નહોતી. પણ હવે મેલ ત્રેનમાં એકે દહાડે રાત્રે ધોરાજી જવાય છે. ધોળાજંકશનના સ્ટેશન ઉપર પુરતી ધર્મશાળાઓ તથા બધી સગવડવાળી પુષ્કળ વીશીઓ છે તેથી કોઇ રીતે હરકત પડતી નથી.

ધોળાથી ધોરાજી જતાં આગગાડી છ કલાકમાં પહોચાડેછે અહિં પણ ધોળાની માફક ઉતરવાની સગવડ સારી છે. અહિંથી જુનાગઢ સાતગાઉ થાયછે પણ જતી વખતે જુનાગઢ ન જતાં બારોબાર ખંભાળીએ જવું પડેછે કેમકે બારોબારનો રસ્તો ઘણો સરળ પડેછે. હાલ ધોરાજીથી જુનાગઢ સુધીની રેલગાડી તૈયાર થવા આવી છે.

અહિંથી દ્વારકાસુધીની બળદ ગાડીઓ ૯ થી ૧૦ રૂપીઆ

સુધી વખત પ્રમાણે ભાડે મળેછે તેમાં પાંચ સ્વારી બેસારે છે. આ દેશના તમામ લોકો ભલા સ્વભાવના છે તેથી પરદેશી ઉપર ઘણીજ મમતા રાખે છે. તોપણ રસ્તે વળાવાની જરૂર પડેછે. ધોરાજીથી દ્વારકા ૫૦ ગાઉ છે.

બરોબર બંદોબસ્ત કરી આગળ ચાલતા રસ્તે છ ગાઉ ઉપર એક ખાખીનો સુંદર મઠ આવે છે. અહિં ઉતરનારને ઉતારો પણ મળેછે. પણ ટુંકો મુકામ હોવાથી આ જગ્યાની મુલાકાત લઇ દરેક મુસાફર આગળ ચાલે છે.

આ મુકામથી છ ગાઉ ઉપર એટલે ધોરાજીથી બારગાઉ ઉપર ભાયાવદર કરી ગામ આવેછે. દરેક યાત્રાળુને આ પ્રથમનો મુકામ છે. આ મુકામે ઉતરવા કરવાની સગવડ સારી છે. રસ્તો તમામ રસાળ છે ને પાણીની બીલકુલ હરકત પડતી નથી. ભાયાવદરમાં રામચંદ્રજીનું મંદિર છે.

ભાયાવદરથી ખંભાળીઆ ૧૮ ગાઉ છે. આ (ખંભાળીઆ) ગામમાં તેમજ ગામ બાહાર પુષ્કળ ધર્મશાળાઓ તથા કેટલાંક સદાવ્રતો છે, તેમાં સઉથી શ્રેષ્ટ ગામ બાહાર ગામના થડમાંજ મુંબાઈના શેઠ ઠાકસી મુળજીનો ધર્મવાડો છે. આ ધર્મવાડામાં કોઇ પણ જાતની ન્યૂનતા કોઈને રહેતો નથી. ગામમાં વૈશ્નવનાં મંદિર છે. ગામથી પાગાઉ ઉપર આચારજીમાહાપ્રભુજીની બેઠક છે.

ખંભાળીએથી ત્રીજો મુકામ ગુરગટનો છે. રસ્તે તમામ મુકામે પૂરતી ધર્મશાળાઓ તથા સદાવ્રતો છે. આ દેશમાં ભાગ્યેજ કોઇ ગામ સદાવ્રત વગરનું હશે.

ગુરગટગામના થડમાંજ રણ છે. દ્વારકાના મુસાફરોને પણ આ રણ ઉતરવું પડેછે. આ રણમાં પુષ્કળ કાદવ રહેછે તેથી તે ઉતરવાને કેટલાક વેપારી તરફથી પુલ બંધાવેલો હતો તે હાલ

તુટી ગઓ છે તેથી ફકત તે ઉપરથી હાલ માણુસ ચાલીને જઈ શકે છે. ખાલી ગાડાં આ કાદવમાં ઉતરે છે. રણુ આશરે પોણો મૈલનું છે.

રણુ ઉતરી આગળ બેગાઉ જતાં ધર્મશાળા તથા વાવ્ય આવેછે તેથી રણમાં થાકેલાને આ સ્થળ ઘણુંજ ઉપયોગી થઈ પડેછે. આ મુકામથી સાત ગાઉ ઉપર દ્વારકા છે.

દ્વારકા—આ ગામમાં ઉતરવાને ગોમતી કાંઠે કેટલીક ધર્મશાળાઓ છે તેમજ ગોર લોક પણુ ઉતરવાને સગવડ કરે છે તેથી યાત્રાળુને હરકત પડતી નથી. ગામમાં તમામ ગોર જાતના ગુગળી બ્રાહ્મણ છે. આ બ્રાહ્મણનું બીજી જાતના બ્રાહ્મણુ ખાતા નથી તેમ તે લોક પણુ બીજાનું ખાતા નથી.

આ ગામમાં મુખ્ય વસ્તી ગુગળીનીજ છે. દરેક વેપાર ઘણોખરો આ લોકોજ કરેછે. આ લોકો ઘણાજ કકળાટીઆ છે, તેમજ રાંક પણુ છે.

ગાગમાં મુખ્ય યાત્રામાં દરીઆ કિનારે એક કુંડના આકારમાં એક તરફનો ઘાટ બાંધેલો છે તેમાં દરીઆનું પાણી ભરતી વખતે ભરાય છે. આને ગોમતી કહે છે. આમાં નાહાવાનું ઘણુંજ માહાત્મ્ય છે. આ ગામ ગાયકવાડ સરકારનું છે તેથી ગોમતીમાં સ્નાન કરનાર પાસેથી પ્રથમ સાડાચાર રૂપીઆ તથા બેટમાં ઠાકોરજીનાં દર્શનના સાડાચાર મળી નવ રૂપીઆ માથા દીઠ દાણુ લેતા પણુ હાલ તેનું અડધ એટલે અકેક ઠેકાણે સવા બબે રૂપીઆ એટલે બે ઠેકાણાના સાડાચાર લેછે. દાણુ એકજ વખતે લેવાયછે દાણુ ભરી પછી ગમે તેટલો વખત રહે તો ફરી આપવું પડતું નથી. ગોમતીના સામે ચાર પાંચ કુવા છે તેનું પાણી સુંદર છે પણુ ભરતી હોય ત્યારે ત્યાં જવાતું નથી. ભરતી ઉતર્યા કેડે

પાણી ભરી લવાય છે ગોમતીને કિનારે રણછોડજી મહારાજનું ઘણું-જ ઉંચુ વીશાળ મંદિર છે. આ મંદિરને બે દરવાજા છે, તેમાંનો એક દરવાજો ગોમતી ઉપર તથા એક ગામ તરફ પડે છે. આ કોટ બંધ દહેરાંમાં વચ્ચે ઉંચ્ચા સિંહાસન ઉપર ઠાકોરજીની ચ-તુર્ભૂજ મૂર્તિ ઉભી છે. ઠાકોરજીની પાછળ શંકાચાર્યજીની ગાદી છે તેના વહીવટદાર મંદિરનો વહીવટ કરે છે. ઠાકોરજીની સેવા વારા પ્રમાણે હકદાર ગુગળી કરે છે, ઠાકોરજીના મંદિરમાં ત્રીક્ર-મરાય તથા કલ્યાણરાયનાં જુદાં મંદિરો છે. મંદિરથી બાહાર ની-કળતાં મંદિરના થડમાં આચાર્યજીની બેઠક ભોંયરામાં છે.

ગામથી પોણા મૈલપર લશ્કરની છાવણી છે. જો કે આ છાવણીનો ખર્ચ ગાયકવાડ સરાકાર પુરો કરે છે તોપણ એ લશ્ક-ર ઉપર હકુમત ઇંગ્રેજ સરકારની છે.

ગોમતી ઉપર કેટલાક સાધુ લોકોનાં ગંદિરોછે તથા બેઠક છે. આ મુખ્ય દ્વારકાની યાત્રા છે. આ યાત્રા પૂર્ણ કરી અહિંથી છ ગાઉ સુધી બળદ ગાડીએ જતાં આરામડા ગામ આવે છે. તહિં દરીઆની ખાડીછે તેથી વહાણમાં બેશીને સામે ત્રણગાઉ ઉપર બેટ છે ત્યાં જવું થાયછે. આ ત્રણ ગાઉ ખાડીમાં બેસતાં કાંઇપણ ધાસ્તી લાગતી નથી. વાહાણવાળા માથાદીઠ ઉતરામ-ણીના એક પૈશાથી એક આના સુધીમાં વખત પ્રમાણે લેછે, તે-મજ માથાદીઠ બે આના ગાયકવાડ સરકાર તરફથી લેવામાં આવે છે. સારી હવા હોયતો આ ત્રણ ગાઉ જતાં પા કલાક લાગેછે. બે ઠેકાણે ઉતરવા ચઢવાને ડંકા બાંધેલા છે.

**બેટ**–આને બેટ શંખોદ્ધાર કહેછે. અહિં ઉતરવાને કેટલી-ક ધર્મશાળાઓ છે. તે સિવાય લક્ષ્મીજીની મઉશાળામાં પણ પૂ-રતી જગો છે તેથી કોઈ રીતે અડચણ પડતી નથી. આ આખા

બેટનો વીસ્તાર બાર ગાઉનોછે. ચારે પાસ ફરતો દરીઓ છે. આ બેટમાં પણ મુખ્ય યાત્રા રણછોડજીની છે. અહિં કોઇ ગોર થતો નથી પણ જે ગોર દ્વારકામાં હોય તેજ આપણી જોડે આવેછે અને અહિં મંદિરોમાં જે આપણે ભેટ મુકીએ છીએ તેમાંથી અર્ધ ભાગ ગોર લઇ લેછે. આ પ્રમાણે ચારે પટરાણીઓના મંદિરમાંજ બનેછે. બાકી રણછોડજીનો વહીવટતો ગાયકવાડ સરકાર તરફથીજ થાયછે એટલે તેમાં કોઈનું વળતું નથી.

રણછોડજીના મંદિરનો તમામ વહીવટ ગાયકવાડ સરકાર તરફથી થાયછે. રાજભોગ રોજ વારા પ્રમાણે ચાર ઠકરાણીઓના મંદિર છે ત્યાંથી આવેછે. ઠાકોરજીને આરતી રાધકાજીનો બ્રહ્મચારી કરેછે. દરેક પટરાણીના મંદિરમાં જુદા જુદા બ્રહ્મચારીછે.

રણછોડજીના મંદિરમાં રણછોડજીની પાસે બે પડખે કલ્યાણરાય તથા ત્રીકમ રાયનાં મંદિરછે. તેમજ સામે માધવરાય તથા પુરષોત્તમ રાયનું મંદિર છે. રણછોડરાયના ચર્ણસ્પર્શ કરવાના આઠઆના તથા શય્યા મંદિર જોવાના બેઆના સરકારનો કર છે. બાકી બીજાં મંદિરનો તેનાથી અડધો કર છે.

આ સિવાય લક્ષ્મીજી, રાધકાજી, જાંબુવંતી, તથા સતભામા એ રીતે ચારે પટરાણીઓનાં જુદાં જુદાં મંદિરો છે. આમની સેવા તથા વહીવટ દરેકના જુદા જુદા બ્રહ્મચારી કરેછે. આ બ્રહ્મચારીઓની ચાલ સરવોપરીછે તેથી વિવેચન કરવાની જરૂર નથી. ત્રીકમજીની સુખશય્યા જોવા લાયક છે.

આ મંદિરમાં ફાગણ મહિનામાં ફુલડોળ ઉપર દરેકજણ વૈશ્નવ ઠાકોરજીને ઝુલાવે છે ગુસાઇજીની વહુ બેટીઓ હોય તે પણ ખુલ્લીરીતે બધાના દેખતાં ઝુલાવે છે. તેથી ડોળના ઓછવ ઉપર મ્હોટો સંઘ ભરાય છે.

મંદિરથી પોણા ગાઉ ઉપર એક સુંદર તળાવને કીનારે શંખનારાયણનું મંદિર છે, તેના થડમાં આચારજીની બેઠક છે. આ મંદિરનો પણ બ્રહ્મચારી જુદો છે.

આ યાત્રામાં યાત્રાળુંગાંનો કેટલોક ભાગ પોતાને ગમે તો બેટમાં અગર ગમેતો દ્વારકામાં પોતાના હાથ ઉપર * છાપ લે છે આમાં સાધુ વગરે વર્ગ ઘણી છાપો લે છે, કેમકે તેઓને જ્યાં જાય ત્યાં દ્વારકાની યાત્રા કરી છે એવી સાબેતી દેખાડવાના કામમાં આવે છે. બાકી વૈશ્નવો લેતા નથી કેમકે ડામવાળુ માણસ ઠાકોરજીની શેવાના કામમાં આવતું નથી.

ખરે ખરી રીતે આ છાપો લેવી એ ઘણીજ ભયંકર વાત છે. કેમકે આ છાપો જે વખતે પાકે છે તે વખતે ગમે તેવો ઘણાજ મજબુત બાંધાનો માણસ પણ નબળો પડી જાય છે.

આ યાત્રા પૂર્ણ કરી પાછા આરામડે ના જતાં ગોપીતળાવ જવાય છે. કેમકે ત્યાં પણ આરામડાની માફક ત્રણ ગાઊ ખાડીમાં બેઠેથી સામેપાર ઉતરાય છે. અહિંથી પાછા ફરતી વખતે પણ ગાયકવાડ તરફથી બે આના માથા દીઠ કર લેવામાં આવે છે. ગોપીતળાવનું ફકત નામજ મહોટું છે બાકી યાત્રામાં ફકત એક નાહાના ખાડામાં પાણી ભરેલું છે તેનું નામ ગોપીતળાવ છે. અહિંથી આરાગડાની માફકજ દ્વારકા છ ગાઉ બળદની ગાડીએ જવાય છે.

દ્વારકામાં દર્શણ કરી પાછા એને એ રસ્તે ના આવતાં

---

* લોઢાની સીક્કાના આકારમાં શંખ, ચક્ર, ગદા ને પદ્મ એવી છાપો તપાવીને લાલચોળ થાય એટલે માણસના હાથ ઉપર તેનાથી ડામ દે છે. પછી ખારા પાણીમાં નવરાવી પકવેછે એટલે મરતા સુધી આ ડાઘ જતો નથી.

બીજે રસ્તે જવું પડે છે કેમકે આ યાત્રામાં મુખ્ય પંચ તીર્થી છે. ખરૂં જોતાં નામજ મ્હોટું છે બાકી પંચતીર્થીમાં કાંઈ મુખ્ય યાત્રા નથી તેમજ કાંઇ નવાઈ જોવા લાયક નથી.

દ્વારકાથી ગુરગટ સુધી એને એ રસ્તે આવ્યાબાદ ત્યાંથી ત્રણ ગાઉ આડે રસ્તે પીંડવારો છે ત્યાં પિંડતારેશ્વરની યાત્રા છે. અહિં પીંડદાન થાય છે, આ જગાનું એવું માહાત્મ્ય છે કે પીંડ જ્યારે કુંડમાં નાંખે છે ત્યારે તરે છે પણ ખરૂં જોતાં ભાતના પિંડ તરે તેમાં નવાઈ નથી. ઘણા પિંડ અંદર પડવાથી આ પાણી એવી બાસ મારે છે કે પાસે પણ જવાતું નથી, છતાં યાત્રાળું આનું આચમન કરે છે તથા તેમાં સ્નાન કરે છે.

અહિંથી ૪૦ ગાઉ ઉપર પોરબંદર (સુદામાપુરી) આવેછે. આ તમામ રસ્તો બળદગાડીનો છે. રસ્તે ધર્મશાળાઓની સગવડ સારી છે.

પોરબંદર આ દેશી રાજાની રાજ્યધાનીનું શહેર દરિઆ કીનારે છે. ગામને ફરતો કોટ છે. કોટ બહાર તેમજ અંદર ધર્મશાળાઓ છે. ગામમાં પેસતાં નહાની છાપરી તળે સુદામાજીનું નાહાનું મંદિરછે તેમજ ગામમાં ગુસાંઇજીનાં બે મંદિરોછે. આ મુખ્ય યાત્રાછે. ગામમાં કાંઇ જોવા લાયક નથી.

પોરબંદરથી ત્રીજો મુકામ વેરાવળનો છે. વેરાવળ કાઠીઆવાડનું હવાખાવાનું મથક છે તેમજ દરીઆના કીનારો હોવાથી બંદર કાંઠો કહેવાય છે.

અહિંથી બે મૈલપર પ્રભાસપટ્ટણ છે ત્યાં સોરટીસોમનાથની મ્હોટી યાત્રાછે. અસલ ગુજરાતના ઈતીહાસમાં લખેલું પ્રખ્યાત દહેરૂં મહમદગીજનીએ તોડી નાંખ્યુંછે તેનું ખંડેર હજી છે. નવું નાહાનું દહેરૂં બાંધેલુંછે તેમાં ભોંયરામાં સોમનાથ માહાદેવજીનાં

દર્શન છે. દર્શન-અંધારમાં હોવાથી દીવાના અજવાળાથીજ દર્શન થાયછે દર્શન કર્યા બદલ માથા દીઠ એક આનો લેછે. દહેરાંથી થોડે છેટે ત્રીવેણી સંગમ છે, ત્યાં બે નાહાની નદીઓનો સંગમ થઈને દરીઆને મળે છે.

આ યાત્રા પૂર્ણ કરી આગળ પ્રાયશ્ચિત પીંપળે જતાં છ ગાઉ ઉપર રસ્તામાં ગોરખ મડી આવેછે. અહીં એક ધર્મશાળા છે તેના થડમાં એક અંધારી ગુફામાં ગોરખનાં દર્શન છે.

અહિંથી પાંચ ગાઉ ઉપર પ્રાયશ્ચિત પીંપળોછે ને ત્યાંથી અડધા ગાઉ ઉપર એક ગામછે. ગામમાં તથા પીંપળા પાસે ધર્મશાળાઓ તથા સદાવ્રત છે.

પીંપળાની પાછળ એક કુંડ છે તેમાં માધવરાયની મૂર્ત્તિ ગળા સુધી બુડેલી છે. તેના ઉપર થઈને એક પાણીનું વહેળીયું વહે છે તે માધવરાયને નહવરાવીને આગળ બે નાહાના કુંડ છે તેમાં ભરાય છે. તે કુંડમાં યાત્રાળુ સ્નાન કરે છે. આ કુંડનું પાણી પીંપળાને ચઢાવાય છે. મેળો હોયછે ત્યારે જળ ચઢાવ્યાના માથાદીઠ બે આના આપવા પડેછે. આડે દહાડે એક આનો લેછે.

અહિંથી વીશ ગાઊ ઉપર તુળશી શ્યામ છે. અહિં યાત્રામાં મુખ્ય ત્રણ કુંડ હારબંધ નાહાવાના છે તથા વિશ્નુનાં દર્શન છે. થડમાં ઘણુંજ નાહાનું ગામડું છે. અહિંથી પાછા વેરાવળ આવવું થાય છે. આ તમામ ગીરનો દેશ હોવાથી ઝાડી પુષ્કળ છે. ઈંગ્રેજસરકાર જોડે લઢાઇમાંથી નાશીને વાઘેર લોકો આ ઝાડીમાં સંતાયા હતા. આ ઝાડીનો રસ્તો ઘણો વીકટ છે.

તુળશીશ્યામથી પાછા વેરાવળ આવવું થાય છે. અહિંથ જુનાગઢ ૩૫ ગાઉ થાય છે. રસ્તો ઘણોજ રસાળ છે.

જુનાગઢ—આ પ્રખ્યાત શહેર દેશીરાજાની રાજધાનીનું છે.

ગામ બહાર તેમજ ગામમાં ધર્મશાળાઓ છે. ગામ વચ્ચે દરબારછે ત્યાંનો દેખાવ ઘણોજ જોવા લાયક છે. ધર્મશાળાથી મજેવડીને દરવાજે થઇને ગામમાં જતાં નરસિંહ મેતાનો ચોરો છે. ત્યાંથી આગળ બપકાબંધ બજાર છે. દરબારી કચેરી જોવા લાયક છે ને ત્યાં દરેકને તે જોવાની છૂટ છે. ગામમાં નાગરલોક ઘણા ધનાઢ્ય છે. મુસલમાનની વસ્તી ઘણી છે. ગામબહાર સુંદર બગીચો જોવાલાયક છે તેમજ ગામમાં પણ સુંદર બાગ છે.

આ શહેરથી બે ગાઉ ઉપર ગીરનારનો વખાણાએલો પહાડ છે. આ પાહાડને વાસ્તેજ આ શહેર પ્રખ્યાત છે.

આ પાહાડ ઉપરનો દેખાવ સરસ છે તેમજ દરેક ધર્મની યાત્રા હોવાથી અહિં ઘણા લોકો જાય છે. પાહાડ ઉપર ચઢવાને પગથીઆં છે. અશક્ય માણસને ડોળીઓ પણ અહિંથીજ ભાડે મળે છે. જતાં આવતાના થઇ ને ડોળીના ૬ થી ૯ રૂપીઆ સુધી બેસે છે.

ગામથી બે ગાઉ સડકને રસ્તે જતાં દામોદરકુંડ આવે છે, ત્યાં દામોદરરાયજીનું મંદિર છે તથા આચારજી માહાપ્રભુજીની બેઠકછે. ત્યાંથી અડધા મૈલ ઉપર મૃગી કુંડ આવે છે. આ કુંડમાંની માટી લોક ઘેર લાવે છે. એવું કહેવાય છે કે મૃગી (વાઈ) ના રોગ ઉપર આથી ફાયદો થાય છે. આ કુંડની બે બાજુ ઉપર ઊંચા પાહાડ છે તેને યોગીનીના ડુંગર કહે છે. ત્યાંથી આગળ જતાં થોડે છેટે મુંબઇના શેઠ પ્રેમચંદ રાયચંદની બંધાવેલી ધર્મશાળા તથા વાવ્ય છે. આ વાવ્ય ચઢાની વાવ્યના નામથી પ્રસિદ્ધ છે. તેના થડમાં હનુમાનજીનું મંદિર છે. અહિંથી ચઢાવ શરૂ થાય છે. પગથીઆના ચઢાવે દોઢ ગાઉ ચઢયા બાદ પહોળી જગોમાં જોવા લાયક શ્રાવકનાં દહેરાં છે ત્યાં ધર્મશાળા તથા સ-

દાવ્રત અપાય છે. જગો ઘણીજ સુંદર જોવા લાયક છે. પાણીનું પણ સુખ ઘણું છે આ પાહાડની પહેલી ટૂક કહેવાય છે. અહિં રહેનારને સગવડ સારી છે.

અહિંથી આગળ બસેં પગથીયાં ચઢતાં ગઉ મુખી આવે છે. આ ગીરનારની બીજી ટૂંક છે. અહિં એક કુંડમાં ગઉમુખમાંથી પાણી પડે છે ત્યાં એક બાવો રહે છે તે સદાવ્રત આપે છે તથા યાત્રાળુને જોઇતો સામાન પૂરો પાડે છે. આ કુંડમાં સ્નાન કરી શકાતું નથી, પણ માથા દીઠ એક આનો લઇને જળ બહાર લાવીબાવાજી સ્નાન કરાવે છે.

ત્યાંથી ત્રણુસેં પગથીઆં ચઢે અંબાજીનું દહેરૂં આવે છે. આ ત્રીજી ટૂંક અંબાજીના નામથી પ્રસિદ્ધ છે. આ ટૂંકમાં પાણીની તંગી છે.

આ પાહાડ ઉપર તરેહ તરેહની ઝાડી છે અને ઘણોજ સુંદર દેખાવ છે છતાં પાણીનું ઘણું દુઃખ છે. માત્ર ત્રણ ચાર જગામાં મળે છે.

અહિંથી આગળ ચઢવાનું નથી પણ ત્યાંથી બીજે રસ્તે એના એ પાહાડમાં થોડાં પગથીઆં ઉતર્યાબાદ થોડા પગથીઆં ચઢેથી ચોથી ટૂંક આવે છે. અહિં ગોરખની મઢી છે પાણી બીલકુલ નથી.

અહિંથી કેટલાંક પગથીઆં ઉતરતાં કમંડળ કુંડ આવે છે. અહિં પાણીનું સુખ સારૂં છે.

અહિંથી પાછા અડધે રસ્તે ચઢેથી વીકટ પગથીઆં થોડાં ચઢેથી ઉપર ગરૂદત્તાદરીનાં પગલાં છે આ પાંચમી ટુંક કહેવાય છે.

ઉપર ગુરૂદત્તાદરીનાં પગલાં છે તથા તેના થડમાં એક ઘંટ છે તે યાત્રાળુ વગાડે છે અહિં પાણીની ઘણીજ તંગી છે.

આગળ છઠ્ઠી ટુક કાળકાની કહેવાય છે. ત્યાંથી આગળ સા-

તમી ટુંક છે પણ ઘણોજ વીકટ રસ્તો હોવાથી કોઇ જઇ શકતું નથી.

અહિંથી પાછા એજ રસ્તે ગઉમુખી આવવું થાય છે. ત્યાંથી થોડે દુર સપાટ રસ્તે જતાં વૈશ્નવની બેઠક તથા સદાવ્રત છે. ત્યાંથી ઉતરવાનું આવે છે તે ઉતરતાં સેસાવન આવેછે તે મુકી આગળ ઉતરતાં હનમાનધારા આવે છે અહીં હનમાનજીના મોંઢામાંથી જળની ધારા પડે છે. તે પાણી કુંડમાં ભેગું થાય છે આને હનમાનધારા કહે છે. અહિ સ્નાન કરી પાછા ગઉમુખી આવીને પાછા ઉતરી જુનાગઢ આવવું થાય છે. ઘણા લોકો આ યાત્રા એકે દહાડે પુરી કરી તેને તે દહાડે ઉતરી જાય છે. કેટલાક રાત્રે ઉપર પણ રહેછે. પાહાડ ઉપરથી જુનાગઢનો દેખાવ ઘણોજ સરસ દેખાય છે.

આ તમામ યાત્રા પૂર્ણકરી પાછા ધોરાજી થઈને ધોળાજંકશનેથી ભાવનગરથી આવતી ગાડીમાં બેશીને તેજ દહાડે અમદાવાદ આવ્યાં.

**મનહર છંદ.**

દેશને વિદેશમાં જે વિચરે વિવેકી નર,
જાણવા જરૂર જાત ભાત સુવિચારને,
હુન્નર અનેક અને લોકનો વિવેક ટેક,
બીજા ભિન્ન ભાષાઓના અનુપ ઉચારને,
ઠામ, ઠામ દેવ ધામ શે'ર ને સુંદર ગામ,
પેખવા પુરણ પ્રેમ રાખતા ઉદારને,
સાધન થવાને શુભ કીધો શ્રમ શોધ કરી,
પુસ્તક આકાર એવા અર્પુ દીલદારને.

**સમાપ્ત.**

# પરિશિષ્ટ ૧ લું.

## રેલવેના ભાડાના દર વગેરેનું કોષ્ટક.

આ કોષ્ટકમાં લખેલો ભાડાનો દર એક મુકામથી બીજા મુકામનો સમજવો તથા મૈલનું છેટું પણ એકથી બીજાનું સમજવું.

| સ્ટેશનનું નામ. | મૈલ. | થર્ડક્લાસ. |
|---|---|---|
| અમદાવાદ. | | |
| આણંદ | ૪૦ | ૦-૧૦-૦ |
| ડાકોર | ૧૯ | ૦- ૩-૯ |
| ઠુવા | ૨૧ | ૦- ૪-૬ |
| આણંદ | ૪૦ | ૦- ૮-૪ |
| વડોદરા | ૨૩ | ૦- ૫-૯ |
| ડભોઇ | | |
| ચાણોદથી | | |
| મીઆંગામ... | ૨૧ | ૦- ૭-૬ |
| વડોદરાથી | | |
| મીઆંગામ... | ૧૮ | ૦- ૪-૬ |
| ભરૂચ........ | ૧૫ | ૦- ૪-૦ |
| સુરત......... | ૩૭ | ૦- ૭-૦ |
| મુંબાઇ...... | ૩૮૫ | ૨- ૯-૦ |
| થાણા......... | ૨૧ | ૦- ૫-૦ |
| નરેલ......... | ૩૩ | ૦- ૯-૦ |
| પુના......... | ૬૫ | ૧- ૦-૦ |
| બારસીરોડ.... | ૧૧૫ | ૧- ૮-૦ |
| મહોલ........ | ૨૯ | ૦- ૬-૦ |
| સોલાપુર....... | ૨૦ | ૦- ૪-૦ |
| કૃષ્ણગંગા... | ૧૪૪ | ૧-૧૪-૦ |
| રાયચોર....... | ૧૭ | ૦- ૪-૦ |

| સ્ટેશનનું નામ. | મૈલ. | થર્ડક્લાસ. |
|---|---|---|
| ગંટાકલ...... | ૭૭ | ૦-૧૨-૦ |
| તાડપત્રી...... | ૪૬ | ૦- ૮-૦ |
| કડપા......... | ૬૬ | ૦-૧૧-૦ |
| રાણીગંટા...... | ૭૧ | ૦-૧૩-૦ |
| તીરતની...... | ૩૪ | ૦- ૬-૦ |
| આરકોનમ...... | ૮ | ૧- ૪-૦ |
| મદ્રાસ........ | ૪૨ | ૭- ૨-૦ |
| **આરકોનમથી ભાડું ને છેટું.** | | |
| કાંજેવરામ.... | ૧૭ | ૦- ૯-૦ |
| ચીંગલપટ..... | ૨૨ | ૦-૧૧-૦ |
| વીલ્લપરામ.... | ૫૮ | ૨- ૦-૦ |
| **વીલુપુરામથી ફ્રેંચ** | | |
| પોંડીચરી..... | ૨૩ | ૦-૧૫-૦ |
| **વીલુપરામથી ભાડું તથા છેટું** | | |
| કડલોર........ | ૨૯ | |
| ચીદાગમરામ.. | ૫૩ | ૪-૧૩-૦ |
| કુંભકોણમ..... | ૬૬ | ૧- ૪-૦ |
| તનજોર....... | ૨૪ | ૧- ૦-૦ |
| નીગાપટ્ટમ..... | ૪૮ | ૨- ૧-૦ |
| **તનજોરથી ભાડું** | | |
| ત્રાચીનોપોલી... | ૩૧ | ૧- ૫-૦ |
| મદુરા......... | ૯૩ | ૪- ૨-૦ |

| સ્ટેશનનું નામ. | મૈલ. | થર્ડક્લાસ. |
|---|---|---|
| ટીનાવલી | ૬૮ | ૨-૧૫-૦ |
| ટીટીકોરીન | ૩૫ | ૧-૧૨-૦ |

આ પ્રમાણે આવતી વખતનુ ભાડુ સમજવું; ફક્ત ગંટાકલથી દક્ષીણ મરેહા રેલમાં મુસાફરી શરૂ થાય છે તેથી મદ્રાથી ભાડું સમજવું.

**મદ્રાસથી**

| | | |
|---|---|---|
| ગંટાકલ | ૨૭૩ | ૨-૧૩-૮ |
| બેલારી | ૩૦ | ૧-૦-૦ |
| હાસપેટ | ૪૧ | ૧-૧૫-૦ |
| ગદક | ૫૩ | ૨-૮-૦ |
| બગાલકોટ | ૫૮-૦ | ૨-૧૨-૦ |
| બીજાપુર | ૫૭ | ૨-૧૧-૦ |
| સોલાપુર | ૬૮ | ૨-૧૫-૦ |

**મુંબાઇથી.**

| | | |
|---|---|---|
| નાશીક | ૧૧૭ | ૧-૮-૦ |
| નાંદગામ | ૫૯ | ૦-૧૩-૦ |
| જળગામ | ૮૩ | ૧-૧-૦ |
| ભુશાવળ | ૧૫ | ૦-૪-૦ |
| બુરાનપુર | ૩૪ | ૦-૭-૦ |
| ખંડવાજંકશન | ૪૩ | ૦-૯-૦ |
| હદા | ૬૪ | ૦-૧૩-૦ |
| ઈટારશીજંકશન | ૪૭ | ૦-૧૦-૦ |
| જબલપુર | ૧૫૨ | ૧-૧૫-૦ |

રસ્તાની શાખા ગાડીઓ.

**ઇટારશી**

| | | |
|---|---|---|
| ભોપાળ | ૫૭ | ૦-૧૨-૦ |

| સ્ટેશનનું નામ. | મૈલ. | થર્ડક્લાસ. |
|---|---|---|

**પૂર્વ હીંદુસ્તાન રેલવેની મુસાફરી જબલપુરથી.**

| | | |
|---|---|---|
| માનકપુર | ૧૬૭ | ૨-૨-૯ |
| નયની | ૫૭ | ૦-૧૨-૦ |
| અહલાબાદ | ૪ | ૦-૧-૩ |

**અલહાબાદથી બનારસ તરફ થઇ કલકત્તા.**

| | | |
|---|---|---|
| ચુનાર | ૭૫ | ૧-૧-૦ |
| મોગલસરાઈ | ૨૦ | ૦-૪-૦ |

શાખા બનારસ સુધી.

**મોગલસરાઇથી.**

| | | |
|---|---|---|
| બનારસ | ૬ | ૦-૧-૩ |

**મોગલસરાઇથી.**

| | | |
|---|---|---|
| બક્ષર | ૫૮ | ૦-૧૨-૦ |
| બાંકીપુર | ૭૪ | ૧-૫-૦ |

બાંકીપુરથી ગયા તરફની શાખા રસ્તે પુનઃ પુના સ્ટેશને ઊતરવું પડેછે પણ આ ટીકટથી કામ જેટલીવાર ઊતરાયછે તેથી સળંગ ટીકટ લેવી.

**બાંકીપુરથી.**

| | | |
|---|---|---|
| ગયા | ૫૯ | ૦-૧૨-૦ |

**બાંકીપુરથી.**

| | | |
|---|---|---|
| પટના | ૬ | ૦-૧-૩ |
| વીજનાથ | ૧૩૧ | ૧-૧૨-૦ |
| રાણીગંજ | ૭૯ | ૧-૦-૬ |
| હાવરા / કલકત્તા | ૧૨૧ | ૧-૯-૦ |

કલકત્તાથી મોગલ સરાઇ સુધી ઉપર જણાવ્યા સિવાય કોઈ પણ યાત્રા નથી.

કલકત્તેથી મોગલસરાઇ ૪૬૯ મૈલ છે. સળંગ ભાડું બીજા વર્ગનું ૨૧-૧૫-૯ છે તથા ત્રીજા વર્ગનું ૬-૧-૯ છે આ પૂર્વ હિંદુસ્તાન રેલવેમાં બીજાને ત્રીજા વર્ગની વચ્ચે ઇંટરમીજીએટ કલાસ (દરજ્જો) રાખવામાં આવે છે તેનું ભાડું ઘણું ખરું ત્રીજા વર્ગથી બમણું છે.

બનારસથી કાનપુર તરફ થઈને જવાને આઉદ અને રોહીલખંડ રેલવેની મુસાફરી. આ રેલમાં બેજ વર્ગ છે.

**બનારસથી.**

| | | |
|---|---|---|
| અયોધ્યા | ૧૧૯ | ૧—૮—૯ |
| ફૈજાબાદ | ૪ | ૦—૧—૦ |
| લખનાઊ | ૭૮ | ૧—૧—૦ |
| કાનપુર | ૪૫ | ૦—૯—૬ |

**(અલહાબાદથી આવતી.)**

કાનપુરથી પાછા પૂર્વ હીંદુસ્તાન રેલને રસ્તે મથુરાં જવાયછે રસ્તે લખનાઊથી એક શાખા મુરાદાબાદ તરફ જાયછે.

**અલહાબાદથી.**

| | | |
|---|---|---|
| કાનપુર | ૧૨૦ | ૧—૯—૦ |
| ટુંડલા | ૧૨૯ | ૧—૧૧—૩ |

આગ્રા તરફની શીખા.

**ટુંડલાથી.**

| | | |
|---|---|---|
| આગ્રા | ૧૫ | ૦—૩—૬ |

**ટુંડલાજંકશનથી.**

| | | |
|---|---|---|
| હાથરસરોડ | ૩૦ | ૦—૧૦—૦ |

હાથરસથી મથુરાં તરફની શાખા રસ્તે હાથરસ શહેર આવે છે

**હાથરસરોડથી.**

| | | |
|---|---|---|
| મથુરા | ૨૯ | ૦—૫—૦ |

હાથરસરોડથી દીલ્લી તરફની ગાડી

**હાથરસરોડથી.**

| | | |
|---|---|---|
| અલીગઢ+ | ૧૯ | ૦—૪—૦ |
| ગાજીઆબાદ ‡ | ૬૬ | ૧—૨—૦ |
| દીલ્લી | ૧૨ | ૦—૨—૬ |

સીંધ પંઝાબ રેલની મુસાફરી.

**દીલ્લીથી.**

| | | |
|---|---|---|
| મીરટ | ૪૦ | ૦—૮—૩ |
| સાહારાનપર | ૭૧ | ૦—૧૫—૦ |
| બારારા | ૩૫ | ૦—૭—૦ |
| અંબાલા | ૨૦ | ૦—૩—૩ |

રજપુતાના માળવા રેલનો ર-

---

+ મુરાદાબાદથી મથુરાં જતાં ચંદોશીથી ગાડી બદલી અલીગઢ આવી આ સ્ટેશને બેશવું પડે.

‡ સીંધ પંજાબ રેલ પણ દીલ્લીથી આ સ્ટેશને આવી પંજાબ તરફ જાય છે.

સ્તો દીલ્હીથી અમદાવાદ.

**દીલ્હીથી**

આલવર........૯૮ ૧-૦-૦
બાંન્ડીકુઈજંકશન૨૫ ૦-૬-૦
જેપુર..........૫૬ ૦-૧૧-૦
અજમેર........૮૪ ૧-૧-૦

અજમેરથી ભીલવાડા થઈને ઉ-જ્જન તરફની શાખા.

**અજમેરથી.**

ભીલવાડા......૮૨ ૦-૧૪-૦
ફતેબાદ......૨૭૨ ૨-૧૫-૦

અહીં ફતેબાદથી ગાડી બદલીને ઉજ્જન જવાય છે.

**ફતેબાદથી.**

ઉજ્જન.........૧૪ ૦-૨-૦

ફતેબાદથી ઇંદોરસુધી ગાડી જ-ઈને ત્યાંથી હોલકર સ્ટેટ્રેલ ખં-ડવે જઈ જીઆઇપીને મળે છે.

**ફતેબાદથી.**

ઇંદોર...........૨૫ ૦-૪-૬
ખંડવા..........૮૭ ૦-૧૪-૦

રજપુતાના માળવા રેલવે.

**અજમેરથી.**

રાણી......... ૧૧૯ ૧-૭-૦
આબુરોડ......૭૧ ૦-૧૨-૦
સીધ્ધપુર........૫૧ ૦-૮-૦
અમદાવાદ.....૬૪ ૦-૧૧-૦

બીબી ને સી આઈરેલમાં અ-મદાવાદથી વઢવાણ.

**અમદાવાદથી.**

વઢવાણ.......૮૦ ૦-૧૫-૦
રાણપુર.......૩૨ ૦-૭-૦
ધોળા.........૩૯ ૦-૫-૦
ધોરાજી.......૭૩ ૧-૩-૦



## પરિશિષ્ટ ૨ જું.

### દક્ષિણ હિંદુસ્તાનની વપરાતી આરબી ભાષાના કેટલાક શબ્દ.

| આરબી. | ગુજરાતી. | આરબી. | ગુજરાતી |
|---|---|---|---|
| બીસતાકા | પતરાળાં | તની | પાણી |
| વેટલ | સોપારી | મંજાતની | મીઠું પાણી |

| આરબી. | ગુજરાતી. | આરબી. | ગુજરાતી. |
|---|---|---|---|
| ઊપુતની | ખારૂ પાણી | બંડીકાર | ગાડીવાન |
| અરશી | ચોખા | સાપટમ | ખાણું-ખાવું |
| પપુ | દાળ | પાલ | દુધ |
| પીંડી | લોટ | ચીનાં | નાહાનાં |
| ગોધમ | ઘંઊ | ગુડી | મંદિર |
| ગોધમપીંડી | ઘંઉનોલોટ | કડેલ | સમુદ્ર |
| કેસલ | મગ | પો.પો | જા.જા |
| કેસલપપુ | મગનીદાળ | ઈપેરીના | આનુંનામશું |
| કારામની | ચોળા | જળબાદી | દીશાએજવું |
| કાંદી | તુવેર | જલબાદીપોરે | દીશાએ જવા |
| સનગ | ચણા | | જગ્યા કયાં |
| કાકરકાયા | કારેલાં | ઓક | એક |
| ચીતાપીંડી | આંબલી | રંડ | બે |
| બલમ | ગોળ | મુંડ | ત્રણ |
| ઊપુ | મીઠું | નાળ | ચાર |
| પુસપુ | હળદર | આંચ | પાંચ |
| નઈ | ઘી | આર | છ |
| ચીપરકટો | સાવરણી | એડ | સાત |
| મચીનુન | મીઠુંતેલ | ઇનમંદી | આઠ |
| એકીગુડી | સાહીનોખડીયો | તુમંદી | નવ |
| નીરપુ | દેવતા | પત | દશ |
| કટેલાં | લાકડાં | પદકુકુ | અગીઆર |
| આંઇ | ભજીઆં | પદરંડ | બાર |
| ઇયારંડી | આવો ભાઇ | પદમુંડ | તેર |
| ઈયાકુચાંડી | બેસો ભાઈ | પદનાળ | ચઉદ |
| છત્રર | ધર્મશાળા | પદઆંચ | પંદર |
| માહાડ | બળદ | પદઆર | સોળ |
| બંડી | ગાડી | પદહેડુ | સતર |

| આરબી. | ગુજરાતી. | આરબી. | ગુજરાતી. |
|---|---|---|---|
| પદઇનગંદી | અઢાર | કાળઆના | પા આનો |
| પદતુમંદી | ઓગણી | ઔાડદઆના | અડધો આનો |
| ઇરવાઈ | વીશ | મુકાળ આના | પોણો આનો |
| નુરૂ | સો | ઓક આના | એક આનો |
| એરૂપાઈલું | હજાર | રંડ આના | બે આના |
| દમડી | પાઇ | રંડર આના | અઢી આના |

## પ્રથમથી ઘરાક થનારનાં મુબારક નામ.

| | | |
|---|---|---|
| ૭ | ઠાકોર શ્રી કાયાભાઇ કરસંઘજી | સ્વસ્થાન મખીઆવ. |
| ૫ | ઠાકોર શ્રી બેચરચર સંઘજી | સ્વસ્થાન સુડા. |
| ૨ | ભાઇ હરજીવનદાસ કલ્યાણજી | ” |
| ૨ | માહનતશ્રી ગજરાજગર ઇશ્વરગર. | સ્વસ્થાન ભિમનાથ. |
| ૧ | પાઠક. ઉત્તમરામ હરજીવન. | ” |
| ૧ | શા. જસરાજ પરભુદાસ. | ” |
| ૧ | કોઠારી કસલચંદ બેચરદાસ | ” |
| ૧ | રામકૃષ્ન પરભુદાસ. | ” |
| ૨ | ઠાકોર સાહેબ કેશરીસંઘજી | માણસા. |
| ૧ | શા. હરગોવંદદાસ ખેમચંદ | ” |
| ૧ | શા. રવચંદ ખેમચંદ | ” |
| ૧ | શા. મોતીચંદ કશનજી | ” |
| ૧ | શા. વ્રજલાલ દોલાભાઈ | ” |
| ૧ | શા. હકમચંદ ઈશ્વરદાસ | ” |
| ૧ | શા. ભાઇચંદ રાજા | ” |
| ૧ | શા. શીવલાલ મયાચંદ | ” |
| ૧ | શા. પીતાંબરદાસ રાજારામ | ” |

| | | |
|---|---|---|
| ૧ | શા. દેવચંદ નાગરદાસ | ,, |
| ૧ | શા. ગોપાલદાસ અમીચંદ | ,, |
| ૧ | શા. કશ્નાજી પીઠાજી | ,, |
| ૧ | શા. હરજીવનદાસ અમરચંદ | ,, |
| ૧ | શા. ગુલાબચંદ મોતીચંદ | ,, |
| ૧ | શા. મગનલાલ ખેમચંદ | ,, |
| ૧ | પટવારી. ગીરધરલાલ વી. વીઠલદાસ કારભારી. | ,, |
| ૧ | પટવારી. કેશવજી વી. જશરાજભાઇ ન્યાયાધીશ. | ,, |
| ૧ | શા. દેવચંદ ભગવાનદાસ | ,, |
| ૨ | કુમાર શ્રી ઉમેસંધજી | સ્વસ્થાન લીંબડી. |
| ૨ | શેઠ. હીરજીભાઈ દેવકરણભાઇ | મુંબાઇ |
| ૨ | શા. કેસવલાલ હરગોવીંદદાસ | મદ્રાસ. |
| ૨ | ઠાકોર. ચંદુલાલ હરીભાઇ ઈનામી જાગીદાર. | રાધનપુર. |
| ૧ | રા. રા. સીવલાલ ખુશાલચંદ | ,, |
| ૧ | શા. ઇજતરામ તારાચંદ. | પુના. |
| ૨૦ | વકીલ વજેશંકર ભઈ રેવાશંકરભઇ | રાજકોટ. |
| ૧ | વકીલ. જાદવજીભાઈ વ્હાલજીભાઇ. | ,, |
| ૧ | શા. છગનલાલ કાશીદાસ | પુના. |
| ૧ | શા. છગનલાલ રાજારામ | ,, |
| ૧ | શા. માનચંદ વખતરામ. | ,, |
| ૧ | પરી. લલુભાઈ નાહાનાભાઈ | મુંબાઇ. |
| ૧ | શેઠ. પુરૂષોતદાસ મયારામ. | ,, |
| ૧ | શેઠ. લક્ષ્મીદાસ ખીમજી. J. P. | ,, |

૧ શેઠ. દામોદરદાસ રૂઘનાથદાસ. ”
૧ શેઠ. છોટાલાલ આણંદજી. ”
૧ શા. છગનલાલ મુલચંદ જરીવાળા. ”
૧ શા. તારાચંદ વાહાલજી શેર દાલાલ ”
૧ શા. લાલજી વશનજી ” ”
૧ શા. પરમાનંદદાસ નથુભાઇ ”
૧ શા. હરગોવનદાસ ગોવરધનદાસ. ”
૧ શા. ખુશાલદાસ દયારામ ”
૧ શા. જીવણરામ કીશોરદાસ ”
૧ શા. વીરચંદ વખતરામ કસારાચાલી મુંબાઇ
૧ શા. પરશોતમ જીવાભાઈ ”
૧ શા. દામોદરદાસ તુલશીદાસ ”
૧ પરી. વલવદાસ મનસુખરામ (વીશનગરવાળા
૧ ભટ. હરીરામ વાલજી ”
૧ દવે. દામોદરદાસ વીઠલદાસ (વડનગરવાળા)
૧ દેવી. કાલીદાસ નાથુરામ ”
૧ મણીઆર. જેઠારામ નથુરામ. ”
૧ દલાલ. જગજીવન વનમાળી (દેલવાડાના)
૧ શા. માધવજી લક્ષમીસ (ચોરવાડવાળા)
૧ ઠા. ગોકળદાસ ઘેલાભાઇ ખંભાળીઆવાળા મુંબાઈ.
૧ જોશી. છગનલાલ મુલજી માણસાવાળા ”
૧ શા. ત્રીભોવનદાસ ધરમશી મહુવાળા. ”
૧ શા. ભાઇચંદ ઝવેર ”
૧ મણીઆર. બળદેવ વીઠલદાસ વડનગરવાળા ”
૧ શા. હરજીવન દેવજી. ”

૧ શા. ઠાકરશી ભાણજી દેલવાડાવાળા ,,
૧ શા. મોહનલાલ નરભેરામ. ,,
૧ શા. મુનજી નરોતમદાસ બંગાળીવાળા ,,
૧ શીવલાલ મયાચંદ ઠે. મારકીટમાં ,,
૧ શા. મોહનલાલ મગનલાલ ઠા. છીપીચાલી ,,
૧ શા. પરસોતમદાસ જીવાભાઇ ઠા. જુનીમારકીટ. ,,
૧ રા. મોરારજી વલભભાઈ મહેતા. સુરત,
૧ કણસારા. ત્રીભોવનદાસ કાશીદાસ ,,
૧ ડા. લક્ષ્મીનારાયણ જેઠાભાઇ હોસપીટલ આસીસ્ટંન્ટ. ,,
૧ રા. રા. મગનલાલ હરીશંકર. ,,
૧ રા. રા. મોરારજી રણછોડજી દેશાઈ. ,,
૧ રા. રા. ધીરજભાઈ ધનેશ્વરભાઈ નાં દોદરાજપીંપળા. ,,
૧ રા. રા. જોઈતારામ જેશંકર કીલ્લાઆગળ. ,,
૧ રાવસાહેબ. હરદેરામભાઇ બોરસદ કોર્ટ-સબજજસાહેબ. બોરસદ.
૧ માસ્તર. કાલીદાસ ચુનીલાલ અમદાવાદના. ,,
૧ મુખ્ત્યાર. માણુકલાલ લલુભાઈ. ,,
૧ વકીલ. માણુકલાલ લલુભાઇ ,,
૧ વકીલ. નરભેરામ બાઇશંકર ,,
૧ ,, ઘેલાભાઇ બાઇશંકર ,,
૧ ,, રણછોડભાઈ રામભાઇ ,,
૧ ,, પીતાંબરદાસ ગોરધનદાસ ,,
૧ વકીલ. જેઠાભાઈ લાલજી પેટલાદ

૧ તલાટી. ચુંનીલાલ બાબરભાઇ ,,
૧ શેઠ. હીમતલાલ પ્રાણજીવનદાસ ,,
૧ શા. ત્રીજવલવ ગડબડભાઇ ,,
૧ શા. મોહનલાલ કાલીદાસ ,,
૧ વકીલ. રતનલાલ અરચતલાલ દેશાઈ ,,
૧ શા. કાળીદાસ લલુભાઈ ગહોરવાળા
૧ ચોકસી. ચંદુલાલ જેસંઘભાઈ ,,
૧ પેટલાદ લાઇબ્રેરી શા. છગનલાલ લલુભાઇ.
૧ શા. બાબરભાઈ પીતાંબરભાઇ ,,
૧ બક્ષી લક્ષ્મણરાવ બળવંતરામ ,,
૧ પરી. નારાણભાઇ કેશવલાલ ,,
૧ વકીલ. રતનલાલ અચરતલાલ દેશાઇ
૧ પંડ્યા. બેચરલાલ ગણપતરામ ,,
૧ પટેલ. જગજીવન અમથાસા અમદાવાદ.
૧ પટેલ. માણકલાલ લલુભાઈ ,,
૧ શા. અચરતલાલ અમરતલાલ ,,

